# ગ્રંથાર્પણ.

ગરબી.

અચકો મચકો કારેલી: એ રાગ

આ શુભ અર્પણ પત્રીકા. ટેક.

છો સજ્જન સૌ શ્રોતા મારા, તે સ્નેહ ધરી સ્વીકારો રાજ, આ શુભ.
છે અર્પણના રસ્તા ન્યારા, તેમાં આ સૌથી ન્યારો રાજ, આ શુભ. ૧
જે કવિ ચિત પ્રેરક ચતુરાઇ, છે પ્હેલી અર્પણ એને રાજ, આ શુભ
જેની કરૂણાથી જગભાઇ, જન થયા વડા કહું જોતે રાજ; આ શુભ. ૨
કદિ કોટિ પ્રયત્ન કરે પ્રાઇ, નહિ એનિ કૃપા વિણ કોઇ રાજ; આ શુભ.
પેખો આ ચરિત્ર ચિત પ્રોઇ, ભાગો આ રણછોડ ભાઇ રાજ, આ શુભ ૩
કહું અર્પણ પછિ તો એઓના, શુભ નેક નામને આ છે રાજ, આ શુભ.
પછિ નામ મુબારક જેઓના, આ ચિરત્રમાં આવ્યાં છે રાજ; આ શુભ ૪
તે કઇ રાજા કઇ તો રાણા, ને સેનશાહ વળિ સારા રાજ, આ શુભ
કઈ તો મહિં સાહેબો શાણા; જે હિંદનું હિત ઇછનારા રાજ; આ શુભ. ૫
કઈ હાકમ ગામી સજ્યોનાં, શું સરકારી દરગારી રાજ, આ શુભ
કઈ વિવીધ કામે એઓના, જે કહું મોટા અધિકારી રાજ, આ શુભ. ૬
કઈ જજ્જ, કલેકટર, બારિસ્ટર, પ્રફિસો ડાકટર, ઇન્જનેરો રાજ; આ શુભ
કઇ શ્રીમતો મહા જોરાવર, સહુ સાથ સુધારા કેરા રાજ; આ શુભ. ૭
કઈ સભા સોહિ જે શાસ્ત્ર તણા, ને શાસ્ત્ર તણા ચ્હાનારા રાજ, આ શુભ
કઈ શોખિન વળિ આમ કાવ્ય તણા, ને આમ હિતના ઇછનારા રાજ, આ શુભ ૮
કઇનો અધિપતિયો ન્યૂસોના, કઇ તો ચોપાનિયા કેરા રાજ, આ શુભ
કઇ સ્થળ શુદ્ધ સમાજોના, કઇ વિદ્યા ખાતા કેરા રાજ, આ શુભ ૯
કઇ હિંદૂ મૂસલમાન કહું, કઇ પ્હેલવાન પારશિયો રાજ; આ શુભ
બહુ હિંમત ને ધરિ હોશ બહુ ઉર પ્રભુ જઇ સૌને વશિયો રાજ, આ શુભ ૧૦

કરિ કમ્મર સૌ વળગ્યા કામે, કઇ દેશ સુધારા કીધા રાજ; આ શુભ.
ન રહ્યું અજ્ઞાન તિમિર નામે, દુનિયામાં ડંકા દીધા રાજ; આ શુભ.૧૧
શુભ વધવા દેશ તણી સમૃધિ, પુજ્યતન મન ધનથી ખાંતે રાજ; આ શુભ.
કરિ વિદ્યા કળા તણી વૃદ્ધિ, ને વેપારનિ ભલિભાતે રાજ; આ શુભ.૧૨
કઇ ગયા અમર અહિં નામ કરી, કઇ હયાત હાલ બિરાજે રાજ; આ શુભ.
એ સૌને અર્પણ સ્નેહ ધરી, આ ગ્રંથ કરૂં હું આજે રાજ; આ શુભ.૧૩
સર્વેશ્વર સૌને સુખ આપો, થિર અવિચળ કરિ પ્રભુ થાપો રાજ; આ શુભ.
પ્રભુ કાપી સૌના પરિતાપો, મન વાંછિત સૌનાં આપો રાજ; આ શુભ.૧૪
મ્હેતા નરસિંહનિ જ્યમ હુંડી, પ્રભુ લેજો એમ સ્વિકારી રાજ; આ શુભ.
મુજ અંતરની આશિષ ઉંડી, મનમોહન કહે છે મારી રાજ; આ શુભ.૧૫

---

## સ્વર્ગસ્થ રા. રા. માધવલાલ રણછોડલાલ વિષે.

દોહરા.

ગતિ ઇશ્વરના ઘર તણી, કળી શકે નહિ કોય;
આરંભ્યાં અધુરાં રહે, હરી કરે તે હોય. ૧

સવૈયો.

રે સુત રાવ તણા ક્યાઁ ગયા ધણિ હોંશથિ આ શરૂ ગ્રંથ કરાવી;
આપ લખી ઉત્તરોત્તર પત્ર, જરૂરપણે અતિ પ્રીતિ જણાવી;
મેં પણ પૂર્ણ ઉમેદ ધરી મન, જે લઉં રાવ તનુજ રિઝાવી;
સૌ મનની મનમાં રહિ મોહન, કાળ પડ્યો ક્રુર ક્યાંઇથિ આવી. ૨

દોહરો.

દયા ધર્મની મૂરતી, પામરના પ્રતિપાળ;
કાળ દુષ્ટ ક્યાં લઇ ગયો, મનહર માધવલાલ. ૩

---

# રા. રા. રા. બ. રણછોડલાલ છોટાલાલ સી. આઈ. ઈ. ના સ્વર્ગવાસ વિષે.

દોહરા.

અરે પ્રભૂ શું આ કર્યું, નરનારી વૃધ[1] બાળ;
ઉદાસિ અમદાવાદનાં, જાતાં રણછોડલાલ. ૧

શુભ જ્ઞાતી સાઠોદરા, વતન ઉપર અતિ વ્હાલ;
સુપુત્ર છોટાલાલના, લાયક રણછોડલાલ. ૨

ગુજરગ બુઢ્ઢો બાપ તુલ્ય, ધીંગી પુરની[2] ઢાલ;
ઢળી પડી તે ધરણિમાં, લાયક રણછોડલાલ. ૩

નહિ હુન્નર ઉદ્યોગનું, કારખાનું જે કાળ;
સૂરત કે મુંબાઈમાં, દીઠું રણછોડલાલ. ૪

કાંતિ વણી તૈયાર કરિ, આપે સૂતરૂ માલ;
એ મિલ[3] અમદાવાદમાં, કીધી રણછોડલાલ. ૫

---

૧. વૃદ્ધ. ૨. રા. બ. જેમ દેશમાં મીલ ઉદ્યોગના પિતા કહેવાયછે તેમ પોતાના વતન (અમદાવાદ)માં હોઈ એ ધંધો ખુબ ખિલાવ્યો જેથી આજે ત્યાં સંખ્યાબંધ મીલો થઇ, અનેક મનુષ્યો કામે લાગેલાં છે. તે શિવાય અશક્ત મનુષ્યો માટે અનાથાશ્રમ, વિવિધ પ્રકારનાં ઔષધાલય, નિશાળો ને જુદી જુદી જાતનાં ફંડો વગેરે કરી લોકોની આરોગ્યતા સચવાય તથા તેમનામાં સંસારૂ વહેવારૂ કેળવણી અને ધર્મ નીતિનો ફેલાવો થાય એટલા સારૂં, તેમણે બહુ બહુ ઊલટ બતાવી પોતાની પદરથી મોટી રકમો ખરચ કરી છે. એટલુંજ નહીં પણ પોતાના સ્થાનીક સ્વરાજ્યના અમલમાં ત્યાં કાઇનેજ અને પાણીકામ કરી અમદાવાદી પ્રજાને હમેશાંનેમાટે સુખ કરી આપ્યું, જેનો લાભ સર્વે પ્રજા એક સરખી રીતે લે છે. તેમાં છેવટ પ્રજાપ્રિય થઈ ગરીબોને માટે તો તે દરેક રીતે પોતાથી બનતુ કરી તેમના એક પાળક-પિતા થઈ નિવર્ત્યા હતા. ૩ સને ૧૮૫૯ માં.

ધર્મ દવાખાનાં રચ્યાં,[1] રચી નિરાશ્રિત[2] શાળ;
વિવીધ વિદ્યાલય રચ્યાં, લાયક રણછોડલાલ. ૬

પાણીનાં ને ગટરનાં, કીધાં કામ વિશાળ,
સડકો કીધી શોભતી, લાયક રણછોડલાલ. ૭

મરકિ કૅમ્પ વઢવાણમાં, વડોદરે જે કાળ;
અમદાવાદ ઉગારિયું, વચમાં રણછોડલાલ. ૮

મુંબઇ ને સૂરત થયાં, બહુ જ્યારે બેહાલ;
અમદાવાદ બચાવિયું, ત્યારે રણછોડલાલ. ૯

મેસાણે મરકી પડી, સિધપુર, પાલનપૂર;
અમદાવાદ ઉગારિયુ, રંગ રાવ બ્હાદૂર. ૧૦

મરકીવાળાં મથકથી, અગ્નિરથો[3] ઉભરાય;
ત્યાં શ્રીપુર[4] તેથી બચ્યું, એજ રંગ કહેવાય. ૧૧

માન પ્રજામાં પામિયા, પામિ માન મહિપાલ[5];
ભાગ્યશાળિ ભડ થઈ ગયા, લાયક રણછોડલાલ. ૧૨

મુંબઈની ધારાસભા[6], શ્રીપુર મ્યૂનિસિપાલ[7];
સોસાઇટિ[8] સંભારશે, લાયક રણછોડલાલ. ૧૩

સોહ્યું પદ સી. આઈ. ઈ., દીધું શ્રી સરકાર;
પ્રમુખ પ્રજામાં થઈ ગયા, રહિ ગઈ કિર્તિ અપાર. ૧૪

માણસની જે ખોટ તે, પૂરાતી પૂરાય;
પણ આ અમદાવાદને, જબરી ખોટ ગણાય. ૧૫

---

૧. પાચકુવા દરવાજા બહાર. ૨. શાહપુરમાં પોતાના કારખાનાને લગતું. ૩. આગગાડીયો. ૪. અમદાવાદ. ૫. રાજા ૬. લેજીસ્લેટીવ કૌન્સિલ. ૭. મ્યુનિસિપાલીટી. ૮. નામદાર ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી.



# पुरुषप्रयत्न अने ईश्वरकृपा

अथवा

## महान पुरुष स्वर्गस्थ
## रा. रा. रा. ब. रणछोडलाल छोटालाल, सी. आई. ई. एओनुं

# जन्मचरित्र.

## प्रथम भाग.

### मंगलाचरण.

ઉપજાતિછંદ.

ના પાર જેનો લખતાં પમાય, ક્યાં પાર આકાશ તણો કળાય;
કળાય જેનું નહિ કાંય રૂપ, છે ભૂપતીનો[1] પણ જેહ ભૂપ[2]. ૧
અનંત કોટી[3] સુબ્રહ્માંડ કીધાં, કૈ[4] ના કરી ક્ષે[5]ક્ષણ મધ્ય દીધા,
દીસે ન દૂજો[6] કહું જે દિગંત[7], જેને નમે નિત્ય જિવો અનંત. ૨
આદિત્ય[8] ઇંદુ[9] અગણીત તારા, ધાર્યાં ધરામાં ઘન[10] વીજ ધારા;[11]
વૈશ્વાંદ્ર[12] વાયૂ જળ ઊપજાવ્યાં, ખગોળ[13] ભૂગોળ[14] ભલા ખિલાવ્યા. ૩

---

૧ રાજા. ૨ રાજા. ૩ ક્રોડ. ૪ કઈ. ૫ નાશ. ૬ બીજો. ૭ દિશાઓના અંતસુધીમાં પણ. ૮ સૂર્ય. ૯ ચંદ્ર. ૧૦ વરસાદ. ૧૧ વીજળી. ૧૨ અગ્નિ ૧૩ આકાશ. ૧૪ પૃથ્વિ.

પક્ષીપશૂ ને જિવ સૂક્ષ્મ[1] જાતી, જોતાં નથી અક્ષિ[2] થકિ કૈ જણાતી;
બક્ષીસ બોલ્યા વિણુ આપ આપી, નભે ન જેને વિણુ જે કદાપી. ૪
ધારી ધરામાં[3] ઉદ્દભીજ[4] જાત, ભારી ખનીજો[5] ભરિ ભાત ભાત;
સરી[6] સમુદ્રો ગિરિ[7] ને ગુફાદી[8], જ્યાં ત્યાં દિસે દોલત નામજાદી.
સમૃદ્ધિએ સૌ જનહીત[9] સ્થાપી; અને અમૂલી આ દેહ આપી;
કીધી કૃપા એ અદકી અમાપ, જે એક એવો બળવંત બાપ. ૬
જે એક માલેક અનેક નામ, છે હાથ જેને સઉની લગામ;
કરે રહ્યો જે પળમાં ચહાય, રાજત્વ[10] રંકોગ્રહુ[11] રંક રાય. ૭
સ્થળો જળોમે[12] જળ ત્યાં જમીન, દીસે સહુ જે પ્રભુ પાસ દીન;
જેની કૃપાથી કવિ કિર્તિ જામે, ઇંદૂ રવીથીજ પ્રકાશ પામે. ૮
એવા પ્રભૂ કિલ્મિષ[13] કષ્ટ કાપો, દળી દરિદ્રો સુખ સિંધુ આપો;
આવી હજો સ્હાય સદાય આગે, મૂખેથિ મનમોહન એજ માગે. ૯

કવિત.

"કર્યા તેં મનુષ્ય તે તો કેવાં કેવાં કરે કામ,
ધરણી[14] નિમિત્ત ધંધ[15] મચાવે છે ધાઇને;
કોઇ તો કળા અનેક કલ્પનાથી કાઢે શોધી,
કોઈ તો ગણાય ગુણી ગાન તાન ગાઇને;
કોઈ તો વિવેકથી વિશેષ વિત્ત વાવરીને,
વધારે છે વિશ્વમાં[16] વડુવાની વડાઇને;

---

૧ ઝીણા. ૨ આંખ. ૩ પૃથ્વિમાં. ૪ વનસ્પતિ. ૫ ધાતુ પહાણા કોયલા, વગેરે. ૬ નદિ. ૭ ડુંગર. ૮ ગુફાઓ વગેરે. ૯. માણસોકાજે. ૧૦. રાજ્યપદ. ૧૧. રંકોને ઘેર. ૧૨. જળમય. ૧૩. પાપ. ૧૪. પૃથ્વિ. ૧૫. ધંધા. ૧૬. જગત

પંચભૂત[1] તણાં એવાં પુતળાં પ્રગટ કર્યાં,
ચિદાનંદ દેવ ધન્ય તારી ચતુરાઈને. ૧

કોઈ કુંભકાર[2] કહેવાય વડો કારીગર,
કારીગરી કરે કરી પુતળાં કળા કરી;
ન્હાના વિધિ નૃત્ય કરે કલ્પનાથી કૃત્ય કરે,
ભૂપ અને ભૃત્ય[3] બને શોભીતી સભા ભરી;
કોઈ કવિ તે ક્રિયાની કાવ્યનું કરે વખાણ,
તે તો વખણાય કુંભકારની કારીગરી;
તેમજ ત્રિલોકમાં હું જે જે વાત વરણવું,
તે તે વરણન તારી લીલાનુંજ હે હરી; ૨

કરોળિયો લાળતણી જાળ જે વિશાળ ગુંથે,
એ તે એનું ડાપણ કે એના કરતારનું;
સુઘરીઓ સુઘડ જે ઘાસનું બનાવે ઘર,
કરાય ન કારીગર થકી એ પ્રકારનું;
કારીગરી કરી રૂડો માખી મધપુડો રચે,
એ બધું ચરિત્ર એક અખિલ આધારનું;
તેમજ મહાન જનનું ચરિત્ર જે વિચિત્ર,
✓ તેનું વરણન તે તો તેના સરજનારનું. ૩

સવૈયો.

ભારથમાં જશ પારથના લખિ, જીવનનું ફળ સાર્થક જાણ્યું;
સૂરજવંશ અને શશિવંશ, વખાણિ પુરાણ પવિત્ર પ્રમાણ્યું;

---

૧. આકાશ, પૃથ્વિ, વાયુ, જળ, અગ્નિ, અને તેજ પંચભૂત ગણાય છે.
૨. કુંભાર. ૩. ચાકર.

આસુર વંશતણું પણ વર્ણન, વાલ્મિક વ્યાસ વિશેષ વખાણ્યું;
એ સઘળી કરતાર તણિ કૃતિ, એમ મહા કવિયે ઉર આણ્યું." ૧

## ચરિત્ર માહાત્મ્ય.

ચોપાયા વૃત્ત.

"અહો સદાશિવ અહો સદાશિવ બળી તમારી ટેવ."
(એ રાહે પણ ગવાશે.)

મોટા જનનાં ચરિત્ર મોટાં, મોટા કવી વખાણે;
પેદા કરનારો પ્રભુ તે સઉ, પોતાનાં કરિ જાણે. ૧
ઉમદા સરસ અમલદારોથી, ઉમદું રાજ્ય ગણાશે;
ઉમદાપણું એથી અધિપતિનું, પૃથ્વિવિશે પથરાશે. ૨
કોઈ રાજ્યની કિરતી કથશે, કથશે કોઈ રાજાની;
પૃથ્વિપતી તે સઉ પોતાની, મનમાં લેશે માની. ૩
હુન્નર પોતાનો વખણાતાં, હુન્નરિ મન હરખાશે;
મોટા જનનાં ચરિત્ર શુણતાં, પ્રભૂ પ્રસન એમ થાશે. ૪
પૃથુરાજ રાસાથી ચંદે, ગાયું પૃથૂ ચરિત્ર;
મોટા જનનાં ચરિત્ર જે જે, પ્રભૂ ચરિત્ર પવિત્ર. ૫
ઉત્તમ ઈંગ્રેજી કવિયો ને, શાયર ફારશિ સારા;
થઈ ગયા કંઈ મ્હાન પુરૂષો,–તણાં ચરિત્ર લખનારા. ૬
મુજ તાતે પણ વિજય ક્ષમા ને, તખ્ત વિલાસ રચ્યો છે;
ફાર્બસ વિલાસ ફાર્બસ ગુણનો, ઉલાસથી ગાયો છે. ૭
મેં પણ રાવ ગોપાળરાવજી, પૂરણ ગાયા પ્રીતે;
દિવાન બહાદુર મણીભાઈ, પણ મેં ગાયા એ રીતે. ૮

પ્રેમ ધરી એમ શ્રોતાને કહું, છોજી પરમ પવિત્ર;
રાવબહાદુર રણછોડલાલજિ, કેરૂં કહું ચરિત્ર. ૯
જેણે જગમાં જનમી જબરાં, કીધાં મોટાં કામ;
ભૂ પલટે ગુજરી નહિ ભૂલે, નિશ્ચળ કીધું નામ. ૧૦
રાજ્ય સમાજે[1] લાજ વધારે, પ્રજા સમાજે પ્રીતી;
પ્રભુ કરૂણાના [2]જિહાજ પોતે, આદીથી અથ ઇતી. ૧૧
પવિત્ર તેનું ચરિત્ર શુણતાં, પ્રભૂ પ્રસન એમ થાશે;
[3]ન્યૂન રહે વક્તાને શાની, શુણિ શ્રોતા જશ ગાશે. ૧૨

### શ્રોતાપ્રતિ ઉક્તિ.

ત્રિભંગીછંદ.

હે શ્રોતા મારા, સજ્જન સારા, છો દ્રગતારા[4] મુજ પ્યારા,
કઇ મુરબ્બિ મારા, હિત ન્હાનારા, મિત્રો પ્યારા, કઇ મારા;
અહિં ભલે પધાર્યા, હર્ષ વધાર્યા, નથિ કો ન્યારા, પરભાર્યા,
પ્રભુ વિશ્વાધારા,[5] સ્હાયક સારા, સદા તમારા, હો પ્યારા. ૧

### રણછોડ નામ માહાત્મ્ય.

સવૈયા.

જે ધરિ નામ હણ્યું દળ કૌરવ, જે ધરિ નામ દુવારકાઁ વાશી;
જેથિ કરી જય પાંડવ પામિયાઁ, જેથિ રહી પત પાંડવિ ખાસી;
જેથિ દરિદ્ર સુદામાઁતણું ગયું, જે જગમાં રહિ જેનિ પ્રકાશી;
એ શુભ નામ ચરિત્ર પ્રતાપથિ, હો સહુ રંજન વિશ્વવિલાસી. ૧

---

૧ સભા. ૨ મોટું વહાણ. ૩ ઓછપ—ઓછાપણું. ૪ આંખો. ૫ જગતના આધાર ભગવાન.

अंतर्लापिका.

दोहरो.

રતીવંત નવ નિદ્ધિવંત, અચ્છો વડો અમીર;
લાખેણો જશ લઈ ગયો, મ્હાપ્રભુને મંદીર. ૨

રાવ સ્વભાવ ગુણ કથન.

હરિગીતછંદ.

છે ચરિત્ર આ વિચિત્ર જેનું, પવિત્ર પૂરુષ તે હતા,
દિન રાત હિત ગુજરાતનું, ભલિભાત ચિત્ત વિચારતા;
વિદ્યા કળા ઉદ્યોગ કેરી, વૃદ્ધિ પર અતિ વ્હાલજી,
છે રાવ બ્હાદુર રંગ! રાખ્યું નામ રણછોડલાલજી. ૧

[1]શિશુપણ પ્રજા શ્રીમંતની કઇ વ્યર્થ ગૂમાવે વળી,
ભલિ આ વિવિધ વિદ્યા ભણ્યા જે [2]આજ દીપી નીકળી;
રંગ એક પ્રસંગ અનેક પણ ખુબ એજ અંગે [3]ખ્યાલજી,
છે રાવ બ્હાદુર રંગ! રાખ્યું નામ રણછોડલાલજી. ૨

કરવું ન ક્યારે વણ વિચાર્યે કામ ભારે કર ગ્રહી,
જો કર ગ્રહ્યું તો પછિ થયું, પ્રયત્નથી ડરવું નહીં;
તોપણ પ્રથમ પરિણામનો વીચારિ જોવો તાલજી,
છે રાવ બ્હાદુર રંગ! રાખ્યું નામ રણછોડલાલજી. ૩

હો પ્રીય કે કદિ લાભકારક કામ પણ સાહસ કરી,
દૃઢ પૂર્ણ બંદોબસ્ત પાખી કદિ ન લેવું કર ધરી;

૧ બચપણ ૨ 'તુંબલીના તેર ભવ' એ પ્રમાણે વિદ્યાનો કેવો ઉપયોગ કર્યો તે મનુષ્યની હયાતી પછીજ વખાણી કે વખોડી શકાય. ૩ પ્રસંગથી રંગ બદલાય છે તે ન બદલાવાની ફીકર.

જેથી કરે હાંશી જગત, આવી પડે જંજાળજી,
છે રાવ બ્હાદુર રંગ ! રાખ્યું નામ રણછોડલાલજી. ૪
નુકશાન જેવા કામમાં નહિ નામ અંજાઈ જવું,
લવલેશ કેના તેજ ભભકામાં ન લેવાઈ જવું;
અંત્યે પડે લટકી રહેવું જેથિ અંતરિયાળજી,
છે રાવ બ્હાદુર રંગ ! રાખ્યું નામ રણછોડલાલજી. ૫
માહ્યતી પૂરણ મેળવી પછિ કામ લેવું હાથમાં,
સઉને સુલભ સમજાય ને વખણાય સઘળા સાથમાં;
બહુ સાહ્યકો સંતોષ પામે લાભ લે વૃધ બાળજી,
છે રાવ બ્હાદુર રંગ ! રાખ્યું નામ રણછોડલાલજી. ૬
ડરવું નહીં વિઘ્નો વડાં પછિ કોટિ કદિ આવી પડે,
જ્યમ શૂરના સંગ્રામમાં ધડ શિર વિના ઉભાં લડે;
એને રહે પ્રભુ સાહ્ય આવે—અલ્પ ના કશું [1]આળજી,
છે રાવ બ્હાદુર રંગ ! રાખ્યું નામ રણછોડલાલજી. ૭
ઇત્યાદિ ઉમદા ગુણ પ્રભૂએ યોગ્ય ગણિ પ્રેર્યા હતા,
શિશુપણ થકી તે માંહિ કઈ તો જન્મ સાથ જડ્યા હતા;
વય જોઈ વિદ્યાભ્યાસથિજ જન વદે બુદ્ધિ વિશાળજી,
છે રાવ બ્હાદુર રંગ ! રાખ્યું નામ રણછોડલાલજી. ૮
હુન્નર કળા ઉદ્યોગ પર જે હેત અતિ હઈયા વિશે,
ખુબ દેશમાં ખીલાવવાં તે ખાંત મોટી મનવિશે;

૧ આંચ.

પામ્યા વડો [1]અધિકાર પણ ત્યાં એ વિચાર ખ્હાલજી,
છે રાવ બ્હાદુર રંગ ! રાખ્યું નામ રણછોડલાલજી. ૯
જન સમુહ જાણી એક અતિ હિત ચિત્ત સહુનું ઈચ્છવું,
બનતું કરી જન જાત માટે સર્વના બેલી થવું;
કર્યું એજ દૃઢ વીચાર દિલ મોઝાર સરવે કાળજી,
છે રાવ બ્હાદુર રંગ ! રાખ્યું નામ રણછોડલાલજી. ૧૦
પરિણામમાં આ દેશમધ્યે ઠામ ઠામ જુઓ જઈ,
રૂ કાંતવા વણવાતણાં [2]યંત્રો થયાં અગણિત અહીં;
થઈ પિતા એ ઉદ્યોગના, કીધો ઉભો તે કાળજી,
છે રાવ બ્હાદુર રગ ! રાખ્યું નામ રણછોડલાલજી. ૧૧
જન જાત માટે જે કર્યું તે ફરજ જાણીને કર્યું,
આપી કરજ જ્યમ કરજવાનો કહે એટલું ઊતર્યું;
હતું પ્રભુ કૃપાનું પૂતળું ધીંગી ગુજરિની ઢાલજી,
છે રાવ બ્હાદુર રગ ! રાખ્યું નામ રણછોડલાલજી. ૧૨

દોહરો.

પુત્ર પૌત્ર ને રાજ્ય રિધ, ભાગ્યશાળિ તે હોય;
આ તકમાં આ પુરુષ સમ, બડભાગી નહિ કોય. ૧

**પ્રભુકૃપા માહાત્મ્ય.**

કવિત.

"ઈશ્વરની કૃપા થકી કારજ કરી શકાય,
ઈશ્વર કૃપાથી આપદા થકી ઉગરીએ;

---

૧ એ વખતને અનુસરી પોલીટિકલ એજંટના દફતરદારની જગા તે ન્હાની ગણાય નહીં. ૨ સાંચા સ્પીનીંગ વીવીંગના.

કરીયે ઉદ્યોગ આશા ધરીએ અપાર પણ,
ઈશ્વર કૃપાથી તરી પાર તો ઉતરીએ;
પરિશ્રમ કીધે તો પગાર જેટલું પમાય,
ઈશ્વરની કૃપાથી ભંડાર પુરા ભરીએ;
શુણો રૂડા રાજહંસ દાખે દલપતરામ,
ઈશ્વર સ્મરણ કરી કારજ આદરીયે."

सवैयो.

होतिहैं किम्मत मानिक मौक्तिकि[1] । होतिहैं किम्मत हैम हिराकी ॥
होतिहैं किम्मत म्हा मनि रत्नकी । होतिहैं हो शकती नहिं जाकी ॥
होतिहैं किम्मत यों कबहु सब या । छितिके[2] मिली राज्य बडाकी ॥
कोउ शकैं न करी कबहू । मनमोहन किम्मत ईश कृपाकी ॥ १ ॥

दुहो.

"तुलसी कबहूँ न छोरिये । लियो रामको नाम ॥
मनुष्य मजूरी देतहैं । क्यौंहि रखेगो राम" ॥ १ ॥

વૃત્ત ચોપાયા છંદ.

પ્રભુકૃપાની વાતો ન્યારી, બહુ એની બલિહારી;
વિશ્વંભર પળમાં કરિ મૂકે, વિશ્વે વારી વારી;[3]
છતના નિધિ છલકાવી મૂકે, કૃપા પ્રભૂ જો કરશે;
સ્હેજ બગાસું ખાતાં આવી, મુખમાં સાકર પડશે. ૧

૧ મોતી ૨ પૃથ્વી ૩ પાણી

દોહરો.

નૃપને સઘળા નોકરો, પરઠ્યો લહે પગાર;
કૃપા તણી બક્ષીસનો, કેવો કહું સુમાર. ૨

सवैयो.

देत प्रदच्छिनॉ सूर्य शशि नित । प्रेमसँ पूजत हैं जन जाको ॥
सेवत हैं सुर ध्यान धँरै मुनि । जाइ तपस्वि रहैं तपश्याको ॥
राव रू रंक रटैं रजनी दिन । नाम निरंतर अंतर ज्याको ॥
पावत नांहि प्रयन्न विना । मनमोहन कोउ प्रभूकि कृपाको ॥ २ ॥

દોહરો.

"નૃપને પ્યારી સઉ પ્રજા, દિલમાં દલપતરામ;
પણ નોકરિ કરનાર લે, અભિવાંછીત ઈનામ." ૧

જીવની મહત્તા.

सवैयो.

आरस होइ शकै नहि पारस । पारस सोइज पारस होता ॥
हंस कपोत कबू नहि होवत । होत कपोत है सोइ कपोता ॥
नाटकका नृप होत नहीं नृप । जो नृप है नृप सोइ उद्योतों ॥
आइ बडा इत होत नहीं जिय । जीय बडा सो बडा इत होता ॥३॥

---

૧ હોલો. ૨ પ્રકાશિત થાયછે

दुहा.

जन पावत जब प्रभुकृपा । वाढत तबहि बडाइ ।
उच्च गुन अरु बुद्धि सब । तामें रहत समाइ ॥ ४ ॥

ચોપાયા વૃત્ત.

"મારૂં એ કહેવું નથિ મુખનું, શુણજો શ્રોતા મારા;
રાવ બહાદુર રણછોડલાલજિ,-તણું ચરિત્ર શુણનારા. ૧
સભાવિશે જન સાચો થાવા, પુત્રતણા સમ ખાશે;
કહે ફક્ત ગીતાજી કર લઈ, સઉને સત્ય મનાશે. ૨
પ્રત્યક્ષ શ્રીમુખનાં જે વચનો, તે ગીતાજી પોતે;
ઉત્તમ ધર્મ પુસ્તક હિંદૂને, એથી કયું કહો તે. ૩
યોગાભ્યાસ તણો એમાં છે, જુઓ ષષ્ઠમોધ્યાય;
એ અવલોકી જોતાં સઉના,-મનના સંશય જાય. ૪
સાડત્રિશથી સડતાલિશ લગિ, છે છેવટના શ્લોક;
પ્રભૂ કૃપાનું કારણ મોહું, લાયક સમજે લોક. ૫
યોગવિશે કહિ મ્હાયોગીને, કિંચિત્ રહિ અધુરાશ;
પુણ્યલોકમાં તે યોગી જઈ, વસે વર્ષ બહુ વાસ. ૬
પછી યોગ પૂરો કરવાને, આપ ધરે અવતાર;
કાં શ્રીમંતતણે જઇ સદને, કાં મ્હાયોગી દ્વાર. ૭
વેદાદિત થઈ આદિ વિધિયે, પૂરો યોગ કરેછે;
યોગ સિદ્ધિ થાવાથી અંત્યે, પરમ મોક્ષ પામેછે. ૮
પ્રભૂ કહે મુજને તે પ્રિય છે, શ્રેષ્ઠ સર્વથી તે છે;
"અર્જુન એ માટે થા યોગી," એમ શ્રીકૃષ્ણ કહેછે. ૯

અર્જુનને જે સાહ્ય કરી તે, કહિયે અનહદ જેવી;
અધિક ગણ્યા અર્જુનથી ત્યારે, કહો કરે તે કેવી. ૧૦
રાવબહાદુરની સાદાઈ, જોગીથી વધિ જાશે;
માન નહીં મોટાઈ નહીં, નહિ અભિમાનનો પાસે. ૧૧
એવા મ્હાપૂરવના યોગે, પ્રભૂ કૃપા તે પામ્યા,
ઉચ્ચ ગુણ ને ઉચ્ચ બુદ્ધિ સઉ, જઈ તે મધ્યે જામ્યાં. ૧૨

પુરૂષપ્રયત્ન માહાત્મ્ય.

सैवयो

पाय प्रयत्नसें योग बडा अरु । योगसें पाय प्रभूकि कृपाकों ॥
सोइ कृपासें भयो वड सागर । बुद्धि वडी अरु गून वडाको ॥
जो गुन बुद्धिसें नाम भयो अरु । काम भयो महाभारथ ज्याको ॥
सोइ प्रयत्न बखानतहों अरु । बंदतहों यह ईश कृपाको ॥ ४ ॥

दुहा

प्रकाश विजका प्रभुकृपा, प्रयत्न सो है बीज ॥
वृक्ष बीजसें होत है, होत वृक्षसें बीज ॥ ९ ॥

પદ ઉપદેશી ચાબખા

"વનમાં ભુલી પડી રે, પેલો ક્યા ગયો કાનુડો." એ રાગ.
કરતાં તે કરો રે, જે પ્રયત્ને પાર ઉતરિયે;
પ્રયત્નથી પરિબ્રહ્મ રીઝેછે એ ખોટુ નથિ જરિયે; કર. (ટેક.)
શેષ, મહેશ અને સનકાદિક, ઋષિ, મુનિ, તપસ્વિ, ધ્યાની;
વગર પ્રયત્ને તે નથિ પામ્યા, વાત શિ કહું બીજાની; કરતાં. ૧
પરણ્યાને સૌ કો પાળેછે, જણ્યાં સહૂ જીવાડે;
પેટ ભરેછે પશૂ પક્ષિ તેં, કરિ નવાઈ કે દહાડે; કરતાં. ૨

ખાધું પીધું પેટ ભરીને, પોઢ્યો સુખશય્યામાં;
આપ સુખી તો જગત સુખી એમ કાઢ્યા દિવસ નકામા; ક.૩
પેટ ભર્યું ભંડાર ભર્યા,શું ભગવત રાજી થાશે;
કાલ સવારે કાળ ઝડપશે, ભભૂત ઊડી જાશે; કરતાં. ૪
સ્વારથ પડ્યો રહેશે સઘળો, પરમારથ ન કરાયો;
બંધી મુઠ્ઠી આયો આખર, ખુલ્લી કરી સિધાયો; કરતાં. ૫
ધંધે ધાયો ધૂડ કમાયો, છાંટયો કર નહિ એઠો;
માંજારીની[1] વિષ્ઠા[2] પેઠેં, કુટંબ ઢાંકી બેઠો; કરતાં. ૬
દરેક ઠામે હરેક કામે, પરમારથની પાંતી;
ગણી નહીં ગોવિંદ શું આપે, હવે કુટે છે છાતી; કરતાં. ૭
પશૂ, પક્ષિ, માનવ, જિવ, જંતૂ, આત્મા એક પિછાણી;
જેમાં બહુ જિવ તૃપ્તી પામે, મહાત્મા કર લે જાણી; કરતાં. ૮
પ્હેલી ગણતી એજ કરે, પોતાને અળગા રાખે;
જીવ કેટલા તૃપ્તિ પામશે, ચંદ્ર સુરજની સાખે; કરતાં. ૯
મ્હાતપસ્વિનું તપ મુંકાવા, જાય અપ્સરા એક;
મ્હાત્મા જનનું પદ મુંકાવા, આવે વિઘ્ન અનેક; કરતાં. ૧૦
ડગે ન તપશી તપ નવ મુંકે, મ્હાત્મા પદ નવ છોડે;
પીઠ થાપડી સાહ્ય થાય પ્રભુ, આવિ ઉભો રહે જોડે;કરતાં.૧૧
સિદ્ધિ આ પરમારથ સાથે, સ્વારથની પીછાનો;
ઘટાવમાં રહિ પ્રભૂકૃપા, મનમોહનના મ્હેરબાનો;
કરતાં તે કરો રે, જે પ્રયત્ને પાર ઉતરિયે. ૧૨

---

૧ બિલાડી. ૨ નરક.

સાખી.

એતો કીધી એક જે, કદિ ન થાય કો કાળ;
સુપુત્ર છોટાલાલના, લાયક રણછોડલાલ રે. ૧

## ઉદ્યમ કર્મ વિચાર.

દોહરા.

"રાજા હુ મૈં કૌમકા, ઈંદર મેરા નામ"—એ રાહે પણ ગવાશે.

સમરૂ દેવી સારદા, પુજું ગણપતિ પાય;
પુરૂષ પ્રયત્ન પ્રભૂ કૃપા, એનો કહું મહિમાય. ૧
કઈ ઉદ્યમ અધિકો કહે, કર્મ કહે કઇ લોક;
કઇક કહે ભાવી બને, ફાંફાં મારો ફોક. ૨
કાણી ઉદ્યમ કર્મની, શ્યામળ રચી રસાળ;
કઇ તો માની કર્મને, કર લઇ ધરે કપાળ. ૩
ભાવીની પણ ભૂમિમાં, વિધવિધ વાતો થાય;
સંશય સાગરમાં પડી, ખાંતે ડબકાં ખાય. ૪
જડે એકલા ઉદ્યમે, કોણ લહે પ્રભુ નામ;
કર્મ બધું આપે કરી, શું ઉદ્યમનું કામ. ૫
શાને ચૂલા સંધુકે,[1] આણી પાણિ અનાજ;
રાજ્ય કરે બેઠાં સહૂ, કશું ન ઉદ્યમ કાજ. ૬
ઉદ્યમ કરતાં અહિ[2] સુખે, સુષિક[3] ગયો વણ મોત;
ઉદ્યમ અવળો પડત નહિ, પ્રભૂ કૃપા જો હોત. ૭
ઉદ્યમ પુરૂષ પ્રયત્ન છે, કર્મ પૂર્વ સંચીત;
પ્રભૂ કૃપાએ ભાવિ ફળ, નિર્ણિત વિશ્વ વિદીત. ૮

૧ સળગાવે ૨ સર્પ. ૩ ઉંદર

મોભ ન ભીંત વિના રહે, મોભ વિના ન મળાય;
નેવ ન વિણ માલ્યે રહે, ભીંત ખુલ્લિ પડિ જાય. ૯
પ્રભૂ કૃપા તે મોભ છે, ભીંતો મુળ સંચીત;
નળિયાં વળિયાં નેટ છે, પુરુષ પ્રયત્ન પુનીત. ૧૦
સુજે જડે શુભ સંચિતે, શુભ બુદ્ધિ શુભ યોગ;
કહે ઉદ્યમે કર્મ સઉ, લાયક સમજી લોક. ૧૧
પ્રભૂ કૃપા પણ એ થકી, જે આગળના યત્ન;
પિછાનિ શકિયે પ્રભુ કૃપા, જો કરિયેજિ પ્રયત્ન. ૧૨

### પુરૂષપ્રયત્ન અને ઈશ્વરકૃપા.

કવિત.

પામવા પ્રભુ કૃપા ને જામવા સુજશ જર,
આલસ્ય તજી પુરૂષ પ્રયત્ન આદરીએ;
કર્મ તો કળાય ત્યારે કાંઇ જો પ્રયત્ન થાય,
દિસે મોંઘા મૂલાં મોતી એ તો મહા દરીએ;
બાનાથકી[1] લાભ હાની બાનાથકી[2] જીંદગાની,
ધરી બાનું ધણીનું[3]ને બાના[4] પુંઠે ફરીએ;
જર જશ જામવાં તો કર્મ વશ રહેશે કદિ,
જરૂર મજુરી તો ન રાખે પ્રભુ જરીએ. ૧

ચોપાઈ.

દ્રઢ નિશ્ચય એવો દિલ કરી, ઈશ્વર ઉપર આસ્થા ધરી;
પુરૂષ પ્રયત્ન કરે સહુ પ્રેમ, એને ઈશ્વર મુંકે કેમ? ૧

---

૧ ફલાણો ભાઇ ફલાણા કામથી કમાયા કિંવા ખોયુ એ એ મિષ છે.
૨ ફલાણો ભાઇ ફલાણા રોગથી કે ફલાણાથી મુઆ કે ફલાણાથી બચ્યા એ મિષ છે. ૩ ભગવાનનું ૪ પુરૂષપ્રયત્ન

સાધન પુરૂષ પ્રયત્નો તણાં, અને પ્રભૂ કરૂણાનાં ઘણાં;
કરે સાધના જેવી જેહ, તેવું ફળ તો પામે તેહ. ૨

ઉંઘ અ્હાર મૈથુન વશ હોય, પશૂ પક્ષિ માનવ સૌ કોય;
નિશ્ચય તે મધ્યે નિરધાર, મોંઘો આ મનુષ્યઅતાર. ૩

દીધો પ્રભુએ જે કરિ દયા, કારણમાં કારણ જે લહ્યાં;
પુરૂષ પ્રયત્ને પામે પાર, જોતાં રીઝે જગકરતાર. ૪

નથી કશું ગેરૂનું કામ, નથી ખાખનું લેવું નામ;
નથી છોડવાં સ્ત્રી કે બાળ, નથિ તજવા મેડીના માળ. ૫

જેણે એવિ સાધના કરી, એહ નથી અવતરિયા ફરી;
ચિતમાં જે અવતરવા ચ્હાય, એ મોટા થઈ આવે અ્હાંય. ૬

જાણો પ્રભુ કરૂણાનાં જહાજ, કરી ગયા પોતાનાં કાજ;
મોટાં કારજ મોટા કરે, કઇ છોટાનાં કારજ સરે. ૭

સઉને જાણે સગા સમાન, મહિમાં[1] મોટું પામે માન;
જતાં નામના ગુંકી જાય, વિશ્વ વિશે કિરતી વંચાય. ૮

કાયા માયા ગણે કથીર, પર કાજે એ ધર્યાં શરીર;
વીર પુરૂષ તો એ વખણાય, સૃષ્ટા પણ તેને રહે સ્હાય. ૯

અવળા નાખે સવળા પડે, એને વિઘ્ન કશું નવ અડે;
પુરૂષ પ્રયત્ન જરા જો કરે, તો કોઇ મોટું કારજ સરે. ૧૦

એ ઈશ્વર કરૂણા કહેવાય, પુરૂષ પ્રયત્ને વધતા જાય;
જ્યાં હજિ પોતે જનમ્યા ન્હોય, ત્યાં એવા સંજોગો હોય. ૧૧

જેથી તેનાં કારજ થાય, અડચણ સઘળી અળગી જાય;
તત્પર સર્વ દિસે તઈયાર, જેમ દૂધ જનની મોઝાર. ૧૨

૧ પૃથ્વિમાં.

સાખી.

જેમ દૂધ જનની વિશે, એમ સર્વ તઈયાર;
જનમ્યા પહેલાં જોઈ લ્યો, કરૂણા શ્રી કરતાર રે. ૧

સોરઠા.

અલિ પ્રિય પુષ્પપરાગ, શ્રોતા ભોગિ સુવાસના;
ભાખ્યો પ્હેલો ભાગ, રૂડો રાવ ચરિત્રનો. ૧

## ભાગ ૨ જો.

### ગુર્જરી માહાત્મ્ય.

ત્રિતાલી ચોપાઈ.

રાગ મારૂની દેશીમાં પણ ગાઈ શકાશે.

હોય કરૂણા જો જગકરતાર, પડે પુરૂપ પ્રયત્ને પોબાર;
તે આ સાંભળજો શ્રોતા મિત્ર, રૂડું રણછોડલાલ ચરિત્ર. ૧
જૂની દુનિયાં વિશે જંબુ[1]દ્વિપ, એમાં ખંડ છે ભર્ત્ત[2] અનૂપ;
ભલો ફળદ્રુપ એ કહું ભાગ, ખડો ગુજરાત એમાં છે બાગ. ૨
જાઇ, જૂઇ ને મોગરો મ્હેંકે, ચંપા, ચંબેલિ, કેવડો લ્હેંકે;
દીસે સુગંધિદાર ત્યાં ડમરા, ભમતા ભોગી ઉપર દિસે ભમરા. ૩
રાણ, જમરૂખ,[3] આંબા અપાર, જાંબુ, લિંબુ, અંજીર, અનાર[4];
શૂક[5] સારિકા[6] મોરલા મીઠા, ટૌકા મધુરા કોયલડીના દીઠા. ૪
નવપલ્લવ અશોકવંન,[7] ધરણી[8] તે કહે ધન્ય ધન્ય;
મુક્તાફળ[9] તણો છલતો મેરાણ, ખરેખાતે જવાહિર ખાણ. ૫

---

૧. એશિયા. ૨. હિંદુસ્તાન. ૩. જામફળ. ૪. દાડમ. ૫. પોપટ. ૬. મેના. ૭. અશોકનાં વૃક્ષ અથવા અવનવા આનંદનું વન. ૮. પૃથ્વિ. ૯ મોતી.

હીરા, માણુક, મણી મૂલ્યદાર, ભર્યો રત્નોનો જાણે ભંડાર;
જેણે ખંડ ગુજર[1] નહિ જોયો, ખરો અવતાર એળેજ ખોયો. ૬
સાભ્રમતિ તટ[2] ત્યાં વડું શ્હેર, લક્ષ્મીની જ્યાં સદા લીલાલ્હેર;
"જબ સસ્સા કુત્તાપર આયા, તબ શાહને શ્હેર બસાયા."[3] ૭
એને અહુમદાવાદ કહેછે, વાસ વર્ણ અઢાર વસેછે;
રાય રાજે ઇંગ્લિશ અધિરાજ, ઇચ્છે વસવા જ્યાં ઇંદ્ર મ્હારાજ. ૮
પેખો તે જન્મ ભૂમિ[4] પવિત્ર, જે આ મહા પુરૂષનું ચરિત્ર;
ધન્ય ધન્ય તને ધન્યવાદ, અમે આપિયે અહુમદાવાદ. ૯

મોટા પુરૂષ જહાં જન્મ પામે, જશ તેજ ભુમી[5]તણો જામે;
તારિજમિમાં[6] લાલનપણે[7] લેટી[8],ક્ષિતિની[9]કીર્તિ ઉછરી સમેટી.[10]૧૦
જેહ ભૂમિમાં વીર ન થાય, એ તો વંધ્યા[11] વસૂધા[12] ગણાય;
વીર પુરૂષ જે પૃથ્વિમાં પાકે, શ્રેષ્ઠ ભૂમિ એ ભૂગોળ આખે. ૧૧
વાહ! સાભ્રમતી તુજ તોય[13], પાન કરિ વીર પુરૂષ જ્યાં હોય;
જેહ નીરથિ[14] વીર ન થાય, એ તો નીર-જ નિરસ[15] ગણાય ૧૨

સાખી.

એ તો નીર–જ નિરસ છે, પીતાં વીર ન થાય;
વીર પુરૂષ એ જેહની, વાતો રહિ વંચાયરે. ૧

### ચરિત્રલેખન હેતુ.

સવૈયા એકત્રીશા—લાવણી.

"ઠાકોરમાં ઠાકોર બિરાજે" એ રાહે પણ ગવાશે.

વાતો જેની વિશ્વ[16] વિદિત[17] થઇ, વિશ્વે વિચિત્ર રહિ વંચાય;

---

૧. ગુજરાત ૨ કાંઠો. ૩. એ કહેવત છે. "જબ કુત્તેપર સસ્સા આયા, તબ બાદશાહને શ્હેર બસાયા." ૪. જન્મ-ભૂમિ જ્યાં જન્મ થાય તે જન્મભુમિ ૫. પૃથ્વિ. ૬. જમીન. ૭. બચપણે. ૮. આળોટી. ૯. પૃથ્વિની. ૧૦. એકઠી કરી લીધી. ૧૧. વાંઝણી. ૧૨. પૃથ્વિ. ૧૩. પાણી. ૧૪. પાણીથી. ૧૫. ફિક્કે ૧૬. દુનિયાં. ૧૭. પ્રકાશિત–જાહેર

રસથી પરિપૂરણુ રસણસતી, રગરેજ કવિ કર વળિ જાય,
જાત હિરે જઈ હાથ ઝવેરી, ચડયો કહો રહિ બાકી કાય,
અમિર વજિર ઉમરાવો આગળ, વીર પુરૂપના યશ વંચાય. ૧
અસલ રગથી ગગ ચઢાવે, ઓપ થકી અદકી ઓપાય;
વિવિધ વિષયનો જેમ બગીચો, છદ બેઠો સરસ સુહાય,
અલકાર એકે નહિ ઓછો, રહિ શ્રોતામા વાહુવા થાય,
અમિર વજિર ઉમરાવો આગળ, વીર પુરૂપના યશ વચાય. ૨
અન્યોક્તિ કા પરાક્ષ બોધ એ, દેશ ઉન્નતિનો ઉપાય,
દુનિયાં તેનો લઇ દાખલો, અનુસરતા ઉન્નતિ દેખાય,
કામ, અર્થ ને લાભ, મોક્ષ એ, પદાર્થ સ્હેજે ચાર પમાય,
અમિર વજિર ઉમરાવો આગળ, વીર પુરૂપના યશ વચાય. ૩
દુખમાં દ્રઢ ધીરજ દીલાસો, સુખમા શાતી દિસે સદાય,
હિંમતનુ હથિયાર કીંમતી, વિગતેથી પણ જો વચાય,
નીતી ધર્મ પ્રભૂ પદ પ્રીતી, ભીતી ભાગી અળગી થાય,
અમિર વજિર ઉમરાવો આગળ, વીર પુરૂપના યશ વચાય ૪
વાંચો ખુશિમાં તો ખુશિ વધતી, આવી અગ વિશે ઉભરાય,
હાથ ઉદાસીમા લ્યો હેતે, જોતા ઉડી ઉદાગી જાય,
તન મનની તાજી બાજી થઈ, અનેક આવી સુજે ઉપાય,
અમિર વજિર ઉમરાવો આગળ, વીર પુરૂપના યશ વચાય ૫
જીવન ચરિત્ર ને જિંદગાની, કારકિર્દિયો અને વૃત્તાત,
એ માટે કવિયો આળેખે, સર્વ કવીનો એ સિદ્ધાત,
સરસ્વતિ પુત્ર કવીશ્વર કહિયે, દગ સુખથી અમૃતના થાય,
અમિર વજિર ઉમરાવો આગળ, વીર પુરૂપના યશ વચાય ૬
અમર નામ તો વીર પુરૂપો, જગમા નિજકરથી કરિ જાય,
કલમે કરિ જશ લહે કવિશ્વર, સરસ્વતિ માતા જેને સ્હાય,

નર નારી કવિનાં આભારી, સારી જહાન કહે કવિરાય;
અમિર વજિર ઉમરાવો આગળ, વીર પુરૂષના યશ વંચાય. ૭

હતા પિતા મુજ કવી નથી હું, ઉર ન ધરૂં કવિનું અભિમાન;
દરેક સુધરેલા દેશોમાં, વડા વડા પ્રગટ્યા વિદ્વાન;
ચંદ્ર કને સૂક્ષમ[1] ચાંદરડું, એમ શિ મતિ ત્યાં મારિ કથાય[2];
અમિર વજિર ઉમરાવો આગળ, વીર પુરૂષના યશ વંચાય. ૮

વીર પુરૂષ તો એજ વખાણું, જેણે કીધાં જબરાં કામ;
બાહુ બળથી આપ વધ્યા ને, પામ્યા બહુ ઉત્તમ પરિણામ;
સ્વદેશની ખુબ સેવા કીધો, વિદેશમા રહિ વાહવા થાય;
અમિર વજિર ઉમરાવો આગળ, વીર પુરૂષના યશ વચાય. ૯

સાખી.

વાહવા થઈ વિદેશમા, વતને પામ્યા વ્હાલ;
એતો અમદાવાદમાં, લાયક રણછોડલાલરે. ૧

## રાવબહાદુરના પ્રયત્ન અને પ્રભુકૃપા.

ઝુલણા છંદ.

પુરૂષ પ્રયત્ન ને પ્રભુ કૃપા કઈ કહે,
જેમ પોપટ પઢે રામ નિત્યે;
શુક[3] કલ્યાણ ને સફળ ઉદ્યમ કહો,
રંચ[4] તે થાય તેના શિ રીતે;
થાય પ્રતિ[5] યત્નમાં વ્યાસ[6] જો પ્રભુકૃપા,
રિદ્ધિના નીધિ[7] ઉભરાઇ ચાલે;
હરિ કૃપાથી વિજય હરેક પ્રયત્નમાં,
મેળવ્યા રાવ રણછોડલાલે. ૧

૧. ઝીણું ૨ કહેવાય ૩ પોપટ. ૪. જરા. ૫. પ્રત્યેક. ૬. વ્યાપવું. ૭ કાઠાર.

ભોગ દુખ રોગનો થાય ઉદ્યોગ જો,
અક્ષિકા[1] મીંચિ ઉદ્યોગ માંડે;
ટેક વીવેક ધરિ સ્મરણ કરિ શ્રીહરિ,
જો કરે છેક પ્રભુ તો ન છાંડે;
ચોર પણ રાખતા કેનિ નથિ ચાકરી,
ખાખરી આપિ પ્રભુ કષ્ટ ખાળે;[2]
હરિ કૃપાથી વિજય હરેક પ્રયત્નમાં,
મેળવ્યા રાવ રણછોડલાલે. ૨

મનન[3] મનથી કરી ખૂબ હિંમત ધરી,
કિંમત જેમાં ખરી જાણિ ખાંતે;
આપ પીછાણિ પરિણામ આદ્યંતનાં,[4]
નિડર થઇ ના ડગ્યા કોઇ વાતે;
જેમ ગ્યાલીલિયો[5] ગઈ મતી ગગનમાં,[6]
પેઠિ કિસ્ટોફરનિ[7] જઇ પતાળે[8];
હરિ કૃપાથી વિજય હરેક પ્રયત્નમાં,
મેળવ્યા રાવ રણછોડલાલે. ૩

જોઇ એકે કશો અર્થ સાધ્યો નહીં,
લાભ અલભ્ય[9] એકેજ લીધો;
જો નિરાશી થતાં ક્યાંઈ હાંસી થઈ,
તોય તેનો નહીં શોક કીધો;
જોઈ વરાળનું જોર ઇન્જિન કર્યાં,

---

૧. આંખ ૨. અટકાવે ૩. યોજના ૪. આદિ-અંત=પહેલે છેવટ સુધીના. ૫ યુરોપનો પ્રખ્યાત ખગોળવેત્તા ૬ આકાશમાં ૭ કિસ્ટોફર કોલંબસ યુરોપનો પ્રખ્યાત નૌકાશાસ્ત્રી; અમેરિકાને શોધી કાઢનાર ૮ પાતાળ ૯ ન મળી શકે તેવો.

થાય છે વિવિધ કામો વરાળે;
હરિ કૃપાથી વિજય હરેક પ્રયત્નમાં,
મેળવ્યા રાવ રણછોડલાલે. ૪
ઝાલતાં હાથમાં કામ સૌ સાથમાં,
કશિ કશીને ચડાવી કસોટી;
દૃષ્ટિ દીઠું નહીં આપ દીધું જવા,
મનનિ ઊમેદ અતિ મોટિ મોટી;
કોટિ જન મધ્ય જેની કસોટી થઇ,
કોણુને મુંકિયા બાકિ કાળે;
હરિ કૃપાથી વિજય હરેક પ્રયત્નમાં,
મેળવ્યા રાવ રણછોડલાલે. ૫
એમ ખુબ યત્નથી પુરૂષ પ્રયત્ન ને,
પ્રભુ કૃપા પર મનન ખૂબ કીધું;
દેશની દાઝ દિન રાત દિલમાં ધરી,
લક્ષમાં તેનું મહતત્વ લીધું;
ચરિત[1] તેનું કર્યું પુનિત[2] પ્રભુને નમી,
પ્રેમથી સર્વને જેહ પાળે;
હરિ કૃપાથી વિજય હરેક પ્રયત્નમાં,
મેળવ્યા રાવ રણછોડલાલે. ૬
એજ તત્વો તણું સત્વ[3] મહતત્વ તે,
ઊરમાં માનવીને ઉતરવા;
ધરણિમાં[4] એથિ જે લાભ ધીમંત[5] નર,
લઇ ગયા તે નિધા સૌનિ ધરવા;
અનુપ દૃષ્ટાંતરૂપ ગ્રંથ લઘુ આ રચ્યો,
માનવી હીત મોહનલાલે;

૧ ચરિત્ર. ૨ પવિત્ર. ૩ શક્તિ ૪ પૃથ્વિમાં. ૫ બુદ્ધિમાન.

હરિ કૃપાથી વિજય હરેક પ્રયત્નમાં,
મેળવ્યા રાવ રણછોડલાલે. ૭

દોહરો.

લાભભાઈના પુત્ર થઈ, લાભ લિધો લખલૂટ;
મહિ મંડળમાં મેળવી, ઉજ્જળ કીર્તિ અખૂટ. ૧

## રાવ ગુણ પ્રશંસા.

કવિત.

કરી કરી હિંમત ને કૈક પછી પાછા હઠે,
આ તો કરી હિંમત તે કરીજ કરી કરી;
ધરી ધરી ધીરજ ને અંત્યે કે અધીરા બને,
આ તો ધરી ધીરજ તે ધરીજ ધરી ધરી;
ભરી ભરી ભલાઇ ને કૈક અંત્યે ભુંડાઇ લે,
આ તો ભરી ભલાઇ તે ભરીજ ભરી ભરી;
રૂડા રણછોડલાલ, છોટાલાલના સપુત,
આ તો ખરી આખરી લગી કરી ખરે ખરી[1]. ૧
ઘડી ઘડી ઘાટ કૈક શેખચલ્લિ જેવા ઘડે,
આ તો ઉપયોગી ઘણાને ઘડ્યા ઘડી ઘડી;
ભલી ભલી સભાઓમાં ભાષણો ઉચ્ચારચાં ભલાં.
આપ થયા સગા અનાશ્રિતના[2] અડી અડી;

---

૧ સ્વર્ગી થવાને દિવસે રાતે આઠ વાગે પણ પ્રજાહિત કામે એક યાદી મે. કલેકટર સાહેબને લખી સહી કરી; બાદ બે કલાકે સ્વર્ગી થયા હતા. ૨. નિરાધાર.

પડી પડી આગળ ને કરયા કે પરોપકાર,
પ્રેમે બીજાને કરાવ્યા પાછળ પડી પડી;
રૂડા રણછોડલાલ, છોટાલાલના સપુત,
લીધો ચડી ચોટ કોટ કીર્ત્તિનો તડી તડી. ૨
પિતૃઓને તારવા ને ઠારવા માબાપ મન,
વિશ્વે વિસતારવાને સુયશ વિશાળજી;
ઉદ્યોગ ઉઠાવા નવા, કાઢવા કુનીતિ રીતિ,
ખુબ જન અરોગતા વધારવા ખ્યાલજી;
રાજ્ય વફાદારી માટે જન સુખાકારી માટે,
વિદ્યા નરનારિયોમાં વધારવા વ્હાલજી;
ધારીને આવ્યા જે કામ કરી ગયા પ્રભુ ધામ,
રાવ બહાદુર રૂડા રણછોડલાલજી. ૩

દોહરો.

આર્ય ધર્મ ને નીતિની, ઉન્નતિ ઈચ્છી ઊર;
સ્વધર્મમાં શ્રદ્ધા ધરી, રંગ રાવ બહાદૂર. ૪

છપ્પય છંદ.

શંકરના બે સૂત, વડા કાર્તિક સ્વામી છે;
છે છોટા ગણુપતિ, પ્રેમથી સૌકો પ્રીછે;
છોટા મોટા નામ, અસલથી આવે ચાલ્યાં;
તે છોટાના તનુજ, લાભ લક્ષ જશવાળા;
કૈલાસ થકી કાને શુણી, ઘણી કીર્તિ ગુજરાતની;
આવી ચડિ અમદાવાદમાં, ભલી જોડ બે ભાતની. ૫
એક કાંતિ કુળ એક, પુત્ર પણ એક પિતાના;
નહીં ભિન્નતા ભાવ, મંન[1] બંનેનાં માન્યાં;

---

૧ મન.

એકજ શુદ્ધ સ્વરૂપ, રૂડું કરિ લાગ્યા રમવા;
વ્હાલપ[1] જામિ વિશેષ, ગુજરિને લાગ્યા ગમવા;
તે થયા ઉદય શંકર તનુજ, લાયક છોટાલાલજી;
સંયુક્ત[2] રૂપ લખ[3] લાભના, નાયક[4] રણછોડલાલજી. ૬

દોહરો.

લાભ લક્ષ મૂકી ગયા, લઇ ગયા સંગાથ;
દઇ ગયા ગુજરાતને, લાભ લક્ષ ભલિ ભાત. ૭

## સ્વજનાભિમાન.

કવિત.

મુકટે જડાયો હીરો કોહિનૂર મ્હામાતાને[5],
શીખ જાણી કહે માન અમારા સંસ્થાનને;
દિલ્હીવાસી કહે છે અમારો તે કંઠે દિપતો,
પ્હેલો રાજા કરણ ને પછી સુલતાનને;
ઉજ્જેણુ વાસિયો કહે છે અમારા વિક્રમનો,
ઇરાની કહે અમારો માન છે ઇરાનને;
કાબુલી કહે અમારો ઇંગ્રેજો કહે અમારો,
હીરો હિંદુસ્થાનનો તે પામ્યો મોટા માનને. ૧
દેશિયો જો પામે માન તો તે માન દેશને છે,
એવું અભિમાન ડાહ્યા દેશી ઉર ધરેછે;
પામી માન જ્ઞાતિ જાતિમાં જો કો પ્રખ્યાતિ પામે,
તો તે જશ નાત જાત તણોજ વિસ્તરેછે;
વતનમાં રતન જો પ્રભુ ક્યાંઇ પેદા કરે,
તો તે વતનિયો પૂરા ભાગ્યશાળી ઠરેછે;

૧. પ્યાર. ૨. મિશ્રિત. ૩. લક્ષ. ૪ પતિ. ૫ વિક્ટોરિયા.

મારો મારો સર્વ કહે હોય હીરો મોહન તો,
ઉન્નતિ પામીને સૌની ઉન્નતિ એ કરેછે. ૨
ટોટા નથી દિવસના પણ જન્મે મોટા જન,
એજ મોટા દિન ઇતિહાસે જે મંડાયછે;
જગતમાં ઠામ ઠામ જનમે અનેક[1] જીવ,
પણ જન્મભૂમિ અર્થે મોટાની ગવાયછે;
વરણ અઢાર અને જ્ઞાતિ તો અઢારસો છે,
તે તો ખરેખાત ખ્યાત મોટાઓથી થાયછે,
દેશમાં તો દેશિયોનો આજ કાંઇ ટોટો નથી,
ધન્ય મગરૂબી ધારી જે સારૂ શકાયછે. ૩

## નાગર જ્ઞાતિ ઉત્પત્તિ સાર.

ચોપાયાવૃત્ત.

બંધારણ સૃષ્ટીનું બાંધ્યું, ચાર વર્ણ સુખ ચોખા;
વર્ણ વર્ણમાંથી મત ભેદે, કૈક પડ્યા જઈ નોખા;[2]
જેણે ખડગે ક્ષત્રી જેવી, કલમે કીર્તિ જમાવી;
ઉત્તમ વર્ણથકી ઉપન્યા તે, નાગર જ્ઞાતિ ઠરાવી. ૧
કર્મકાંડિ બ્રાહ્મણ જે તેના, ભેળા જઇને ભળિયા,
નાગર બ્રાહ્મણ તે કહેવાયા, ન્યારા સૌથિ નિકળિયા;
વસ્યા જઇ વડનગરે ત્યારે, વડનગરા કહેવાયા;
જુદા પડ્યા મત ભેદે જ્યારે જથા જુદા બંધાયા. ૨
રાવબહાદુર ભોળાનાથજિ, ભડ શ્રીપુરમાં[3] ભાળ્યા;
રાવ સુ-મહિપતરામ સુરતના, જિર્ણગઢે[4] વળિ ઝાલા;

૧ જેમ મારો જન્મ અમદાવાદમા સ્વામીનારાયણના મદિર પછવાડે આદિત્યરામના ઘરમાં મારો પિતા રહેતા તેમાં છે. ૨. જુદા. ૩. અમદાવાદમા. ૪. જૂનાગઢ.

ભલા ગગો[1] ઓઝો ભાવાણે[2], શ્યામળદાસજિ સારા;
દિવાન મણિભાઇ વડનગરા, મિત્રો શુણજો મ્હારા. ૩
વિશળ નગર પરથી વિશનગરા, ખાતે દેખો ખ્યાતે;
રાવ બહાદુર લાલશંકર છે, આજ વડા ગુજરાતે,
નડા, પુડા, સાઠોદ, તૈલ ને, થોભાળી, કન્યાળી;
સાઠોદરા તણી એ છમાં ભલિ વસ્તી સુખ ભાળી. ૪
રાવ બહાદુર મોતિલાલજી, કહિયે કચ્છ દિવાન,
એ શુભ સાઠોદરા સુહાવે, મોટું પામ્યા માન;
પ્રશ્નોરા, કશ્નોરા ને ચિત્રોડા, એ છ લેખો;
પ્રશ્નોરા ભટ પરભાશંકર[3] ભાવનગરમાં પેખો. ૫

દોહરો

"બીબીજાયે[4] ફારશી, રાણીજાયે[5] સૂર,[6]
મેડમજાયે[7] અંગલો,[8] નાગર ભણ્યા ચતૂર." ૧

**દેશ દાઝ જાણનાર વીર પુરુષો વિશે.**

દોહરો

ધન્ય જાતિ ને જ્ઞાતિ જે, પુરૂષ થયા પ્રખ્યાત;
દેશ હિતે નિજ દેહ ધરિ, સાર્થક કરિ સાક્ષાત. ૧

કવિત

શુઅર તો થોક બધ જુઓ ઉભા જગલમાં,
અમર વેલો તો ક્યાંક અટપજ ઉલેલી છે;
અડબાઉ[9] ફળ ફૂલ આડે વગડે છે ઉભાં,

---

૧ ઓઝા ગવરીશંકર ઉદયશંકર ભાવનગરના માજી દિવાન સાહેબ જે સરકારથી પણ મોટા ઈલકાબો તથા માન મેળવી છેવટ સન્યસ્ત લઇ એજ અવસ્થામા પરમપદ પામી ગયા તે ૨ ભાવનગર ૩ ખુદાવદ મહારાજા હજુરશ્રીના પ્રાઈવેટ સેક્રેટરી છે ૪. બાદશાહી રાજ્યમા ૫ હિંદુ રાજ્યમા ૬. સસ્કૃત ૭ અગ્રેજી રાજ્યમા ૮ અગ્રેજી ૯ જંગલી

કોક વને આંબા[1] કયાંક બાગમાં ચંમેલી છે;
પાર નથી પાષાણુનો[2] પૃથ્વિ છે પાષાણુમય,
મોઘાં હીરા માણુકની ખડીજ મુશ્કેલી છે;
દેશમાં તો દેશિયોનો આજ કાંઈ ત્રોટો નથી,
પ્રીછે દેશ દાઝ તેની બલિહારી પ્હેલી છે. ૨

## રાવ કુળ ગોત્ર વેદ શાખા જ્ઞાતિ ઉભય પક્ષ વડીલ વિખ્યાતિ સ્થિતિ કથન.

ત્રિતાળી ચોપાઈ.

ગુણી સાઠોદરા શુભ જ્ઞાતી, સામ વેદને શાખા સુહાતી;
તે તો કૌથમી નામ કહાવે, શુભ ગોત્ર પરાશર સુહાવે. ૧

જેહ વેદ શાખા અને ગોત્ર, છે આ લખનારનાં સર્વત્ર;
ઉંચામાં ઉંચું કૂળ તે કુંચા, રૂડા જન સૌને હૃદયમાં રૂચ્યા. ૨

રાવ બ્હાદૂર રણછોડભાઈ, જેણે કૂળનિ કીધી સવાઈ;
પેઢી પાંચમિ એથી પિછાણો, નામ કાનજિ મ્હેતા પ્રમાણો. ૩

બાંધ્યો ફારસિ બોસ્તાન ગ્રંથ, હતા ફારસીના વિદ્યાવંત;
લખ્યો વઈરાટમાં[3] વશિ તે છે, એજ ગ્રંથથિ એમ દિસેછે. ૪

પુત્ર કૃષ્ણુજિ તેના પુનીત, ગયા મથુરાજી યાત્રા નિમિત્ત;
ત્યાં છે લેખ તેના હસ્તાક્ષરનો, આજથી બસો વર્ષ ઉપરનો. ૫

રાજપર મધ્ય તુળશિયા પોળે, એ છે વતન લખ્યું એક ઓળે;
સુત તેના વલ્લભજી સુજાણ, હતા ઔરંગાબાદ દિવાન. ૬

જેહ ત્યાંના નવાબનિ સંગે, આવ્યા ઊજેણુ અતિ ઉછરંગે;
યાત્રા મહાકાળેશનિ આશે, ત્યાં છે લેખ તેનો ગોરપાસે. ૭

---

૧. કચ્છમાં કેરીયોને આંબા કહેછે. ૨. પથરા. ૩. ધોળકું.

રાજપરમાં કીધો મહારુદ્ર, શુભ મતિના હતા મ્હા સમુદ્ર;
તેના ભાઈ મંગળજી નહાના, હતા ગુણ રૂપ એક વિદ્યાના. ૮
કરતા શ્હેરમાં વશિ તે કલોલ, નામે ભાણ સદાવૃત્ત પોળ;
ઉદય શંકર થયા પછી એના, રાવ બ્હાદુર પૌત્ર તે જેના. ૯
જુઓ પેઢિયાપેઢી વિદ્વાન, પામ્યા પેઢિયાપેઢિયે માન;
ધર્મ શ્રદ્ધા તે પેઢિયાપેઢી, દીઠી રાવ બ્હાદુરમાં તે દોઢી. ૧૦

### અમદાવાદથી પાટણ નિવાસ.

કાવ્યછંદ.

એ મંગળજી તણા, ઉદય શંકર મનમાન્યા;
સૂરજ તે કયમ રહે, છાબડે ઢાંક્યા છાના;
અમદાવાદ નવાબ, જુવાન મર્દખાં જ્યારે;
મુશરક આણંદરામ, હતા ત્યાં દિવાન ત્યારે. ૧
પુત્રી તેનાં પ્રાણ, પ્રાણ પિતુએ કરિ થાપ્યાં;
એને જાણી યોગ્ય, ઉદય શંકરને આપ્યાં;
પુત્રી દઇને પુત્ર, લહે પછિ બાકી કેવી;
મુશરકજી મન એમ, હતી દ્રઢતા અતિ એવી. ૨
જુઓ રાજ્યનાં કામ, નામ પણ એજ વધારે;
જુઓ રાજ્યનાં કામ, સુજશ પણ એજ પ્રસારે;
જુઓ રાજ્યનાં કામ, એજ અલખત પણ આપે;
જુઓ રાજ્યનાં કામ, એજ શિર કો દિન કાપે. ૩
જુઓ રાજ્યનાં કામ, અડે જ્યાં આવી મોટા,
વાદળ વેગે વેગ, જાય છુંદાઇ છોટા;
હાથી હાથી લડે, કીડિયો ત્યાં કચરાશે;
લડે નૃપો ત્યાં સૈન્ય, તણો સંહારજ થાશે. ૪

ખુદ નવાબ સાહેબ, અને નવાબજાદામાં;
ઉપન્યો કાંક અભાવ, રાજકિય છે જે કામા;
ક્ષૌર્ય કરાવતા હતા, મૂશરક શીર નમાવી;
અકસ્માત શિર છેદ, કર્યો શ્હાજાદે આવી. ૫
દિલગિર થયા નવાબ, સન સત્તર તેંતાળી;
પિતા વિની[1] થઈ પડી, પ્રધાનપુત્રિ તે ભાળી;
વળી ખરો મન ખેદ, મત્રિ મૃત્યૂનો વ્યાપ્યો;
કર પોતાનો કહી, ઉદયશંકર શિર થાપ્યો. ૬
મળિ નવાબ પેશવા, અને વળિ ગાયકવાડે;
વ્હેંચણ કરિ ગુજરાત, વ્હેંચિ લીધી જે દહાડે;
સત્તરસો ત્રેપન, ઇસવી સનની સાલે;
પાટણ ગયા નવાબ, તેથિ કરિને તે કાળે. ૭
જ્યાં લગિ અમદાવાદ, રહેતા નવાબ જ્યારે;
બહુ કરતા બરદાસ્ત, ઉદયશંકરની ત્યારે;
સાક્ષિ મનોમન જુઓ, ઉદયશંકરને એવું;
પિતા પુત્રને જેમ, જરૂર તે જાણો જેવું. ૮
પાટણ પોતે ગયા, ઉદયશકર પણ એથી;
નવાબ કરિ નિમણુંક, રાખિયા પાસે તેથી;
પાટણ તજી નવાબ, ગયા રાધણપુર જ્યારે;
તોપણ પાટણ રહ્યા, ઉદયશકર એ વારે. ૯
સવત વિક્રમ તણો, અઢારસો સાડત્રીશે;
પરાક્રમી પુત્રના, પિતા પ્રગટ્યા તે દીશે[2];
ભાગ્યશાળિ જે પિતા, રાવબ્હાદુરના કહિયે;
જન્મ ભૂમિ તે તણી, જુઓ પાટણમાં જઇ એ. ૧૦

૧. બાપ વગરની ૨ સં ૧૮૩૭ ના શ્રાવણ વદિ ૮ ને દિવસ

અઢાર પંચાવનો, એજ વિક્રમનો જ્યારે;
ઉદય શંકરે દેહ, તજ્યો પાટણમાં ત્યારે;
થયાં સતી તે સમય, પત્નિ તેનાં પતિ સાથે.
કૃષ્ણ પક્ષ શિવ માસ[1], તિથિ એકાદશિનાં તે; ૧૧
લાયક મૂક્યા લાલ, લાલ ભાઈ એક છોટા;
મોટા ઓટાલાલ, મહા પ્રારબ્ધી મોટા;
આપી શુભ ઉપવીત, પુત્ર રૂડા પરણાવી;
ભલા ભણાવિ ગણાવિ, દપતી ગયાં સિધાવી. ૧૨

સાખી.

દેરી એ સતિમા તણી, રહેવાનાં આગાર[2];
એ કાયમ અદ્યાપિ ત્યાં, છે પાટણ મોઝાર રે. ૧

**પિતા ઉદયશંકરજીનો દેહાંત અને સતિ માતાનું સતિ થવું.**

ચોપાયા વૃત્ત

સતિમાને બહુ એ સમજાવ્યું, વિધ વિધ કરિને વાને;
સત્ય ચઢયું શૂરાતન પ્રગટયું, મન તેનું કેમ માને. ૧
પ્રગટ પતી પર પ્રીતી તે તો, અંતરમાં અંગીઠી;
ભડક ભડક પ્રગટ્યા બહુ ભડકા, એ જ્યાં સળગી ઊઠી. ૨
સૂબાએ[3] બહુ બહુ સમજાવ્યુ, નાત જાત વળિ નોખી;
શ્હેર તણી વસ્તી મળિ સઘળી, કોણ શકે પણ રોકી. ૩
સગાં કુટુંબિ કલ્પાંત કરે ને, બાળક રડે બિચારા;
સતિમાને જે શૂર ચઢયું તે, રહ્યાં ન કેનાં વાર્યાં. ૪

૧. શ્રાવણ ૨ ઘર ૩ એ વખત પાટણનો જે સુબો હતો તેણે

રૌદ્ર વીરમાં ભળ્યો ભયાનક, કરૂણા રસ હદ વાળી;
ધન્ય જનીતા કૂખ જનમિયાં, ધન્ય દિવાનનિ બાળી.[1] ૫
વિગત સહિત એ વખતતણું જો વર્ણન કહું વિસ્તારી;
વધે ગ્રંથ ને વખત જાય બહુ, શ્રોતા જુઓ વિચારી. ૬
રાવ બહાદુર તણા પિતા એ, અઢાર વર્ષના ત્યારે;
લાલ ભાઈ તેથી કંઇ છોટા, કહ્યું વિવીધ પ્રકારે. ૭
માન્યું કેનું નહિ સતિ માએ, દઈ કુમકુમના થાપા;
રડતા બાળક મસ્તક કર દઇ, આશિર્વાદો આપ્યા. ૮
ઘર તડ પરથી માયા મુંકી, ગઢને[2] થાપા દીધા;
શ્રી શ્રીમંતને[3] આશિષ આપી, સ્મશાન ચાલ્યાં સીધાં. ૯
કર કુમકુમ ને કપાળ કુમકુમ, કુમકુમ વરણી દેહ;
શબ પતિનું લઇને સોહાવી, કુમકુમ વરણી ચેહ. ૧૦
મન જાણ્યું ધન્ય ભાગ્ય મળ્યો જે આ અવસર પણ આવી;
એવી[4] સતિયો આ અવસરમાં, ઠામ નથી કોઈ થાવી.૧૧
જાતીબંધન જ્ઞાતીબંધન, બંધન નહિ કોઈ વાતે;
રિદ્ધિ સિદ્ધિ પુત્રાદિક મેલી, સોડ્યાં પતિની સાથે. ૧૨

**સતિ માતાની ઉલટ અને જન આક્રંદ પ્રશંસા.**

ચોપાઈ ત્રિતાળી.

આતો અંગમાં અધિક ઉલ્લાસ, પતિ પ્રત્યેનો પ્રીતિ પ્રકાશ;
ધન્ય પ્રીતિ એ પતિવ્રત્તાની, ધન્ય હામ એ સતિના હૈયાની. ૧

---

૧. દીકરી. ૨. પાટણને. ૩. શ્રીમંત ગાયકવાડ. ૪ પ્રીતિ પતિપર રાખનારી.

જન કોઈ કહે દેવિ જેવાં, દૃષ્ય[1] કોય કહે સાક્ષાત દેવ્યા;
વાટે ઘાટે કરે સઉ વખાણ, થયું સરકારે દરબારે જાણ. ૨
મૂળ ઘર એ હતું વળી મોટું, તેમાં આ કાર્ય થયું અતિ મોટું;
વડી આ જેહ સાંભળે વાત, કરે તરછોડી કર અશ્રુપાત. ૩
બે જે પાછળ મુંકિયા બાળ, મોટા તેમાં હતા છોટાલાલ;
પિતા આપણા રાવ બ્હાદુરના, હતા ફારસિ અભ્યાસિ મુળના. ૪
શાંત, સદગુણિ, સુશિલ સુહાતા, બહુ વીવેકિ ને બડા જ્ઞાતા;
મહા ધર્મિષ્ઠ ને મ્હા પવિત્ર, દ્રઢય ધર્મની તે હતા મૂર્ત. ૫
કૈક ચિન્હ તેમાંનાં જે કહિયે, બાળાપણથી તેમાં હતાં બહુ એ;
વાડાસિનોરિયું જે કુટબ, શુભ જ્ઞાતિમાં હતું એક સ્થંભ. ૬
જેમાં ઊમેદ[2]ભાઈ સુજાણ, હતા વાડાસિનોર દિવાન;
પુત્રિ લાયક જે લાભબાઈ, આપ્યાં ગુણ જોઇ ઊમેદભાઈ. ૭
ભવિષ્યે જે થયાં ભૂમિખ્યાતા[3], રૂડા રાવ બ્હાદુર તણી માતા;
સાલ વિક્રમની સુ–મજાની, શત અષ્ટાદશ અઠતાળિશાની. ૮
પુરા પ્રેમથી કરિ પરણાવ્યાં, સતિ પછિ પતિ સાથે સિધાવ્યાં;
અહો ભાગ્યશાળી જુઓ જોડું, એવું અવનીમાં[4] દેખશો થોડું. ૯
જુઓ માતૃ પક્ષનિ ખાનદાની, રાવબ્હાદુરની આપણાની;
મોતી બે છીપું જે કહેવાય, ગણતાં રાવ બ્હાદુર તે ગણાય. ૧૦
તેના થયા ભવિષ્યે જે તાત, વરણું પાછી તેની હવે વાત;
પુત્ર પિતા થકી પિછાણાય, પિતા પુત્રથી ગ્રંથે ગવાય. ૧૧
રામથી જેમ દશરથ રાય, કઉશલ્યા ને કેકઈ માય;
કૂળદીપકનું એજ કામ, કૂળદીપક એનુંજ નામ. ૧૨

૧. તાદૃષ્ય. ૨. ઉમેદભાઇ રાનદાસ. ૩. જગ જાહેર ૪ પૃથ્વિ

સાખી.

કુળદીપક રણછોડજી, ખલકે નિવડ્યા ખ્યાત;
તેના પિતા તણી હવે, વિસ્તારી કહું વાત રે. ૧

## પિતા છોટાલાલજી વગેરે બાળકોની તથા ઘરની પાછળ થઈ પડેલી સ્થિતિ.

ચંદ્રાવળા છંદ

તાત ગયા ને માત ગયાં એ બાળક રહ્યા અનાથ;
જોતાં પણ નહિ આઝા મોટા, હરિયે સાહ્યા હાથ;
હરિયે સાહ્યા હાથ વિચારી, નગર પરાયું નીરાધારી;
એવા દુખના દહાડા આવ્યા, તાત ગયા ને માત સિધાવ્યાં;
જય પ્રભુ દીનદયાળ. ૧

સગું સાગવું નહીં સમિપમાં, કહિયે કેનું બાન;
દયાજનક દેખાવ થયો બહુ, ભલા પ્રભૂ ભગવાન;
ભલા પ્રભૂ ભગવાન સમરિયે, ક્યાં એ દુખની વાતો કરિયે;
ન મળે એવું કોઈ નજિકમાં, સગું સાગવું કોય સમિપમાં;
જય પ્રભુ દીનદયાળ. ૨

લાયક માતા લાભબાઈ તે, પણ નાનેરૂ બાળ;
પંદર વર્ષ થયેલ ન પૂરાં, કહું હતાં તે કાળ;
કહું હતાં તે કાળ કહાવે, પીયર જાય સાસરિયે આવે;
અલ્પ ન દીઠલ કદી અશાતા, લાભબાઈ જે લાયક માતા;
જય પ્રભુ દીનદયાળ. ૩

બચ્ચાંનું તે ઘર થઈ પડિયું, બીજી શી કહું વાત;
ઉંડા જો ઉતરી અવલોકો, હઇચું ન રહે હાથ;

હાથ ન હઇયું રાખિ શકાશે, દરેક શુણિ દિલ દિલગિર થાશે;
પાનું નીકળિ ક્યાંનું પડિયુ, તે ઘર થઈ ખચ્યાંનું પડિયું;
જય પ્રભુ દીનદયાળ. ૪

ટૂટયો સ્થંભ ગયો શઢ ઊડી, ભર દરિયામાં વ્હાણુ;
ખેડનહાર રહ્યો ન ખલાશી, શું કરી શકે શુકાન;
શું કરિ શકે શુકાન વિચારો, ઘર એવું ખચ્યાંનું ધારો;
હોય ભલે રિદ્ધી કદિ ઉંડી, ટૂટયો સ્થંભ ગયો શઢ ઊડી;
જય પ્રભુ દીનદયાળ. ૫

નવાબ પણુ તે નહિ આ વેળા, પુર પાટણુ મોઝાર;
મણીભાઈ જેમ મુંકી ચાલ્યા, મુજને કછ મોઝાર;
મુજને કછમધ્યે મુંકીને, વટપુર[1] પોતે વાસ્યું જઇને;
રાધણુપુરમાં જઈ રહેલા, નવાબ પણુ તે નહિ આ વેળા;
જય પ્રભુ દીનદયાળ. ૬

ભલું ગૃહસ્થભુવન જો ભાખો, નહિ મારૂં કહેનાર;
બાળ કહો કદિ જો મોટાં તો, નહિ [2]વીશીથી બ્હાર;
નહિ વીશીથી બ્હાર નિહાળો, ટૂટે જેમ પંખીનો માળો;
લુંટનહારાં મળશે લાખો, ભલુ ગૃહસ્થભુવન જો ભાખો;
જય પ્રભુ દીનદયાળ. ૭

બાળક ત્યાં તે કોણુ બિચારાં, લક્ષ્મી લુંટાઈ જાય;
ખેલ ખેલવો આ કુદરતને, કેમ કરે ન સહાય;
કેમ કરે ન સહાય કહો તે, કુદરતનું કરે કુદરત પોતે;
મોટા જાય વિના તે માર્યો, બાળક ત્યાં તે કોણુ બિચારાં;
જય પ્રભુ દીનદયાળ. ૮

૧ વડોદરૂ. ૨ પ્હેલા વીશ વરસની વીશી કહેવાયછે.

રે! કુદરત રે! કુદરત તું છું, હું તારે આધીન;
રહી ગર્ભમાં રક્ષા કીધી, નહીં મેષ કે મીન;
નહીં મેષ કે મીન નિમિષ્યે, ખેલ બધો કુદરત તુજ દીસે;
તે કુદરત તે તુંજ પ્રભૂ છું, રે! કુદરત! રે! કુદરત તું છું;
જય પ્રભુ દીનદયાળ. ૯

### કુદરત સાહ્ય કરે તો મનુષ્યને શું અશક્ય છે?

સાખી.

સાહ્ય કરે જો સૃષ્ટિપતિ, કહો ન થાય શું કાર્ય;
રવિ શશિ ઉડગણ આદિને, છે કેનો આધાર રે. ૧
" આદમકું ખુદા મત કહો, આદમ ખુદા નાંહિ;
લેકિન ખુદાકે નૂરસે, આદમ જૂદા નાંહિ."

### રાગ આગળ પ્રમાણે.

સવૈયા.

કહો કશું એવું કહિયે, જે જનથી કદિયે કરિ ન શકાય;
ચંદ્ર વિશેથી અમૃત ચાટે, રાખે થોભી રથ રવિરાય;
ગ્રહના ગોળા કરિ ગગડાવે, નાખે પાછા નભ[1] મોઝાર;
મદદ કરે કુદરત જનને તો નથી અશકય કશું આ ઠાર. ૧
[1]વ્યોમે દેવ વિમાન વિચરતાં, એ વર્તમાન વિલોકયાં આજ;
પાણીપંથા હય[2] સાંભળતા, જોયાં આજે અગ્નિ જિહાજ;[3]
પવનપાવડી અગનગાડિયો, એ પણ દીઠી અપરંપાર;
મદદ કરે કુદરત જનને તો, નથી અશકય કશું આ ઠાર. ૨
રવિકિર્ણોની રોશની[4] પ્રેડી દિલની વાતો દુરથી થાય;
ચારૂ રૂડાં વિધ વિધ ચિત્રો, એ [5]કિર્ણોથી કરિ ચિતરાય;

---

૧ આકાશ. ૨ ઘોડા. ૩ આગબોટો ૪ હેલિયોગ્રાફ યંત્રથી. ૫ ફોટોગ્રાફ.

કહી શકાતું નથિ હજિ એથી માનવ કઈ કઈ લેશે કાર્ય;
મદદ કરે કુદરત જનને તો નથી અશકય કશું આ ઠાર. ૩
વન્હિ[1] વરૂણ[2] તજિ વિરોધ પરસ્પર એક જોસરે જોડ્યાં જાય;
માનવની સઉ કરે મજૂરી દડવડ કરતાં દોડ્યાં જાય;
કાંતે વણે કરે કહિયે તે, વિચરે વળિ જળ થળ મોઝાર;
મદદ કરે કુદરત જનને તો નથી અશકય કશું આ ઠાર. ૪
ચાતુરમાસે ચપળા[3] ચમકે, એ અવલોકી બારે માસ;
કામ કરે તે રહિ કાશિદનું લઈ વિચરે સંદેશા ખાસ;
તત્પર પ્રગટે દીવાટાણે વળિ તાણે ગાડાંની લાર;
મદદ કરે કુદરત જનને તો નથી અશકય કશું આ ઠાર. ૫
ઈમારતી લાકડ[4] ઉપન્યાં તે હલકાં કાગળ જેવાં હાલ;
બળે નહીં અગ્નીનાં બાળ્યાં, જરા ન જેને લાગે ઝાળ;
કદી કોઇને અગ્ની મુંકે ? કૂડા પડિયા તે કહેનાર;
મદદ કરે કુદરત જનને તો નથી અશકય કશું આ ઠાર. ૬
પ્રમાણ બંધાયું પૃથ્વીનું, અંતર ગયું કળાઈ આભ;
દુર્બિનથી મંગળમાં દૃષ્ટી, કહો પહોંચી કેટલિ વાંભ[5];
પાયા શોધાયા પાતાળી, સમુદ્રનો પણ થયો સુમાર;
મદદ કરે કુદરત જનને તો, નથી અશકય કશું આ ઠાર. ૭
વાયૂ પણ વિશ્વે વશ કીધો, પવનચક્કિયોનો નથિ પાર;
કાળામાથાનું માનવિ તે, કહો નથી શું કરિ શકનાર;
જીવ ઘાલવો મુઆ મનુષ્યમાં, મુશ્કલ રહેવું દૃષ્ટી બ્હાર;
મદદ કરે કુદરત જનને તો, નથી અશકય કશું આ ઠાર. ૮

૧ અગ્નિ. ૨ પાણી. ૩ વીજળી. ૪ એ શોધ અમેરિકામાં થયેલી છે. ૫ વાંભ એટલે બે હાથ લાંબા કરિયે તે. અમુક વાંભ નજર પહોંચે છે એમ આગળ કહેવાતું. હવે આ કેટલી વાંભ થઇ તે કદી શકવું અશક્ય છે.

ઘન વરસાવા ઘણા મથેછે, અમેરિકન મનમોહન આજ;
શું કરશે જનને કુદરત હજિ, જાણે તે તો ગરિબનિવાજ;
જશ કેના જગમાં વિસ્તરશે, પ્રયત્ન કેના પડશે પાર;
મદદ કરે કુદરત જનને તો, નથી અશકય કશું આ ઠાર. ૯

સાખી

ઈશ્વિર કેરી અવકૃપા, દુષ્ટ બુદ્ધિ દુર્યોગ,
પૂરી કહિયે પ્રભુકૃપા, શ્રેષ્ઠ બુદ્ધિ શુભ યોગ રે. ૧

સોરઠા

ધરી ઉમગ અથાગ, સજ્જન સૌ શ્રોતા સુણો;
ભાખ્યો બીજો ભાગ, રૂડા રાવ ચરિત્રનો.

## ભાગ ૩ જો.

**ઉત્તમ ગુણ બુદ્ધિથી થતી ઉન્નતિ, રાવ પિતાને દિવાનજી વિઠોબાનો મેળાપ, બક્ષીપદનું પ્રાપ્ત થવું, દિવાનજીની છેવટ સુધીની પ્રીતિ અને રાજયની ઉદારતા.**

ચોપાયા વૃત્ત.

જે ઉત્તમ બુદ્ધી ગુણથી કરિ, રીઝયા ઉમેદભાઈ;
તે બુદ્ધી ગુણ છોટાલાલજિને અહિં થયાં સહાયી. ૧
દિવાન વિઠોબા[1] પાટણમાં સૌરાષ્ટી કહેવાતા,
કુળદીપક દેવાજી કેરા, ચિત જન સૌકો ચ્હાતા. ૨
કારભારિ તેણે કરિ રાખ્યા નિજ ઘરખટલા ખાતે;
બક્ષીગિરિનો બડો દરજ્જો, મળિયો આગળ જાતે. ૩
ચ્યાર શિધાં પ્રતિરોજ મળે ને, આશામી વળિ ન્યારી;
બક્ષીગિરિનો પગાર એ તો ધરવો જૂદો ધારી. ૪

1. વિઠ્ઠલરાવજી પણ તેમને કહેતા હતા.

આશાભી લશ્કરમાં ભરતી, ચહેરાપત્રક ભરવાં;
રાખ્યા પગારે વળિ ચૂકવવા, કામ લશ્કરી કરવાં. ૫

છોટાભાઈ બક્ષી કહેવાયા, ઓળખાયા એ નામે;
નાત જાતમાં નગર બધામાં, ઠેઠ લગી સહુ ઠામે. ૬

નવાબની આપેલી નોકરિ, પ્રેમે નવાબ પાળી;
જતાં ઉદયશંકર પણ કાયમ, શ્રી શ્રીમંતે રાખી. ૭

કારભાર અમરેલી કેરો, દિવાન પામ્યા ત્યારે:
છોટાભાઈ ગયા અમરેલી, તે સાથે ત્યાં ત્યારે. ૮

અવછમાં માણસ રાખ્યો એક જુઓ ઉદયશંકરની;
તે પણ નથી હવે તે કેવી, કૃપા જુઓ નરવરની. ૯

પ્રતિ વર્ષ શત દોઢ રૂપૈયા, અદ્યાપી આપે છે;
લાયક પ્રપૌત્ર પ્રપિતા કેરૂં, એ વર્ષાસન લેછે. ૧૦

ત્યારે વિઠોબા નીમાયા, વટોદરામાં જઈને:
છોટાભાઈ બક્ષી તે સાથે, કામ કર્યું ત્યાં રહિને. ૧૧

હતો વખત મ્હારાજ સિયાજી, આજ સિયાજી જેવા;
ભલે પ્રભૂ ભૂપર ઉપજાવ્યા, પુરૂષો સેવા સેવા. ૧૨

સાખી.

દક્ષિણિ કે ગુજરાતિમાં, ભલો ન ભિન્નતા ભાવ;

**પિતા બક્ષીજીની વૃદ્ધિ, સુવાસ, માબાપ પ્રત્યેનો સ્નેહ તથા ધર્મશ્રદ્ધા; તેમના નીતિગુણ અને વૈદકજ્ઞાન સંબંધે મહારાજા શ્રીમંત ગાયકવાડ શિયાજીરાવ તથા તેમના શ્રીમાન મ્હારાણીનો મેળવેલો પૂર્ણ વિશ્વાસ તથા તેમાં મેળવેલું મોટું માન.**

ત્રિતાળી ચોપાઈ.

ભાનુ[1] જેમ જેમ ડગલાં ભરેછે, કાળ કાળનું કામ કરેછે;
સુએ સુર્ય ન કે કદિ કાળ, રાત દહાડો કરે ચાલ ચાલ. ૧
માતા જાણે બેટો થયો મોટો, ખરે ખાતે હરખ ધરે ખોટો;
જેમ જેમ બેટો મોટો થતો થાય, કમી એમ આયુષ્ય થતું જાય.૨
બાકી હોય મોટા રહે મોટા, છેક ઉંમર જોતાં દીસે છોટા;
મોટા એમ કહું છોટાલાલ, વધ્યા હોદ્દે ને વયે વિશાળ. ૩
જેમ ખીલે સુગંધિનિ કળિયો, દરેક સદ્ગુણ ખીલી નિકળિયો;
જેમ પ્રસરે સુગંધિનિ વાસ, એમ સદ્ગુણ કેરી સુવાસ. ૪
ધર્મશ્રદ્ધા તે એવીને એવી, જોઈ કયાંઈ નથી એહ જેવી;
પ્રેમ માત પિતા પર એવો, જોયો કયાંક હશે એહ જેવો. ૫
પિતા ઉદયશંકર, સતિમાતા, કહેતાં નિર નેત્રેથિ જાતાં;
નિત્ય તર્પણ એમનું એવું, હેત માબાપ પર જુવો કેવું. ૬
પૂરી એમના ગુણની પિછાન, મહારાજા કરી દેતા માન;
પૂરા વૈદકમાંહિ પ્રવીણ, સંતોષી હતા મનના સ્વાધીન. ૭
મહારાજા શિયાજીનું અંગ, મહારાણી પ્રસંગાપ્રસંગ;
દવા એમની લેઈ વાપરતાં, કોણ મોટું માણસ તે એ કરતાં. ૮
રાજકિય હતું પોતાનું કામ, નહોતું વૈદક ખાતામાં નામ;
ન્હોતા ઉદ્યોગ એ અનુસરતા, સગાં સ્નેહી ને પરમાર્થ કરતા. ૯

---

[1] સૂર્ય.

વીઠોબા વડિ જાણતા વાત, ઓછે ગણતા ન ગુરજર નાથ;
પુરૂં માન તે રાજ્યમાં પામ્યા, જશ નાત ને જાતમાં જામ્યા. ૧૦
છોટાલાલ જ્યાં બક્ષી કથાય, સાફ મોટું માણસ સમજાય;
દિલે પણ એક ખામી દેખાતી, જગ વહેવારે કરિ તે જણાતી. ૧૧
તેથી દંપતિ રહેતાં ઉદાસ, પણ કયાં જઈ કરે તે પ્રકાશ;
કષ્ટ પ્રભૂ વિના કોણ કાપે, કોણ ઇચ્છિત પ્રભુ વિના આપે. ૧૨

સાખી.

સકળ ભર્યો સંસાર પણ, ઇચ્છિતનો દાતાર;
મનમોહન મ્હાપ્રભુ વિના, અવર નથી આધાર રે. ૧

### માતા લાભબાઈની પુત્ર તૃષ્ણા.

પદ.

વનચર વીરા વધામણી. એ રાગ.

પત્ની કહે રે પતી શુણો, સંકટ નથિ રે સ્હેવાતું;
મનડું મારૂં તે મુંઝાયછે, જીભે કહ્યું નથિ જાતું;
પત્ની કહે રે પતી શુણો. ટેક.

તમને વરસ ત્રીશ થઈ ગયાં, વય થઈ તેમ મારી;
અર્ધ અવસ્થા વીતી ગઈ, જુઓ વેગે વિચારી; પત્ની. ૧
પામ્યાં કે હજિ વધુ પામિએ, રાજ્ય રિદ્ધી રૂપાળી;
પણ કોણ પુત્ર વિના કહે, ભૂમિમાં ભાગ્યશાળી; પત્ની. ૨
શું કરૂં તે નથિ સૂજતું, નથી ધિરજ ધરાતી;
દાઝેછે બહુ એ દુખે કરી, મારી છણ છણ છાતી; પત્ની. ૩
દુર્લભ પુત્ર છે દેવને, માનવી શું બિચારૂં;
ખારૂં દિસેછે ખરેખરૂં, મને જીવતર મારૂં; પત્ની. ૪

પૈસાનું કોય પુછે નહીં, પુછે જે શી પ્રજા છે,
પુત્ર વિના તેઓ બાપડાં, કહે જે બિચારાં છે; પત્ની. ૫
મરવું એ જીવવાથી ભલું, મટે બિચારા થાવું;
શિરના છેદક પણ શત્રુને, હશે કષ્ટ ન આવું; પત્ની. ૬
પુત્રનું મુખ મેં ન પેખિયું, સુતાં કદિ સ્વપનામાં;
ખોળામાં લઈ ના ખેલાવિયો, કે ના ચાંપ્યો હૈયામાં; પત્ની. ૭
અંઘોળાવી મેં ઉષ્ણોદકે, પારણામાં પોઢાડયો;
ગાયાં હાલરડાં મેં હેતથી, દેખિશ કયારે એ દહાડો; પત્ની. ૮
લે હઠ લાખ પ્રકારની, માત તાતની પાસે;
એ વાત હજિ છે એમ-જ રહી, વિશ્વંભરને વિશ્વાસે; પત્ની. ૯
મેં નહિ શણુગારી મોકલ્યો, કદી લાલ નિશાળે;
એ મિષે ઘેર નિશાળિયા, દીઠા નહિ કોઈ કાળે; પત્ની. ૧૦
આપ્યુ ન ઉપવિત ઉમંગથી, માથે મોડ મેં ઘાલી;
વરની પુંઠે વરઘોડલે, થઈ હું વરમા ન ચાલી; પત્ની. ૧૧
સતિ માતા સામું જોતાં નથી, જોતા નથિ જગત્રાતા;
શુણે પિતા છોટાલાલજી, વદે લાભમા માતા; પત્ની. ૧૨

પદ ૨ જું.

જનની જીવો રે ગોપીચંદની એ રાગ

અરેરે એ દુખ તે હું શું કહું, શુણો સ્વામી સુજાણુજી,
પુત્ર વિના વશી પૃથિવિમાં, કેવા ઉપયોગી પ્રાણુજી; અરેરે. ટેક
પતિને પત્ની પત્નીને પતી, વાતનો છે વિશ્રામજી;
સોબતિ છે દુખ સૂંણનાં, અને ઠરવાનાં ઠામજી; અરેરે. ૧
પુત્ર વિના ધિક જીવવું, ધિક ધિક અવતારજી;
ધિક ધિક રાજ્ય રિદ્ધી બધી, ધિક ધિક આ સંસારજી; અરેરે. ૨

ક્યાંક પુત્રોત્સવ[1] જોઉં ત્યાં, મને પ્રગટે ઉલ્લાસજી;
દિવસ એવા માગું દેખવા, પ્રેમે શ્રી પ્રભુ પાસજી; અરેરે. ૩
ઘણા હેતે લેઈ ઘૂઘરો, દેખું હુલાવતાં બાળજી;
આપું આશિશ હું ઉમંગથી, માગું પ્રભુપાસે લાલજી; અરેરે. ૪
ત્રિયા કરે કેક ટૂચકા,[2] મને ન ગમે એ વાતજી;
આસ્થા રાખી બેઠી એક હું, ખરો વિશ્વંભરનાથજી; અરેરે. ૫
રંગિત નવરંગ રમકડાં, જભલાં ટૉપી જરિદારજી:
બહુ મુલાં જોઈ બજારમાં, કહું પ્રભુ દે કુમારજી; અરેરે. ૬
સોહાવી સુતને ભૂષણ ભલાં, માતા મન રાજી થાયજી;
એવા કહો ક્યારે આપશે, રૂડા દિન જગરાયજી; અરેરે. ૭
સાથે કચેરીમાં સંચરે, કાં તો સેવક સાથજી;
શાળામાં કાં તો શોહામણો, ભણે જઈ ભલિ ભાતજી; અરેરે. ૮
સદન વિવિધ શણગારિયે, વાજે વિવિધ વાજિંત્રજી;
ઉમદા જનો તણાં આંગણે, થાય પગલાં પવિત્રજી; અરેરે. ૯
યજ્ઞોપવિત રૂડું આપિયે, રૂડી જોડિયે જાનજી;
કહેવાય કુળવધુ કૂળમાં, ભલા ક્યાઁથી એ ભગવાનજી; અરેરે. ૧૦
દઈયે ગોરોને ખુબ દક્ષિણા, જુક્તે જમાડિયે નાતજી;
સઉની આશાઓ સંતો કિયે, એ ક્યાં અત્યારે છે વાતજી; અરેરે. ૧૧
દિવસ એવા તો દેખાડવા, હજી છે પ્રભુ હાથજી;
વસવું વતન તજી વેગળાં[3], વિચારો એ સ્વામી નાથજી; અરેરે. ૧૨

---

૧ પુત્રજન્મોત્સવ. ૨. પોતાને દીકરો ન હોવાથી કેટલીક સ્ત્રીયો પારકા દીકરાઓને ડાંભ દેવા વગેરે કરેછે તે ટૂચકા કરવા કહેવાયછે. ૩. તે વખત વડોદરા ને અમદાવાદ વચ્ચે તો શું પણ આખા દેશમાં ક્યાંઈ રેલવે ન્હોતી.

સાખી.

સમજ્યા છોટાલાલજી, સર્વ વાતનો સાર;
વતન તજી વસવા હવે, નથિ એમનો વિચાર રે. ૧

**પિતા બક્ષીજી તરફનો દિલાસો તથા દુ:ખ.**

હરિગીત છંદ.

શુણિ શોચ એ શ્રોતા મને જે અસર થઈ કશિ જાણિયે;
તો અધિક છોટાલાલજીને એથિ થઈ ઉર આણિયે;
ગદગદ સ્વરે વદને વધ્યા, રે પતિવ્રતા સતિ પેખિયે;
સુખ દુ:ખ દે જે શ્રી હરિ પ્રારબ્ધ[1] આધિન લેખિયે. ૧
પ્રારબ્ધમાં નહિ પ્રાપ્ત ક્યાંથી તે કહો પ્રભુ આપશે;
કરૂણાળુ પણ કરતાર છે તે કષ્ટ કો દિન કાપશે;
લવલેશ કદિ નહિ કલેશ કરિયે દોષ નથિ એ દૈવનો;
તે દોષ છે અદૃષ્ટનો[2] ટાળ્યો ટળે જે પ્રભુ તણો. ૨
રઝળી ગયાં કઈ રાજ્ય મોટા મહિપતી મ્હારાજનાં;
તે પુત્ર પુત્ર કરતા ગયા ધણિ કોય બનિયા તાજના;
નથિ સુત વિના સંસાર કે અવતાર કો નર નારનો;
છે સારમાં પણ સાર તે સુપુત્ર આ સંસારનો. ૩
ઉદ્ધાર કુળનો એ કરે ને પિતૃ તારે એ નકી;
જીવન મરણ માબાપનું જગખ્યાત થાશે એ થકી;
પણ ક્યાંથિ તપ એ આપણાં જે દિવસ એવા દેખિયે;
પુણ્ય હોય પૂરાં પૂર્વનાં તો પુત્રનું મોં દેખિયે. ૪
પાના[3] તહાં ધાના[4] નહીં ધાના તહાં પાના નહીં;
બે વાત સાથે ના બને બડભાગિ બે દીસે જહીં;

૧. નશિબ. ૨ દેખાય નહિ તે પણ પ્રારબ્ધ અને કર્મ અથવા નશિબ પણ માણસો કહેછે તે તેજ છે. ૩. પુત્ર ૪ ધાન્ય અથવા લક્ષ્મી.

એ વાત જો સાથે બને તો કાળ આવી લાગશે;
કાં જાગશે મ્હા કલેશ કાં કો ઘા કલેજે વાગશે. ૫

દુખ રૂપ આ દુનિયાં વિશે સુખ રૂપ તે શું સાંપડે;
ખારા સમુદ્રો ખોળતાં, જળ કૂપ મીઠો કયાં જડે;
તે જગતનાં સુખ દુખ તથા આ જગતને એકંદરે;
મ્હાજ્ઞાનિ જન તેથી કરી મિથ્યા ગણેછે મન વડે. ૬

છે દેહ મિથ્યા ગેહ[1] પણ, મિથ્યા સકળ સંસાર છે;
મિથ્યા અરે મિથ્યા વૃથા, આ જગતનો વ્હેવાર છે;
શો શોચ મિથ્યા માટ તજિ, ઉચ્ચાટ વૃત્તી વાળિયે;
મ્હાજ્ઞાનિ સુખનાં વાકય શુણિ તનનાં[2] અસુખને ટાળિયે.૭

સાખી.

બેશ કરી ઉપદેશ ને, દિલગીરી કરિ દૂર;
ખશી નહીં જે વાત વશિ, છોટાલાલજિ ઊર રે. ૧

**પિતા બક્ષીજીની કામકાજે વૃતિ, ઉદાસિનતા, શ્રીમાન મ્હારાજા સિયાજીરાવ તથા દિવાનજીનો એકાંત ભુવનમાં મેળાપ અને ત્યાંથી કાયમ પગારે મેળવેલી રજા.**

ચોપાયા વૃત્ત.

કામકાજ ઘરબાર તણું કે હોદ્દાનું સરકારી,
કરે ખરા પણ વાત પત્નિની, વિસરે નહીં વિસારી. ૧

સ્ત્રી જાતનો સ્વભાવ એવો, મનમાં રહિ મુઝાશે;
યાદ એકલાં રહે આવશે, ઘડિઘડિયે ગભરાશે. ૨

---

૧ ઘર ૨ દીકરા સંબંધી અથવા શરીર સંબંધી.

એવું શું અહિંયાં છે જેથી, થિર મન શાંતી થાશે;
નથી સગું કે નથી સંબંધી, નિશદિન રડતાં જાશે. ૩
એનાં શાં પરિણામ આવશે, તે ન્યાં જુએ તપાશી;
સુજ્ઞ પુરૂષ તે છોટાલાલજિ મનમાં રહે ઉદાશી. ૪
તજે ચિતા તન ભાગ તપાસો ચિંતા ન તજે તેહ;
ચિતા થકી જબરી ચિંતા છે, દિન દિન ગાળે દેહ. ૫
એક દિવસ બેઠા વીઠોબા, શ્રી શ્રીમંતનિ પાસે;
છોટાલાલજિ પણ તે વખતે આવિ ચડ્યા અનયાસે. ૬
સ્નેહ સહિત સુખ શ્રીસુખ બોલ્યા કહો વિઠોબા શું છે;
છોટાલાલ દિસે સૂકાયા કારણ તેહ કયું છે. ૭
છોટાલાલજિ મ્હાસંતોષી જન સૌ કો મન જાણે;
વિલોકતાં વીઠોબા સામું, તે બોલ્યા આ ટાણે. ૮
શ્રીમંત પ્રતાપથી છે સરવે, કમી નથી કશિ વાતે;
પેટતણી ગણિ પ્રજા પાળિયાં પાળે જેમ પિતા તે. ૯
જેમ પુત્રને જૂદું પડવું, પડતું હોય પિતાથી;
એવિ ફરજ મારે આવી છે આપ સમજશો આથી. ૧૦
દિલમાં બીજું દુઃખ નથી, છે શિર શ્રીમંતની છાયા;
દિલગિર થઈ દ્રષ્ટી કરિ નીચી નયણે નીર ભરાયાં. ૧૧
વીઠોબા પણ મનમાં સમજ્યા સમજ્યા સિયાજિરાજ;
કાયમ પગાર રાખી દીધું, કરો ભલે સિધ કાજ. ૧૨

સાખી.

સુખમાં સુખ આવી મળે, દુખમાં દુખ દેખાય;
દુખમાં સુખ તો દેખિયે, જો આપે જગરાય રે. ૧

## વડોદરેથી રજા મળતાં થયેલો હર્ષ તથા ભવિષ્યના મનોરથ સાથે વિદાયગીરી.

ત્રિતાળી ચોપાઈ.

( રાગ મારૂમાં પણ ગવાય છે. )

રજા મળતાં પોતે થયા રાજી, રીઝયા રાજ મ્હારાજ શિયાજી;
વિવાની જેમ પામે વધાઈ, હર્ખ્યાં એમ માતા લાલબાઈ. ૧
ભલાં પુત્રી પોતા મન ભાવ્યાં, હતાં શ્હેરમાં[1] તે પરણાવ્યાં;
ન્હાના ભાઈ જામાત્રનું નામ, રૂપ ગુણ કુળ ઉત્તમ ધામ. ૨
પુત્રી જમનાંજી નામ કહાવે, જેવાં દેવકુમારી સુહાવે;
બીજું તો કાંઈ ન હતું બાળ, વહું તે પર રાખતાં વ્હાલ. ૩
જાણે ઘેર જશું હવે જ્યારે, પુત્રિ જામાત્ર આવશે ત્યારે;
મન લાગશે તે બહુ મીઠાં, દીકરા જાણે જોટવે[2] દીઠા. ૪
હેતથી ખુબ ઠારશું હાથ, જાણે રીઝિયો જગતનો નાથ;
દીનોનાથ[3] જો દોહિત્ર દે છે, તો તો લાખ ગણો લાભ તે છે. ૫
આપશું હોંશે યજ્ઞોપવીત, રૂડી રાખશું આપણી રીત;
જોડશું વડિ જુક્તિથી જાન, કરશું ધન તે સમે કુરબાન. ૬
વડું શ્હેર છે અહમદાવાદ, સગા સ્નેહીમાં વશિ લેશું સ્વાદ;
શોભશે સુતવધુથી સદન, તેથી કરશે વધારે શું તન. ૭
એવી અનેક ઉર અભિલાષા, તેના કુદરત પેખે તમાસા;
નથી જાણતાં જે શું થવાનું, શું છે ધાર્યું ને શું બનવાનું. ૮
ગતિ કાળની ગહન કહી છે, કહો એમાં નવાઈ-જ શી છે;
ધાર્યું ધરણિમાં જો કદિ થાય, તો તે પ્રભુ કરૂણા કહેવાય. ૯

---

૧ અમદાવાદમાં. ૨ બે પુત્ર સાથે પ્રસવેલા જોટવાના કહેવાયછે.
૩ દીનનો નાથ.

છોટાલાલજિ તે પછિ જઇને, મહારાજશ્રીની રજા લઇને;
મળ્યા વીઠોબાને સુખ માને, અને મિત્રમંડળને બિજાને. ૧૦
જેમ કુટંબિ જન કોય જાય, અને કુટંબિ મન જેમ થાય;
દીસે અંતરાઅંતર એવું, જોયું કયાંઇ નથી એહુ જેવું. ૧૧
લળી[1] સઉની રજા માગી લીધી, દિલથી સર્વેએ આશીષ દીધી;
સહકુટંબ ત્યાંથી સિધાવ્યા, અને અહુમદાવાદ તે આવ્યા. ૧૨

## અમદાવાદ નિવાસ.

સાખી.

ભાણુ સદાવૃતની ભલી, પોળ વડી પ્રખ્યાત;
આવીને ત્યાં ઉતર્યા, સ્નેહે બાંધવ સાથ રે. ૧

ચોપાયા વૃત્ત.

રાગ આગળ પ્રમાણે.

દુઃખ સમાવા દંપતિ આવ્યાં, અમદાવાદ ઉલટથી;
દુખમાં સુખ મળવું દુર્લભ છે, છે મેં કહ્યું પ્રથમથી. ૧
મળિયાં સગાં સનેહી મળિયાં, સૌ કો આવી મળિયું;
નાત જાત ને શ્હેર બધું, બક્ષીજીમય થઈ પડિયું. ૨
સુતા તણાં જે સ્વસુર પક્ષનાં એ સઉ મળવા આવ્યાં;
ચિતના ચ્હાયા જમાઈ આવ્યા ભલા સહૂ મન ભાવ્યા. ૩
પિતા લાભબાઈ માતાના, એ પણ આવી મળિયા;
દીઠી જાણે ક્રોડ દિવાળી, તન દુખ સઘળાં ટળિયાં. ૪
બક્ષીજી બક્ષીજી કરિ સઉ, બહુ હેતે બોલાવે;
બતાવતાં ઘર બહુ મોટું તો, બક્ષીજીનું બતાવે. ૫
સુતા અને જમાત્ર તણું શુભ, જે અહિં જોયું જોડું;
વાત વિસારે પુત્ર તણી પડિ, ચિત તેમાં લઈ ચોડયું. ૬

1. નમીને

આનંદ ઉત્સવ દિસે અહો નિશ, સોક નહીં સ્વપ્નામાં;
બક્ષીજી અવલોકિ બધું એ, પ્રમોદ પૂરો પામ્યા. ૭
સુજ્ઞ પિતા છોટાલાલજિને, એક પ્રસંગે એવું;
કહ્યું લાભ માંએ તે કહું અહિં, જે છે કહેવા જેવું. ૮
"વતન તણી તો વાતજ ન્યારી, કહો હતું ત્યાં કેવું;
આનંદ મંગળ આજ રહ્યું થઈ, અહિંયાં ગોકુળ જેવું." ૮
નથી જાણતાં જે શું બનશે, બનાવ કાલ સવારો,[1]
ગેબી ગોળા ઘડી ઘડીના, હુકમો થાય હજારો. ૯
બાર વરસનાં બાળક પુત્રી, જે છે જમનાં બાઈ;
પતિ જેના સઉને બહુ પ્યારા, જે શુભ ન્હાના ભાઈ. ૧૦
એ નરને ઈશ્વરના ઘરનું ત્યાં આમંત્રણ આવ્યું;
એ બાળાનાં માત પિતાનું, હવે કહો શું થાવું. ૧૧
અહો જુઓ શ્રોતા સઉ સજ્જન બનાવ બનિયો એવો;
મનોર્થ શું શું દંપતિ મનના કહિયે ત્યાં આ કેવો. ૧૨

સાખી.

અંજળિમાં આવે નહીં, સાગરનો કદિ છેહ;
કરૂણા રસ સાગર કહું, કથ્યું ન જાય કદિ એહ રે. ૧

દુહિતા જમનાં બાઈનું વૈધવ્ય દુઃખ પ્રાપ્તિ વર્ણન,
માતપિતા શોચ.
કાશી યાત્રા—કાશીબાઈ જન્મ
પુનઃ અમદાવાદ પ્રાપ્તિ.

ચોપાઈ ત્રિતાળી.

( રાગ આગળ પ્રમાણે )

ઠામોઠામ જ્યાં ત્યાં ઠારોઠાર, થઇ એ તો રહ્યો હાહાકાર;
વાટે ઘાટે દિસે એજ વાત, કરે લોક કાળો કકળાટ. ૧

૧. સવારમાં.

ભૂલ્યાં દંપતિ શરિરનું ભાન, સ્વલ્પ ના રહી શુદ્ધ કે સાન;
મોટું શ્હેર ને ઘર વળિ મોટું, ચિત્ત સર્વનું ત્યાં આવી ચોટ્યું. ૨

કહે સૌ હવે આનું શું થાય, આ તો ઈશ્વરે કીધો અન્યાય;
દૃષ્ટિ કરિ જ્યાં સુતા[1] સામું દેખે, ઉપજે અનહદ કષ્ટ અલેખે. ૩

બાર વર્ષની તે મુળ બાળા, જોતાં ભભકી ઉઠે અંગ જ્વાળા;
જુઓ શોચ તે જામાત્રે જેવો, એથી અનહદ પ્રગટિયો એવો. ૪

વાટે જાતાં કરે સહુ વાત, વ્હાલાં સગાં કરે વલોપાત;
કાલ સવારે દંપતિ આવ્યાં, ન્હોતાં જાણતાં જે આ છે થાવાં. ૫

પેટ નથિ બિજિ પુત્રિ કે પુત્ર, સાજું એ પર હતું ઘરસુત્ર;
અરે ગજબ ગયો થઇ આ તો, ઘાવ તિક્ષણ વાગ્યો આ તાતો. ૬

કુટે માતા કરે કલપાંત, શોચ પિતા તણાની શી વાત;
મળ્યા નાત ને જાતનાં આવી, સારૂં શ્હેર ત્યાં આવ્યું ચલાવી. ૭

સોક કેણે ન જાય સમાવ્યો, દાબ્યો કેનો રહે ન દબાવ્યો;
જે જે જન સહુ ત્યાં થઈ જાય, ચક્ષુ લુતા ને ચોળતા જાય. ૮

ત્યાં ન કોની ટકી શકે પાની, કોણ હિંમત કરે ગુણવાની;
શત્રુથી પણ જોઈ ન શકાય, જોતાં મુર્છિત જન થઇ જાય. ૯

આવ્યા ઉમેદ ભાઈ એ ટાણે, જેનું દુખ એક જગદીશ જાણે;
જેણે દુખિ બાળ દોહિત્રિ દીઠી, એથી અધિક શી કહિયે અંગીઠી.૧૦

સાખી.

વધે ગ્રંથ વિગતે લખે, સ્વલ્પ કથ્યો મેં સાર;
દુશ્મનને પણ દુઃખ એ, દઇશ ન જગદાધાર રે. ૧

---

૧. દીકરી.

ચોપાયા વૃત્ત.
રાગ આગળ પ્રમાણે.

સષ્ટયાચાર કર્યો સઉ રીતે, મળી સગાં ને વ્હાલાં;
સંમજે નહિ શું પુત્રિ થાયછે, નથિ દુખ કદી નિહાળ્યાં. ૧
શખ વિધિ કરિને સ્નાન કરી સઉ સ્મશાનથી વળિ આવ્યાં;
છોટાલાલજિ અને લાભમા, માને નહીં મનાવ્યાં. ૨
દઈ દઈ કઈ બીજાં દ્રષ્ટાંતો, કહિ કહિ જન કઇ થાક્યાં;
ઉરમાં તો નહિ શક્યાં અસર કરિ, રડતાં છાનાં રાખ્યાં. ૩
કહે લાભમા પરણ્યા જેવડિ, હવે થાયછે બાળા;
આજથિ એને વૈધવ્ય આવ્યું, એના મુજને લાળા. ૪
રડે રહી રહિ છાનાં રાખે, આંસૂ ન દે સુકાવા;
ઉમેદ ભાઈ[1] જ્યાં વારી થાકયા, બીજાથી શું થાવાં. ૫
દિવસ જાય ને રાતો વીતે, સઉ એવાની એવી;
ઉઠી ગ્રાઇ સંસાર ઉપરથી, જાણો વૃત્તિજ જેવી. ૬
વૃદ્ધ પિતા ને છોટાલાલજિ, વળતી એમ વિચારે;
સમાય સોક ને થાય કેમ આ, શાંતી કોણ પ્રકારે. ૭
ગોર ત્રવાડી શંભુરામજી, દુહિતા જમનાં બાઇ;
સહ કુટુંબ સિધાવ્યા કાશી, પછિ તે છોટાભાઇ. ૮
સેવ્યા ખુબ કાશી વિશેશ્વર, બહુ દિન વશિ કાશીમાં;
વાત ન થઇ જો કે વિસ્મૃત પણ, પડ્યાં તિર્થ પ્રવૃતિમાં. ૯
પ્રસવ્યાં ત્યાં બીજી એક પુત્રી, નામે કાશીબાઈ;
વતન જવાની પડી ફિકર વળિ, એ અવલોકો આંઇ. ૧૦
"મોટી થાતાં ઉંચા કુળનો, વર સાંપડશે કયાંથી;
એવા વર તો પરણી બેસે ન્હાની ઉંમરમાંથી." ૧૧

---
૧ ઉમેદભાઈ શંકરદાસ.

વતન જશું ને વર ઘર જોશું ત્યારે વીવા થાશે;
એમ કહી સરવે વળિ ચાલ્યાં, પાછાં વતન પ્રવાસે. ૧૨

સાખી.

અઢારસો ખ્હોંતેરની, શુભ વિક્રમની સાલ;
આવ્યા અમદાવાદમાં, પાછા છોટાલાલ રે. ૧

## પુન: અમદાવાદ પ્રાપ્તિ.

ચોપાયા વૃત્ત.

રાગ આગળ પ્રમાણે

બનાવ જમનાં બાઇ સબંધી, પૂરો નથી વિસરિયો;
કાશી બાઇ સબંધે ત્યાં આ, કેવો વિચાર કરિયો. ૧
શ્રોતા કદિ એ સંશય લે તો ખોટો નહિ કહેવાશે;
કશું કર્યા વિણુ નથી ચાલતું હોય રહ્યાં જે વાંસે. ૨
પેટ[1] માટ કરવું કંઈ પડશે, કંઇ લોકોની લાજે;
જગત વિશે જંજાળ કરી છે જિવતાને જગરાજે. ૩
ધણી મરે તોપણ ધણિયાણી ખભે ચુંદડી મુંકી;
વરમા બનિને વર કન્યાને ઘરમાં લે છે પુંખી. ૪
જૂની રૂઢિ ને રિવાજ પાછા તે પણ જોવા જેવા;
આગળથી જો ધ્યાન ન રાખે અડચણ આપે એવા. ૫
સારા ઘરનો વર સાંપડવો સત્વર એ નથિ સ્હેલાં;
હોય વચન બેઠા કઇ લઇ દઇ ગર્ભ પ્રસવિયા પ્હેલાં. ૬
ઝડપાયા પારણિયામાંથી કહિયે પૂત્રો જેના;
શ્રીમંતાઇ તો તેની સાચી ઉત્તમ ઘર તો એનાં. ૭
પિતા પુત્રિનો હવે કહો કયાં કિયો કુવો જઇ ભરશે;
સમયાનુસરિ નહિ વરતે તો કહો પછી શું કરશે. ૮

---

૧ પેટનાં બચ્ચાં માટે અથવા પેટમાં ખાવા માટે.

પિતા પુત્રનો તે નહિ ચેતે રહેશે કુંવર કુંવારા;
સરખે સરખું ક્યાંથી મળશે જ્યાં બાંધ્યા છે વાડા. ૯
હતો જમાનો જૂદો વળિ એ, નહીં સુધારો નામે;
ત્યાં જે છોટાલાલજિ કીધું, શું કહિયે તે સામે. ૧૦
વિદ્યારથિ વય વીશ વરસ લગિ, બ્રહ્મચર્યની ભણુતા;
કન્યા કેરા કન્યા કાળનિ, બાર વરસ વય ગણુતા. ૧૧
વિદ્યારથિ વય ગઇ વીસરી, એ મડાણો અન્યા;[1]
પાંચ વરસનો પુત્ર થયો તો કહેશે ન મળી કન્યા. ૧૨

## જુનાં નઠારાં રૂઢી રિવાજો દુર કરી સંસારી સુધારા કરવા વિશે.

૫૬.

જાગી જીવડે, મુક્તીની જૂક્તી ન જાણી એ—રાગ

સ્વદેશી સજનો, સંપીને દેશ સૂધારો;
ધારો વિનતી ને વીચારો, હું છું બાંધુ તમારો રે; સ્વદેશી. ટેક.
બ્યાળોમાં[2] છઇયે વિંટાયા, વિધ વિધ કરિને વાડા;
વડિલ વખતથી પુંઠે વળગ્યા ઉન્નતિને છે આડા રે; સ્વ. ૧
જુના નઠારા રૂઢી રિવાજો એજ આપણા શત્રૂ;
દુખદાયક તે જ્યાં દેખો ત્યાં, મારો મોચી પત્રૂ[3] રે; સ્વ. ૨
કેઈ રૂઢીને કિયા રિવાજો, કરિ કરિ શોધી કાઢો;
જે જે રિપુ[4] આવે જોવામાં, જોતાં વાડે વાડો રે; સ્વ. ૩
જુનાં નઠારાં રૂઢી રિવાજનિ, ફોજ જુઓ એ ફરતી;
કર્યો દેશ ને હજી જાયછે, પાયમાલ એ કરતી રે; સ્વ. ૪

---

૧ અન્યાય ૨ જુના ચાલ રૂપી સર્પો. ૩ ખાસડું. ૪ શત્રુ.

નાતે નાતનિ જાતે જાતનિ મંડળિયો નિરધારો;
એક બિજાથી સબંધ રાખી વિધવિધ કરો વિચારો રે; સ્વ. ૫

ગામેગામ નિહાળી પેખો, તાલૂકે તાલૂકો;
તાલૂકાનો તાલૂકો કરિ, એક કરો તાલૂકો[1] રે; સ્વદેશી. ૬

ભાતું બાંધી ઘરનું ભેળું, ધડબડ કરતા ધાજો;
વ્હેમ વિદારી બ્યાળો મારી, ખૂબ વિસામો ખાજો રે; સ્વ. ૭

સમય પ્રમાણે સ્મૃતિયો કીધી, જૂની રહ્યા ન ઝાલી;
વડીલનું ડહાપણ વિલોકો, તમે તેથિ હદ વાળી રે; સ્વ. ૮

માન તજી મોટાઈ તજી, અભિમાન તજી સઉ વાતે;
સજી ઐકય સ્વદેશ સુધારો, હેતે જશ લ્યો હાથે રે; સ્વ. ૯

રોગી મરતાં કે દુર કરતાં, ટળે ન રોગ એ ટાળ્યો;
રોગ રૂઢી રીવાજ નઠારા, વળગ્યા છે થઈ બ્યાળો રે; સ્વ. ૧૦

ઘા એના સઉને ઘૂમ્યા છે, કોય રહ્યું નથિ વાંસે;
સંસારી સૂધારા કરતાં, જશના ડંકા થાશે રે; સ્વદેશી. ૧૧

માયાળૂ માતા મનમોહન, માથે ધણિ મ્હાદેવી[2];
કરાળ[3] ત્યાં આ રૂઢી રિવાજનિ, કહિયે રાડો કેવી રે; સ્વ. ૧૨

સાખી.

એતો બે વચનો કહ્યાં, સજનોને ધરિ સ્નેહ;
હવે અહમદાવાદમાં, કહું વાત બનિ જેહ રે. ૧

---

૧ નાતવાર તથા જાતવાર મંડળીઓ કરી ગામવાર તાલૂકાવાર અને છેવટ એક પંચરાઉ સર્વ જ્ઞાતિ શુભેચ્છક મંડળી થાયછે. ૨. મ્હાદેવી વિકટોરિયા આ કવિતા રચી ત્યારે હયાત હતાં. ૩. વિકરાળ.

## વતન નિવાસ પૂર્વે કષ્ટ સ્મૃતિ પ્રાપ્તિ.

ત્રિતાળી ચોપાઈ.

( રાગ આગળ પ્રમાણે )

સહસંતતી દંપતી આવ્યાં, ભલાં સ્નેહી સગાં મન ભાવ્યાં;
નાત જાત ને શેહેરના જંન, પેખીને થયાં સર્વ પ્રસંન્ન. ૧
જન સર્વ કહે ભલેં આવ્યાં, આંસૂ હર્ષમાં સ્નેહનાં આવ્યાં;
રહ્યો જેટલા દિન એ વિયોગ, જાણે એટલા વીતિયા જૂગ. ૨
નવું તે તો રહે નવ દહાડા, બહુ જો કરે બાર દહાડા;
તાણ્યું તુટ્યું રહે દિન તેર, પેખો એવી આ જગતની પેર. ૩
રહે એકલાં લાભમા ઘરમાં, આવે આગલી વાતો અંતરમાં;
પુત્ર સમ જેહ જામાત્ર ફરતો, તે તો પ્રીતિથી દૃષ્ટિએ તરતો. ૪
દુહીતા ભણિ જો જાય દૃષ્ટી, વહે વારીની[1] નેત્રથી વૃષ્ટી;
ખુશીથી ન કરે ખાનપાન, જાણે જીવવું ઝેર સમાન. ૫
જાય દીવસ જેવીજ રાત, જેવી રાત એવીજ પ્રભાત;
સુતાં નેણમાં નિદ્રા ન આવે, સુજે કરવું નહીં જે શું હાવે. ૬
પ્રેમે જુઓ પ્રભુનું છે કરવું, થયું લાભમાનું ત્યાં ઉચરવું;
અરે અહિં તો રહ્યું નથિ જાતું, જાણે હોય ખાવા ઘર ધાતું. ૭
કયાંથી કાશીજીથી અહીં આવ્યાં, અરે પ્રભુ શીદ જીવતાં લાવ્યા;
શુણી બોલિયા સુત્ર પિતાજી, જઇયે જાત્રા જો હો તમે રાજી. ૮
ગઢ જોઇએ જઇ ગિરનાર, તપશી તપ જ્યાં કરેછે અપાર;
અઢકો કાશિથિ મહિમા અનૂપ, રૂડો ગિરનાર છે શિવરૂપ. ૯
દામોદર કુંડમાં જઇ નહાશું, પરિપૂર્ણ પવિત્ર તો થાશું;
નજિક જાત્રા ને તે નથિ કીધી, તિર્થ એકે તે શી કહો સિદ્ધિ.૧૦

---

[1] પાણી

કહો જો તમે ત્યાં હવે જઇયે, મને તો એજ બેસેછે હઇયે;
તિર્થે દેહ પડે તેય સારો, જે છે કોક દિવસ પડનારો. ૧૧
લાભ માને તે મન ગમી વાત, થયાં સાંભળિને રળિયાત;
સહકુટુંબ ત્યાંથી સિધાવ્યાં, અને ગિરિ ગિરનારમાં આવ્યાં. ૧૨

ગિરનાર યાત્રા

કવિત.

"ગિરનાર ગિરિરાજ ઉત્તમ ગણાય આજ,
દિન પ્રતિ નવા સઘ આવે જ્યાં દેશાવરી;
મરમ વિચારી છેક છુટવા કરમ બંધ,
ધરમ નિમિત્ય નિત્ય વિત્ત જાય વાવરી;
જાત જાતની જુઓ જ્યાં ઔષધી અઢાર ભાર,
જોવામાં ઘણીક આવે જાત જ્યાં જનાવરી;
દામોદર કુંડ તણું દૈવત દેખાય ખુબ,
કોણ ગણતીમાં ગંગા ગોમતી ગોદાવરી." ૧

પંચ તિર્થી–ગિરનારની શોભા.

ચોપાયા વૃત્ત.

રાગ આગળ પ્રમાણે

નાહિ દમોદર કુંડ વિશે ને, ભૃતહરિ ગુફા નિહાળી;
મરઘી કુંડે નાહિ ગયાં સઉ, ઉપર કોટમાં ચાલી. ૧
મરઘી કુંડે ભાગે મરઘી,[1] જન સઉ એવું કહેછે;
રા ખેંગાર તણા જે મ્હેલો, ઊપર કોટ વિશે છે. ૨
અંબા માનાં દર્શન કરિને ચાલ્યાં ગોરખ મઢિયે;
ચોરાશીનો[2] ફેરો ટાળી ચાલ્યાં દત્તાત્રીયે. ૩

---

૧ વાઇ અથવા ફેફસાનું દરદ એમા ન્હાવાથી જાયછે એમ કહેછે. ૨ ત્યાં એક છીપર સાંકડા મોંની છે તેમાથી નીકળતાં ચોરાશી લાખ અવતાર જે મનુષ્યને ધરવા પડેછ તે ધરવા પડતા નથી એમ કહેવાયછે.

મ્હા કાળીના દર્શન કરિને ભૈરવ[1] જપ પણ ભાળ્યા;
હનૂમાન ધારા અવલોકી પ્રદક્ષિણા એમ ચાલ્યા. ૪
રામ ચોકિ ને લક્ષ્મણ ચોકી કુઇયો વળિ એ નામે;
ભિડ ભંજન ભિમ નાથ વિલોકયા પાર ન લખતાં પામે. ૫
સેવંતરા શુભ વાવ નિહાળી ગૌ મૂણીમાં ન્હાયા;
સાત ગાઉની પ્રદક્ષિણા છે, ગિરિ ગિરિનાર નિહાળ્યા. ૬
તપેશ્વરી તપ કૈક કરે ત્યાં જોગેશ્વર મ્હા જ્યાં છે;
કૈક ભોંયરાં કૈક ગુફાઓ, તરેહ તરેહ તણાં છે. ૭
ખોઓ છે જ્યાં જબરી ખાસી, ઝુંડ પડી છે ઝાડી;
જાતજાતનાં દિસે જનાવર, ખાય મનુષ્યને ફાડી. ૮
વાંસ ઘસાતાં વન્હી[2] પ્રગટે, લકાં જાણે લાગી;
કાંતો ગિરિ ગિરનાર તણી કાં જશની જ્યોતી જાગી. ૯
ઠામો ઠામ વહે જળ ઝરણાં, ફૂટે જેમ ફૂવારા;
ધરિ જાણે જમાત્ર[3] શિરે, ગિરિ રાજે બહુ જળ ધારા[4]. ૧૦
રાત પડે ગિરિ રાજ બધામાં, ધુણિયો દીસે ધખતી;
ગાજે શંખ શીંગી બહુ વાગે, આરતિયો બહુ ફરતી. ૧૧
વિલોકતાં એમ ચાલ્યાં વાટે, અંતરનાં દુખ ઊલ્યાં;
ઈશ્વરના ઘરથી પણ એમજ, તેથી મારગ ભૂલ્યાં. ૧૨

સાખી.

ભૂલાવ્યાં ભગવાન તે, નિશ્ચય આનુંજ નામ;
મારગ ભૂલ્યાં તો મળ્યો, તપસ્વિનો મુકામ રે. ૧

---

૧ એક ઝુલતી છાપર છે તે પર મનુષ્ય ઉભો રહી ઠેકડો મારે તો ઉંડી ખાઈમાં પડી તે છોતો છોતો થઇ જાય તેને ભૈરવ જપ ખાધો કહેવાયછે.
૨ દેવતા. ૩ શિવ ૪ જલાધારીયો.

### રાગ સિતાના મહિનાનો.

સખી આવેલો કારતક માસ કે કંથ સિધાવિયા એ—રાગ.

વડુ ભાળ્યુ ભયકર વંન ગિરિ ગિરનારનું;
તેને જોતાંજ ધ્રુજે તંન, કહું એ પ્રકારનું. ૧
માથે ઘોર મળી વળી રાત, કળિ ન જાય કોયથી;
નથી સેવક પણુ કોઈ સાથ, વાહન કઇ સાથે નથી. ૨
માત્ર મનુષ્યમાં દપતિ એજ, બીજી તો બે બાળકી;
છે પાંચમો પ્રભુ અગ્રેજ[1], મોટી જેની માલકી. ૩
બોલે વાઘ વરૂ ને શિયાળ, તાડૂકે કેશરી;
વિવિધ શબ્દ ઉઠે વિકરાળ, જુએ જે તરપ ફરી. ૪
મારે ફુફાડા પગમાં ફણીશ[2], ઘોઓ રહી ઘૂઘવે;
દીસે એકે નહીં કોય દિશ, જવું જે કયાં હવે. ૫
પ્રૌઢ પ્હાડી પાષાણુનો પંથ, ઠરાવ્યો ન પગ ઠરે;
ઉંચા ટેકરા ટીંબા અનંત, ચઢે અને ઊતરે. ૬
ઉંડાં કોતર ને ગુફા કેક, અંધારે આવી મળે;
બહુ પશૂઓ ભાગે ધરી બીક, પેખી તે પાછાં વળે. ૭
ઉંડી ખાઇયો પણુ છે અનેક, બહુજ બિહામણી;
અવલોકી શકાય ન એક, ધાટી છે ઝાડી ઘણી. ૮
શુભ આપટો, ટેમરૂ, સાગ, ને વાંસનું જોર છે,
કેર, ખેર, કંટાળી અથાગ,[3] બહુ થોર બોર[4] છે. ૯
અંગે ચાલતાં તે અથડાય, તરૂ કઇ તરેહનાં;
ફાટે પટ[5] તન ઊઝરડાય, ભૂંલ્યાં ભાન દેહનાં. ૧૦
એમ ચાલ્યાં ઉભે વન જાય વિશ્વંભર વિશ્વાસથી,
વાગે ઠેશો કાંટા ભાગે પાય, તે વન તણા ત્રાસથી; ૧૧

૧ મોં આગળ ૨ સર્પ ૩ અપાર ૪ બોરડી ૫ લુગડાં

ભૂખ્યાં તરસ્યાં દંપતિ કાઢયો દિન બ્રહ્માની ગઇ રાતડી;[1]
દીઠું એક કૌતક ત્યાં નવીન, વર્ણવી કહું વાતડી. ૧૨

સાખી

વરાહ[2] મત્સ[3] ને કૂર્મ[4] વળિ, હય ગ્રિવ[5] નૃસિંહ[6] રૂપ;
કેવાં રૂપ ધર્યા કહો, જગ કારણ જગ ભૂપ રે. ૧

## તપસ્વિજીનો આશ્રમ.

ત્રિતાળી ચોપાઇ
રાગ આગળ પ્રમાણે.

એક ભોયરૂ દીઠું ત્યાં એવે, દીધું દયા કરી જેમ દેવે;
ધખતી દીઠી ત્યાં દૂરથી ધૂણી, પૂરી જાણે કૃપા થઇ પ્રભુની. ૧
જાણે કાળના મોંમાંથી છુટયાં, ત્રિભૂવન પતિ હમણાંજ ત્રૂઠયા;
જેમ નિર્ધનિયાં પામે ધંન, જેમ અપવાસિને મળે અન્ન. ૨
એમ હૃદય સહુ થયાં રાજી, તનમાં સઉને હિંમત આવી તાજી;
જાણે કે વારે પ્હોચી ત્યાં જઇયે, થીર ત્યાં જઇ સૂખિયા થઇયે. ૩
એમ જાણી ઉતાવળાં ચાલી, આવ્યાં ભોંયરૂં દૂરથી ભાળી;
વાઘાંબર દીઠું ત્યાં વિસતાર્યું, મૃગચર્મનું આસન માર્યું. ૪
નવ નિદ્ધ ને અષ્ટમા સિધ્ધ, પેખી પાસામાં ધૂણી પ્રસિદ્ધ;
પેખી ઝોળી પડી એક પાસે, ભલું ખીસ્સું ખુણીવંત ભાસે. ૫
ક્ષિતિમાં ખાસો ચીપિયો ખોડયો, જેનો જગતમાં નવ જડે જોડો;
જોગ સામગ્રીયો કહો જે જે, પેખી સર્વ પડેલી ત્યાં તે તે. ૬
પેખ્યાં ખુલ્લાં પડ્યાં વળી પાનાં, કહું રસમય રામ કથાનાં;

---

૧ ચાર જુગની એક ચોકડી તેવી ચોદ ચોકડીનો બ્રહ્માનો દિવસ ને રાત થાયછે પતલબ દુખની રાત કેમે જતી નથી તેથી બ્રહ્માની કહેવાયછે. ૨ ભુંડ. ૩ માછલું. ૪ કાચબો. ૫ મુખ ને કંઠ ઘોડા જેવું ને બાકી ભાગ મનુષ્ય જેવો. ૬. મુખ હાથ પંજા સિંહના બાકી ભાગ મનુષ્ય જેવો. આહાહા! આવા અવતાર મનુષ્ય માટે ભગવાનને લેવા પડ્યા તે કેવો દયાળુ!!!

આગે એક બેઠો અબધૂત, ભાગે ભાળતાં ભડકીને ભૂત. ૭
ભસ્મથી આખું અંગ છે ભરિયું, ભસ્મ સ્નાન હશે જાણે કરિયું;
બંધ નેત્ર ને ધરિ બેઠો ધ્યાન, શરીર શબ વત કાષ્ઠ સમાન. ૮
જાણે કાંતો છે ભસ્મક[1] ઝાડ, ઔઢા કાં તો છે ભસ્મક પ્હાડ;
મોટું ભાલ ને જટ્ટા વિશાળ, વિખરાયા પડ્યા પુંઠે વાળ. ૯
મણીધર જાણે રમતા મુંકેલા, ચેલા કાં તો છે જાણે વધેલા;
નખ.એનાથી સિંહના ન્હાના, હિરણ્ય કશિપુને જાણે હણવાના.૧૦
જુએ સામું તે નથિ માયે જાયો, સઉને વનથી ભેં[2] લાગ્યો સવાયો;
જાણે જો અઘોરી હશે જાતે, ખચિત વાર કરે નહીં ખાતે. ૧૧
વળી મન માંહિ એમ વિચારે, મનુષ્ય મનુષ્યને વ્યર્થ ન મારે;
છતાં તે થયું તો જશું છૂટી, આગ દુખિ આ જિવીતમાં ઊઠી. ૧૨

સાખી.

કઈ ઘડ ભાંગ રહ્યાં કરે, મળિ દંપતિ મન માંહિ;
ખોંખારો કરિ તે ક્ષણે, તપશી જાગ્યા ત્યાંય રે. ૧

## અપુત્ર દંપતી કષ્ટ-તપસ્વિ પ્રતિ ઉક્તિ-સંત મુની સમાગમ.

ચોપાયા વૃત્ત.

રાગ આગળ પ્રમાણે

જાગ્યા તપસ્વિ ને જ્યાં જોયું, ત્યાં જોયાં જણ ચાર;
તપસ્વિ પણ મ્હા ત્રિકાળ જ્ઞાની ઉપજી દયા અપાર. ૧
આયે દુખિ આદમિ ઇતિ કહાંસે, કયોં નહિ પંથ નિહાર્યો;
ભૂલ ગયે કયોં કયોં વિસ્મૃતિ ભઇ, એમ કહી ઉચ્ચાર્યો. ૨
છોટાલાલજિએ પછિ સઘળું વરણ્યું વિગત સહીતે;
કાલ સવારે ગિરિથી ચાલ્યાં, પ્રદક્ષિણા સઉ પ્રીત્યે. ૩

---

૧ ભસ્મ-રાખનું ઝાડ. ૨ ભય. તર્ક વિતર્ક.

યાત્રા મિષ કરિ ગિરિએ આવ્યાં દુખથી જ્યારે ડૂલ્યાં;
દુખિયા જિવને તેં સુખ કયાંથી, કાલ પડ્યાં સઉ ભૂલાં. ૪
કાળ તુલ્ય ગઇ રાત્રી કાળી, જગપતિ તે જાણેછે;
તરશ્યાં બાળક છે ટળવળતાં અતિ દુખમાં દુખ એ છે. ૫
અન તો દેશે ઈશ્વર ત્યારે, અપુત્ર દંપતિ છઇયે;
ઈશ્વિર પણ નથિ અંત આણતો જે ઝટ છૂટી જઇયે. ૬
જમનાંબાઇ તણી હકિકત જે, તે પણ બધી જણાવી;
કાશીજીની વાત કરી સઉ, કાશી બેન બતાવી. ૭
પિતા ચક્ષુએ પાણિ ભરાયાં, લાગ્યાં માતા રડવા;
પાપણુ જમનાં બાઇને પાણી, ડબડબ લાગ્યાં પડવા. ૮
તપસ્વિજી તો સ્તબ્ધ ગયા થઇ, પણ એ પળ તો ઊઠયા;
ચડપ ઉપાડયો ચિપિયો જેવો પતાળ ગંગા છૂટયાં. ૯
પાયાં અતિ આગ્રહથી પાણી, ફળ આપ્યાં તે રાખ્યાં;
અંતર તરશ રહી જ્યાં ઊભી, જાય ન કેનાં ચાખ્યાં. ૧૦
તપસ્વિજીનું ત્યાં શું કહિયે, હતિ જે તેની હરણી;
એને એથી આંસૂ આવ્યાં, રહિ સુખ લીધી તરણી. ૧૧
ડોલિ ઉઠયો ગિરનાર બધો જે સંતો ગુપ્ત રહેલા;
અંતર દૃષ્ટિથી અવલોકી, આવિ થયા સઉ ભેળા. ૧૨
ગુરૂ ગોરખ ગોપીચંદ આવ્યા, એક દત્તાત્રિય પાખી;
અનેક આવી સંત ભરાયા, કોય રહ્યો નહિ બાકી. ૧૩
પેખે એક બિજાના સામું, ચિતમાં સહુ વિચારે;
ગયા દત્તાત્રય[1] જેવા જ્યારે, આપણુ પણ એ લારે. ૧૪

---

૧ એ વખત સહજાનંદ સ્વામી જે સ્વામીનારાયણના ધર્મનો સ્થાપનાર તે દત્તાત્રય આ વખત ગુજરાતમાં રમણ કરતા હતા, સંતોએ તેની સાથે જવા સૂચવ્યુ જેનો અર્થ સંતોમાંથી કોઇ એક આ દંપતીને પેટ અવતાર

ઈશ્વરનું આરાધન કરિને, જિવનું સાર્થક કરવું;
જોગ તણાં એ કારણ જબરાં દુખિયાનું દુખ હરવું[1]. ૧૫

**સંત મુની દંપતી સંવાદ.**

दोहा.

संत कहैं संसारि जन । सब झूठा संसार ॥
पुत्र मिल्या कहा कामका । मांगहू वस्तू सार ॥ १ ॥
संत लोग सब हैं सुखी । सब दुखि हैं संसार ॥
सार ग्रहत संसारका । पावत हैं सो पार ॥ २ ॥
पुत्र भये प्रल्हादजी । पुत्र ध्रूव, रघुबीर ॥
पुत्रादिक सब छोरके । होवत लोग फकीर ॥ ३ ॥

कबित.

कोउ पुत्र करत हैं पिताकों प्रहार और ।
कोउ जननीकों देखो कष्ट बडा देत है ॥

---

લેવા પડશે એમ કહ્યું અથવા બીજા અર્થમાં સંતોએ આપણે પણ એ લારે જવું પડશે એમ કહ્યું જેનો અર્થ રાવબહાદુર ભોળાનાથ ભાઈ તથા રાવ સાહેબ મહીપતરામ ભાઈ વગેરે વગેરે તે વખતે અથવા એ અરસામાં જે જે દેશહિતચિંતક પુરૂષો થયા તે શું એ સમયના ગિરનારના એ મહા યોગીઓ હશે કિંવા હતા એવો આ લખનારે ભાવ રાખેલો છે.

૧ પ્રસિદ્ધ દત્તાત્રય જેવા રહ્યા નહીં તો પછી આપણે પણ રહેવાના નથી અને દત્તાત્રયની લારે એટલે કે છેવટ પરમાત્મા પાસે જવાનું છે. માટે કોયનું પણ ભલું કરવું તે દુખિયાનું દુઃખ હરવું એ જોગનું પૂરેપૂરું સાધન છે. કહેવાની મતલબ આ દંપતીના પુત્ર સંબંધી દુખનો નિકાલ કરવો એવો સંતોએ ઠરાવ કર્યો.

સત સાધુ કરતાં ગહસ્થના ધર્મ બહુ અઘરા છે ને પરોપકાર કરવો એ તેની મુખ્ય ફરજ છે તો પછી સંતોથી વધારે તેવી પરોપકાર બુદ્ધિ ગૃહસ્થોએ રાખવી જોઈએ. એ આ લખનારનો બીજો હેતુ છે.

मयकारी कोउ भगिनिकों बडा भूतलमें ।
ऐसो कष्ट कांहिकों सो आप मंगी लेत हैं ॥
कोउ पिता च्हात नहि पुत्रमुख पेखनेकों ।
को मैयाकों हियेमें न पुत्र पर हेत हैं ॥
पुत्र विन ऐसो कैसो हेत ल्याये पुत्र पें सो ।
देने षाला ओ तो ईक नारायन देत हैं ॥ १ ॥

कुंडलिया छंद.

होता जैसा पूर्वका । ऐसा होत सँबंध ॥
नहि होवत तौ होत नहि । करैं कहा जगबंध ॥
करे कहा जगबंध । भूल्यें, भँगिनि अरु भ्राता ॥
पुत्र, पुत्रि, नर, नारि । मिलत यों पिता रु माता ॥
या विधिका संबंध । होत मनमोहन सबका ॥
ऐसा होत सबंध । होत जैसा पूरबका ॥ १ ॥

दुहा.

कहैं दंपति कर जोरिके । हो नारायन रूप ॥
देवहु हमको ध्रुव सम । सुत जोगेश्वर भूप ॥ २ ॥

અપુત્રસ્ય કષ્ટ-સંત મુનિ પ્રતિ ઉક્તિ—દંપતી પ્રલાપ.

પદ.

ગોપીચંદ રાજા, જોગી હુવો રે ભાઈ કિન કારણે. એ રાગ.
સંતો સુખદાતા, શરણે આવ્યાં રે તે સંભાળિયે;
અમને જગ ત્રાતા, છે અહિં લાવ્યા રે તે નિહાળિયે. ટેક.

१—३ बहिन. २ चाकर.

કયાં પાટણ ને વડોદરા કયાં, શહેર કયાં શ્રીપૂર[1];
કયાં કાશી ગિરનારે આવ્યાં, અહિં કેની મગદૂર રે; સંતો. ૧
કશું દિવસનું તો નથિ કહેતાં, રખડ્યાં આખી રાત;
પશુ પ્રાણિ સુખથી નથિ પામ્યાં, તપસ્વિ મોટો તાત રે;સંતો. ૨
સાર વસ્તુ સંસાર વિશે કાં, પુત્ર અને કાં રાજ;
પુત્ર વિના કઈ પૃથ્વિ પતિનાં, રાજ થયાં તારાજ રે; સંતો. ૩
ધન દોલત માગી શું કરિયે, કેને આવે કાજ;
ધન દોલતના ધણી ગયા કઈ, પુત્ર પુત્ર કરતા-જ રે; સંતો. ૪
સૂનાં મંદિર, સૂનિ સેજડિ, સૂનો સઉ સંસાર;
સૂનું લાગે જિવતર સઘળું, અંગ ઝરે અંગાર રે; સંતો. ૫
સૂનાં શ્હેર પરાં સઉ સૂનાં, મોટાં જેમ મશાણ;
મશાણુમાં પણ પુત્ર વિનાનાં, સૂનાં બળે સ્મશાન રે; સંતો. ૬
અન્ન દિસે જેમ લુણ વિનાનું, દ્રગ[2] વિણુ જેવી દેહ;
આ જિવિત અવનીમાં એવાં, સુત વિણુ નિઃસંદેહ રે; સંતો. ૭
લાડે કોડે નહીં લડાવ્યો, લાડકવાયો લાલ;
લ્હાણુ ન કશિયે લીધી કીધી વ્યર્થ આળ પંપાળ રે; સંતો. ૮
તનનું કઉવત મનની હિંમત, અને અતિચ્છા રૂપ;
પુત્રવિના નથી આ પૃથ્વિમાં, અહો જોગેશ્વર ભૂપ રે; સંતો. ૯
ભીખારી જે ઘર ઘર ભટકે, એ પણ માગે પૂત્ર;
પુત્ર વિના કદિ આ પૃથ્વિમાં, શોભે નહિ ઘરસૂત્ર રે; સંતો. ૧૦
બહુદિન ખાધું બહુદિન પીધું, માણ્યો બહુ સંસાર;
સેવા હવે પિતાની સજશું, વશિ અહિં તેને દ્વાર રે; સંતો. ૧૧

૧ અમદાવાદ. ૨ આંખ્યો.

હશે દુભેલા સંતો પૂર્વે, કે પ્રૌઢાં કૉઇ પાપ;
અમે સંતનાં દર્શન પામ્યાં, સંતો કરશો માફ રે; સંતો. ૧૨

**સંત મુની તપસ્વિ-વરદાન—વતન આગમન.**

दोहरा.

मिलि सब संतनने किया । ऐसा फीर विचार ॥
तपस्विजीका कष्टको । करनो कौन प्रकार ॥ १ ॥
दिल नहि मानत दंपती । समुझत नहि कछु सार ॥
निर बहावत नैनसें । करत नहिं फल अहार ॥ २ ॥
सुत मांगत हैं ध्रूव सम । समुझत नहि सुख और ॥
तपस्विजीका कष्ट सो । अपना समुझौं ऊर ॥ ३ ॥
यहि बिधि चित्त विचारके । किय निश्चय निरधार ॥
पहिला चौला ज्यो परैं । अपूर्न जोग मौझार ॥ ४ ॥
करे पुरा व्हां जाइके । अपने अपना कार्य ॥
रमण होयगा संतकों । ईक पंथ दो कार्य ॥ ५ ॥
किय सब सम्मति संत कहि । तपस्विजीकों बात ॥
बडा प्रसन्न तपस्वि भय । भयो संतको साथ ॥ ६ ॥
तपस्विजीने फिर दिया । दंपतिको बरदान ॥
पावेगो बड पुत्र तुम । छितिमें ध्रूव समान ॥ ७ ॥
पावहि सुख पुण्य लोगका । संत जायगो ज्योइ ॥
तपस्विजीने व्हां दिया । बर अच्छा सुख दोइ ॥ ८ ॥

---

१. शरीर. २. पृथ्वी.

भये संत सब खुशि वडा । भये खुशी सब साथ ॥
प्राशन किय फल प्रेमसें । पिता पुत्रि अरु मात ॥ ९ ॥
दंपतिने किय दंडवत । परे संत सब पाय ॥
सह आदर सब मीलके । सबको किया विदाय ॥ १० ॥
छोर गये स्वस्थानमें । संत आइ इक संग ॥
व्हांसे सब निज वैतनको । आये धरी उमंग ॥ ११ ॥
संत प्रभूका दास है । प्रभूं संतका दास ॥
श्रोता वक्ता सर्वकी । यह विधि पूरहु आश ॥ १२ ॥

सोरठा.

किया वडा उपकार । बिन स्वारथ ज्यों संतने ॥
होवहु जगदाधार । दिल ऐसा मम देशिका ॥ १ ॥

### કોઈનું પણ ભલું કરવા વિશે.

પદ.

મીઠડાં ગોરસ લ્યો, ગોરસ લ્યો. એ—રાગ.

કોઈનું ભલું કરો, ભલું કરો,
હાંરે કોઈનું ભલું કરે ભલું થાશે,
નામ આપનું અચળ રહિ જાશે રે; કોઈનું. ટેક.
હાંરે માગો ઇશ્વર પાસે એવી વેળા,
વાળી શકો બીજાની તમે વેળા રે; કો. ૧
હાંરે ભાગ રાખો ન કોઈના ભુંડામાં,
દિઠા એવા ઘણા દુનિયામાં રે; કો. ૨
હાંરે પણ એથી અધિક કહેવાશો,
ભલું કોઈનું કરી જો ખુશી થાશો રે; કો. ૩

१ अमदावाद.

હાંરે જનમારો જો તેમ વહિ જાશે,
તો તો દૃષ્ટાંત આપનાં દેવાશે રે; કો. ૪
હાંરે ભલું હોય આપનું ભલિ ભાતે,
કરો ખલકનું જો ભલું ખાંતે રે; કો. ૫
હાંરે સહુ સંભારશે રહિ ક્ષિતિ,
જશે વરસોનાં વરસો વીતી રે; કો. ૬
હાંરે મૂળ વિનાનું સ્થૂળ આ માનો,
દીલે ગર્વ ધરે તે દિવાનો રે; કો. ૭
હાંરે કહો કેની કાયા અને માયા,
જાણો જેવી વાદળની છાયા રે; કો. ૮
હાંરે ઘડી પછી ને કાલનું શું લેખું,
દૃઢ એનો ભરૂંસો કેવો દેખું રે; કો. ૯
હાંરે કર્યું કામ તે લ્હાણુ લીધી સાચી,
રહો બાકી ભરૂંસે ન રાચી રે; કો. ૧૦
હાંરે ભલું બોલો કરો ભલું ભાઈ,
ભરો ભંડારમાં લઇ ભલાઇ રે; કો. ૧૧
હાંરે જશું કાલ અચાનક ઊડી,
રહેશે વાસના ભુંડી કાં રૂડી રે; કો. ૧૨
હાંરે નથી પળનો ભરૂંસો કહો પોતે,
બાંધી આશા બેઠા છો બહુ જોતે રે; કો. ૧૩
હાંરે હું સુધાં છઇયે સહુ ભેળા,
લહો લ્હાવ પ્રભુએ આપી વેળા રે; કો. ૧૪
હાંરે પછી પાછળ થશે પસતાવો,
મનમોહન સમો ક્યાં મળે આવો રે; કો. ૧૫

## અંગ્રેજી રાજ્ય પૂર્વાનુદેશસ્થિતિ સ્મરણ.

કવિત.

ન હોતી ગ્રંથો કે હાઈ સ્કૂલો તે હયાત કોય,
ન હોતી કોલેજો અંગરેજી ગુજરાતીની;
કાના માત્રી જાણે તે તો પક્કો મુસદ્દિ કથાતો,
શી કહું ત્યાં વાત કેળવણીની સ્ત્રી જાતિની;
વ્યાકરણ, ભૂગોળ કે ગણવા ગણિત ન્હોતાં,
વાત ન હોતી વાચન માળાની હયાતીની;
ખગોળ ને ભૂસ્તરનું કોણ જાણે નામ કેવું,
ન હોતાં ધોરણો કે ડીગ્રીઓ ભાતિભાતિની. ૧
યુનીવરસીટીયો કે સેનેટને જાણે કોણ,
વર્તમાનપત્રો તણી વાત શી વિખ્યાતિની;
ન્હોતી લાઇબ્રેરીયો કે વાંચવા રીડીંગ રૂમો[૧],
ન્હોતાં મુદ્રાયંત્રો[૨] કે કો શાળા વ્યાધી શાંતિ[૩]ની;
તાર કે ટપાલ ન્હોતાં રેલવેનાં ખાતાં ન્હોતાં,
સ્ટીમરો જે આવતી તે લોક સૌ વિલાતિની;
સુતરના સાંચા ન્હોતા સુધરાઈ ખાતાં ન્હોતાં,
હતી માત્ર વાત હિંદુસ્તાનની હયાતિની. ૨
કાયદા કાનુનો ન્હોતા કૌન્સિલો, કોંગ્રેસ ન્હોતાં,
ન્હોતા ટેલીફોન, દુરબીનો જાત જાતની;
ન્હોતાં ઘડીયાળ, ન્હાનાં વોચ, ટૈમપીસ કશું,
હતી પુરાતની હીકમતો સહુ હાથની;
દેખીને સિપાઈ કે સાહેબ નાસતા સૌ દૂર,
ન્હોતી સ્લેટો, પેનો કે સીસાપેનો વિલાતની;

૧ ઘર. ૨. છાપખાના. ૩. દવાખાનાં.

હુલ્લડને બેઠા હતાં પાપીયા પ્રચંડો હતા,
હતી હિંદુસ્તાનને એ વેળા ગભરાટની. ૩

કામ જુદા જુદા તણાં કયાંઇ ન્હોતાં કારખાનાં,
કંપની શું તે ન જાણે કુંપલી ઉચારતા;
ગૌ શીતળા ખાતાં ન્હોતાં, લોક રાતા માતા ન્હોતા,
ધર્માંધ થૈ વ્હેમ વિવિધના હતા ધારતા;
દેતા પડે દેવું તો નિજનું પણ બળિદાન,
વિશ્વંભર પણ તેને આવી નહીં વારતા;
હારે તે બેશી રહેતા પહોચે તે સારી લેતા,
વિસરતી નથી જુની વાતો એ વિસારતાં. ૪

ભણી ગણી ભૂપ આજ કાયદે કાબેલ થયા,
કહો વાત કયાં હતી એ સ્વપ્નામાં ન સાંભરે;
લોકોપયોગી જે કામ આજ તેઓ આદરેછે;
વિક્રમ ને ભોજ વિના કહો કોણ એ કરે;
એવો તો જમાનો હતો આજ ઉકરાંટા આવે,
રહેજે બેઠા હોઇયે ને સ્વલ્પ કદિ સાંભરે;
અંધાધુંધીનો અમલ ત્યારે ખરો તેજ હતો,
અંગરેજો જેને "ડાર્કનેસ" નામે ઉચ્ચરે. ૫

મહાત્મા જીવ આગમન–આગમ ચિન્હ–દેશોન્નતિ વૃદ્ધિ.

ચોપાઈ ત્રિતાલી.

વારે વારે શી વાત વિચારૂં, પ્રભુ કરૂણાનો મહિમા ઉચારૂં;
દયા કરે જેના પર દેવ, તેને તત્પર સઉ તતખેવ. ૧
આવ્યા બ્હાદુર નર અંગરેજ, અંધકાર ઉડાડવા એજ;
વડા વેપારી થઈ પ્હેલા વરત્યા, પછી રાજ્ય સત્તામાં પ્રવર્ત્યા. ૨

બ્હાર ન રહ્યું પંજાબ, બંગાળું, રહ્યું રજપુતાણું ન નિરાળું;
મોટો હાથ કર્યો મહારાષ્ટ્ર, ખંડ ગુર્જર ને સાઉરાષ્ટ્ર. ૩
રૂડું જામતું જયમ ગયું રાજ્ય, પામ્યો સુખ એમ પ્રજા સમાજ;
જહાં પગ મુકે ઈંગ્રેજ જઈને, થિર પ્રભુ રહે મોખરે થઈને. ૪
કારણ ન્યાય, નીતિ, દયા, ધર્મ, પ્રભુને છે એ તો પ્રિય પર્મ;
જહાં લગી ચુકે નહિ જેહ, એનું અવિચળ રાજ્ય છે એહ. ૫
રામથી આ વિકટોરિયા રાજ, આજ લાખેણી લેખાય લાજ;
દુઃખ ભંજન વિક્રમ જેવું, ન્હોતું વિદ્યામાં ભોજનું એવું. ૬
રામ સૂર્ય વંશી મહારાજ, ચંદ્ર અંશી વિકટોરિયા-આજ,
તપી સૂર્ય તિમિર[1] કરે નાશ, શિતળતાથી શશિ દે પ્રકાશ. ૭
કાંઈ જાણો એમાં કેણુ જેવું, અંગે શશિને[2] જુઓ રહ્યું એવું;
સારા સારા જે સાહેબો આવે, એ પર અવનવો ઓપ ચઢાવે. ૮
એવું રાજ્ય પ્રભુજીએ આપ્યું, ધીરતાથી અભય કરી થાપ્યું;
જનમ્યા ન્હોતા જ્યાં રણછોડલાલ, વડું જામ્યું ત્યાં રાજ્ય વિશાળ.૯
થયા કાયદા કોરટો સ્થાપી, થયા વોરન,[3] કોર્ન[4] પ્રતાપી;
લોર્ડ માર્કવીસ હેસ્ટીંગ્સ આવ્યા, જેણે બીજ કેળવણીનાં વાવ્યાં.૧૦
પુરો ઉપદ્રવ કરતા પિંઢારા, હેસ્ટીંગ્સે સહુ હારે પાડ્યા;
જનમ્યા રાવ બહાદુર ન્હોતા, ત્યારે તે તો સર્વ ગયુ થઈ ત્યારે.૧૧
જાણે પ્રોગ્રામ[5] એ રાવ કેરા, પુરી પ્રભુએ કૃપા કરી પ્રેર્યા;
એનાં આગમોએ સહુ આવી, દીધી દુનિયાંને ખૂબ દિપાવી. ૧૨

સાખી.

વર્તમાન[6] પણ વાંચવા, પ્રગટયું જનમ્યા પ્હેલ;
જેમ દૂધ જનની વિશે, જુઓ કુદરતી ખેલ રે. ૧

---

૧. અંધારૂં. ૨. ચંદ્ર. ૩. વોરન હેસ્ટીંગ્સ. ૪. લોર્ડ કોર્ન વાલીસ. ૫. આગમ વધાઈ. ૬. મુંબઈ સમાચાર પ્રથમ ઇ. સ. ૧૮૨૨ માં પ્રગટ થયું જાણે તે ખાસ. રા. બ. ને માટેજ થયું ન હોય?

आशा.

सवैयो

जात हैं आशमें दिन रु रात हैं आश सों जीयंकि जीवन दोरी ॥
आशमें अंत रु वृद्धपनो सब जात युवा वय जात किशौरी ॥
आशमें शंकर शेष रमेश रमा सब आशमें आशमें गौरी ॥
रावलों रंक सबे मनमोहन आशकि आगु खडे कर जोरी ॥ १ ॥

દોહરો.

એ રિત પૂરણ આશમાં, રહ્યાં માત ને તાત;
ગયા દિવસ ને માસ સહુ, સ્વપના વશ જ્યમ રાત.

સોરઠો.

રાખીને અનુરાગ, કવિ સુત કહે શ્રોતા શુણો;
ભાખ્યો ત્રીજો ભાગ, રૂડો રાવ ચરિત્રનો.

---

भाग ४ थो.

कवित.

जैसी प्रीति पतंगकी दीपककी ज्योतपें हें ॥
जरे मरे तो भी परे दिपककी ज्वालमें ।
सरोजकी छेमि जैसी लगी रही सूरजमें ।
चकोरीको चित्त जैसो लग्यो निशिपालमें ॥

१ जीवनी. २ विष्णु ३ कमल. ४ प्रीति. ५ चंद्र.

जैसो ध्रूव मत्तिसकोंको ध्यान ध्रूवमें हैं लग्यो ।
लग्यो ऐसो ध्यान जाको दीनके दयालमें ॥
ताको आप रूप जानी जपत त्रिकाल प्रभू ।
संत प्रभू संत प्रभू नाम जपमालमें ॥ १ ॥
भक्तनके बचनपैं भूधर हैं बंधा रहा ।
भक्तका बचन भूधरकों बडी बात हैं ॥
तुलसीका टेक रखा बान रु कमान लिन्हि ।
बडी रहेमवाला ऐसा देखो रघुनाथ हैं ॥
गौतमके बचनपें अहल्या उद्धारनेको ।
दशरथसुत भये राम जगतात हैं ॥
रिषी गैनको बचन रखनेको राधापति ।
कुल क्षयैं आपको निहार्यो आप जात है ॥ २ ॥
जलमें हैं आस्था जाकी जलमें सो जाने प्रभू ॥
अग्निमें हैं आस्था वाकों अग्नि अनुकूल हैं ॥
पापानमें आस्था जाकी पापान हैं प्रभू रुप ।
ऐसा झार बीर पशू प्रानी फल फूल हैं ॥
देख्या बिन ऐसो कैसो रुपको द्रढॊव होई ।
भूल जो को जाने वाकी जानबेकी भूल हैं ॥
प्रभु रूप जानी भजै सो तो लेत मानी प्रभु ।
सुदामाका तांदूल सो कृष्णको कबूल है ॥ ३ ॥

---

१ मच्छी, मच्छि जैसा जलमें प्यार रखती है ऐसा भगवानका भक्त संत साधु भगवानकी पर प्यार रखता हैं. २ दुर्वासादि. ३ जादवास्थली. ४ निश्चय.

દોહરા.

એવી દૃઢ આસ્થા ધરે, કહો ન થાય શું કાર્ય;
સભા સમક્ષ મ્હેતાજિને[1], હરિયે આપ્યો હાર. ૧
બ્રહ્મવાક્ય જનારધન[2], સંત વાક્ય શુલપાણ[3];
ફેંકયાં કથમ પાછાં ફરે, જેમ રામનાં બાણ. ૨

**વચનનું માહાત્મ્ય.**

कवित.

बचनसें पुत्र औ कैलत्र लेके बन गयो ।
पृथ्विमें न कौन हरिचंद्रको पिछानेगो ॥
बचनसें पांडव औ पांडवी सिधाये बन ।
आज कौन सो बजन बचनपें आनेगो ॥
बलि राजा बचनपें जाइके पाताल बैठा ।
मिथ्या कौन अलेकका घरको सो मानेगो ॥
बचनकी बात कहा जानेगो अजान लोग ।
जाननेहारा सो बात बचनकी जानेगो ॥ १ ॥

**મહાત્મા જીવના આવાગમન આગમ ચિન્હ-પરીક્ષા.**

કવિત.

દિવસ ઉદાંદલો ને દિશાઓ પડેલી દીસે,
જરૂરજ કણ કોઈ મોટો પડયો જાણિયે;
અલ્પ અ્હાર, નિદ્રા અલ્પ, દયા ધર્મ દિસે અતિ,
પ્રકૃતિ એ પ્રસુતાની પેખતાં પિછાણિયે;

૧ નૃસિંહ મહેતાને ૨ સૂર્ય ૩ શિવ ૪ સ્રી.

પિતા મન સિદ્ધિ કાર્ય સંપ સુબુદ્ધિ કુટબે,
વૃદ્ધિ પિતા સમૃદ્ધિની પેખતાં પ્રમાણિયે;
કહે મનમોહન એ જગતમાં જીવ મોટો,
ઓલખી લ્યો માતા ઉદરથી એ એંધાણિયે. ૧

રાવ જન્મ આગમ ચિન્હ.

દોહરા

એમ કરતા આવિયો, મનહર ચૈતર માસ;
જે માસે આ જગતમા, અવતરિયા અવિનાશ[1]. ૧

ભૂપ તણી સ્વારી ભલી, રવી આગમો જેમ;
ભાગ્યશાળિનુ ભૂમિ પર, હોય આગમન એમ. ૨

પુણ્યતિથિ પુર્ણાંકિની[2], દિવાળિ સમ દેખાય;
દીવાઓ પણ તે દિને, વિશ્વ વિષે વર્તાય. ૩

ભુજંગી વૃત્ત

ભલા ભૂપ તો મ્હેલ મધ્યે બિરાજે, છટા તે પહેલાં જુઓ કેવિ છાજે,
રવી તો હશે ત્યાં હશે પ્હોર બાકી, અહીં તો હશે રાત્રિ તે પ્હોર પાકી.૧
જઈ ચોર ને ઘુડ સતાઈ પેઠાં, હરામી જનો બેશિયાં હારિ હેઠાં,
શુચી[3] સ્નાન માટે જનો સર્વે જાય, જતાં મેલ ને નિર્મળાં જેમ થાય.૨
કરે કો પ્રભાતી વિભૂને વખાણે, પ્રશંસા થતી પ્હેલથી હોય જાણે;
પુરા પ્રેમથી કુકુટો તો[4] પુકારે, નકીદાર જાણે નકી તે ઉચ્ચારે. ૩
મુલાંજી મસીદો વિશે બાગ મારે, પપૈયા રહ્યા જેમ મેને[5] પુકારે,
ઉંચે સાદ જાણે કરે સૌ ઉચ્ચારો, પધારો! પધારો! પધારો! પધારો!૪

---

૧ રામચંદ્રજીનો જન્મ એ માસમા છે ૨ પુનમ ૩ પવિત્ર ૪ કૂકડા
૫ વર્ષાદને

દિસે ઘંટ દેવાલયે સૈન્ય કેરા, હશે જાણિયે તે થતા હર્ષ કેરા;
બજે નોબતો ખૂબ ડંકા પડેછે, દિસે જેમ તે દુંદભી ગડ્ગડેછે. ૫
પઢે પાઠ વિદ્યાર્થિયે પ્રેમ આણી, દિસે ઠામ ઠામે સુશાળા સ્થપાણી;
રૂડાં થાય પૂજાર્ચનો ઠામઠામે, કહું પ્રાર્થના જાણિયે એજ કામે. ૬
કરે કાગ કા-કા કરી કૂદકારા, ભલા સ્વારિના જ્યોતિષી જેમ ભાળ્યા;
શુણ્યા ઘંટિયોના વળી ઘોષ થાતા, દિસે દુઃખ તે દુનિયાનાં દળાતાં. ૭
ઝટોઝટ્ટ સૌ એમ આલસ્ય છાંડી, મળી સર્વ બેઠાં સુ-ઉદ્યોગ માંડી;
દિસે સાફ રસ્તા બગીચા સુહાતા, નથી કોઈ વાતે કમી તે જણાતા. ૮
ખુબી પાપિનીના ઘાટની પેખિ ખાસી, નથા ચોક ચૌટા તણી જો તપાશી;
સજી વસ્ત્ર સારાં ફરે બાઈ ભાઈ, નથી ચોક ચોટાં કશું ખાલિ કાંઈ. ૯
રવી પણ પડ્યો કીરણો બ્હાર કાઢી, સુવર્ણેથિ મઢવા મહી જેમ માંડી;
દિસે શ્હેર ઇંદ્રાપુરીથી સવાયું, રૂડી રિદ્ધિ સિદ્ધિથિ જાણે રચાયું. ૧૦
સિધાવે પછી સ્વારિથી રાય બ્હાર, પ્રજા પેખતાં થાય રાજી દિદાર;
ઘરોઘર દિસે જેમ આવી દિવાળી, ભલો ભૂપ હૈયે ખુશી થાય ભાળી. ૧૧
ધરી રૂપ રાજા પ્રજા ધર્મ જેમ, થયો કાં પ્રગટ કાં થશે આજ એમ;
ચઢે દિન જેવો દિસે તેમ ચઢતી, બઢી જાય ચાલી કહું એમ બઢતી. ૧૨

દોહરા.

વિગતેથી જો વર્ણવું, વધે ગ્રંથ વિસ્તાર;
માટે સંક્ષેપે કરી, સ્વલ્પ કથ્યો મેં સાર. ૧
રમ્યાં જમ્યાં સૌ રંગ ભર, નમ્યા ન નમ્યા રવિદેવ;
જેમ જોઈ મહાત્મા જનો, નમન કરે નરદેવ. ૨
વિક્રમ વર્ષ અઢારસો, [1]અઘન્નાશીની સાલ;
અંત્ય તિથિ મધુ માસની, પ્રગટ્યા રણછોડલાલ. ૩

---

૧ પાપ-નાશિની પાપનો નાશ કરવાવાળી

## રામ જન્મોત્સવ.

### ચોપાઈ ત્રિતાળી.

વેગે શ્હેરમા પ્રસરી વધાઈ, બહુ રાજી થયાં બાઈ ભાઈ,
સગા સ્નેહીના મોં મલકાયા, હેતુ પ્રીતુ હૈયે હરખાયા ૧
પિતા બક્ષીજી પણ થયા રાજી, મન મુદિત થયા લાભમાજી,
અર્ધ વય પોચ્યા દંપતિ જ્યારે, ત્રિભૂવનપતિ આ ત્રૂઠયા ત્યારે.૨
જે જે સાભળે આ શુભ વાત, હૃદય થાય તે સો રળિયાત,
જમનાબાઇનુ દુખ જોયુ જેણે, આવ્યા નિર આજ હર્ષના એને ૩
સગા સ્નેહી કઈ આવિ મળિયા, ન્હાના બાળ ત્યા કૈ ટોળે વળિયા,
ગાય ગાયકો વાજિંત્ર વાજે, બન્યો દિવસ દિવાળીથી આજે ૪
મળ્યા માગણ પણ કૈક ટોળે, બહુ પ્રકારે આશીષ બોલે,
ચકબંધ[1] ત્યા ચકલા છોડાવ્યા, ઘણા હેતે કરી ઘેર લાવ્યા ૫
કોણ બીજો કહો એવુ કરશે, મેઘ જાણે અપાડીલો વરસે,
દીધા એમ વિવિધના ત્યા દાન, વ્હેંચ્યા સાકર, શ્રીફળ, પાન ૬
તક પર જે ત્યા બેઠાતા ટાપી, હતા જોશી બાવો તે અઘાપી,.
હરખાતા તે આવિયા હોંશે, જન્મ કુંડળી લઈ પૂરે જોષે ૭
કહે સાભળો હુ કહુ વાત, શુભ કર્ક છે લગ્ન સાક્ષાત,
ચર લગ્ન છે સિદ્ધિનુ દાતા, મસ્તક દક્ષિણાદે પોઢયા છે માતા ૮
પાચે દેવપત્ની જેમ પેખો, એમ પ્રમદાઓ પાચ ત્યા લેખો,
વધતી તો નથી કરતો હુ વાત, ટાણુ આજે જનમ્યા રઘુનાથ ૯
ભલુ નક્ષત્ર આવ્યુ છે ભરણી, વિગતી તેની શી હુ કહું વરણી,
સૂર્ય, શશિ,ભોમ,શનિ એક ઘર, છે સો મિત્ર ને રિપુ એક થડમા ૧૦

---

૧ છોકરાઓને નિશાળોમા છુટી અપાવી ઘેર લાવી સાકર વહેંચવી તે ચકલા છોડાવ્યા કહેવાયછે ચકબંધ—ટેવ

થઇ દરેક કેંદ્રિયો પડયોછે, કેતુ સામો જ્યમ રાહુ અડયોછે;
દીસે રાહુ જેને કહું દશમો, વેરી[1] પણ તેને શું કરે વસમો. ૧૧
બીજે બુધ ગુરૂ, શુક્ર છે ત્રીજે, ગણતાં નામ રાશીથી ગણીજે;
પુત્ર પામશે જર જશ રાજ્ય, કથશે કિર્તિ મોટા કવિરાજ.[2] ૧૨

સાખી.

સંતતિ પણ બહુ શોભતી, વધશે વળિ વેપાર;
પેખો ત્યારે માનજો, એ મુજ મુખ ઉચ્ચાર રે. ૧

ચોપાયા ૭૯.

પિતા થયા સુણિ રાજી પૂરણ, સર્વ સભા થઇ રાજી;
સાલ દુશાલા પાઘડિયોથી સરવે રહ્યાં નિવાજી. ૨
ઢગમાં તે ઢંકાઇ ગયા, ના જણાય જોશી બાવા;
મોટાના સબંધી મોટા, ને વળિ ટાણાં આવાં! ૨
પાઘડિ પર પાઘડીયો બાંધી, ધમાલ મોટો કીધો;
ઉપરાઉપર શાલ દુશાલા, ઓઢાડી રસ લીધો. ૩
રોકડનું તો લેખું ન રહ્યું, એમ દક્ષિણા આવી;
વળિ મૂકયા સાકરિયે શીધે, જોશીને રીઝાવી. ૪
આશિરવાદ સહુને આપી, જોશી ત્યાંથી ચાલ્યા;
પ્રેમે જે પેખે તે પૂછે, આ સૌ કેણે આલ્યાં. ૫
હઇયે જોશીજી હરખાતા, બહુ રાજી થઈ બોલે;
પુત્ર આજ બક્ષીજી પામ્યા, છે કંઈ એને તોલે. ૬
બક્ષીજીનું નામ સુણી સૌ, કરથી પકડે કાનઃ
ખરા બક્ષિ! ભલે સુત આપ્યો, ભલા પ્રભૂ ભગવાન. ૭

---

૧ રાવબહાદુર વેરીમા વાસ કરે તેવા હતા. ૨ મારા પિતા ક. દલપતરામ ડલાભાઇ અથવા બીજા મોટા કવિઓ.

જેથી તેથી વાતો કરતા, જ્યાં ત્યાં દેતા ધામા;
સાંજે જોશી ઘેર સિધાવ્યા, બાળક આવ્યાં સામાં. ૮
બાળકડાં રસ્તામાં બાઝે, જોશીજી ધમકાવે;
જો જો વળતી ઘેર જવા દ્યો, જોશી કહેતા આવે. ૯
જોશીઆણી પણ રાહ જોતાં, ઉંબર સૂધી આવ્યાં;
બાળ બચ્ચાં લઈ ઘરમાં પેઠા, બેઠા જોશી બાવા. ૧૦
જોશીઆણી પણ મહિં આવ્યાં, હરખ ભર્યાં હરખાતાં;
જણ જણ સૌ ઊપાડે જૂદી, જણશો રાજી થાતાં. ૧૧
રાજી જોશી જોશીઆણી, બાળ બચ્ચાં સઉ રાજી;
હરખ કોયને માય ન હઈયે, વાત શિ કરિયે ઝાઝી. ૧૨

## માબાપ તેવી પ્રજા.

કવિત.

કસ્તુરી મૃગના મનમોહન કસ્તુરી મૃગ,
જરૂર મણીધરના મણીધર જાણશો;
મેગળના મેગળ ને તેજીના તેજી તમામ,
ખરના ખર ને સિંહ સિંહના વખાણશો;
ગરુડના ગરુડને કાગમાંથી કાગ થાય;
આંબામાંથી આંબા એમ અંતરમાં આણશો;
આકડે આકોલિયાં ને હીંગ વૃક્ષમાંથી હીંગ,
મોટાં માણસોની પ્રજા થાય મોટાં માણસો. ૧

દોહરો.

તેજીના ટટ્ટુ બને, ખચ્ચર નિપજે ખ્યાત,
કાં તો કંઈ વેળા નડી, કાં તો ભૂલી માત. ૨

## પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય.

કવિત.

મસ્તક, લલાટ, નેણ, નાસિકા નિહાળ્યાં મોટાં,
તેજસ્વી તમામ જુજ્ય બોલતો જણાયછે;
નહીં લીંટ, લાળ કશું અલ્પ અ્હાર મૃદુ હાસ્ય,
હોઠ હાથ પગ રાતાં આંગળાં દેખાયછે;
બેસે તો સિંહાસને જો પોઢે તો ચડાવી પગ,
કાંતો વાળી અદબ કાં સિધો સુઇ જાયછે;
શંકા લઘુ દીર્ઘ સર્વ સ્વાધિન શિશુપણેથી,
પુત્રની પરીક્ષા એ તો પારણેથી થાયછે. ૩

## શ્રીમંતનાં સંતાનો.

ચોપાઇ.

બેઠાં દીસે ન્હાનાં બાળ, વિલોકતાં પણ મતી વિશાળ;
ગમ્મતમાં દીસે ગુલ્તાન, એ શ્રીમંત તણાં સંતાન. ૧
પ્રસુતા જો પારણિયે ધરે, આપ ઊઠવા ઈચ્છા કરે;
સમજાવે તે કરિને સાન, એ શ્રીમંત તણાં સંતાન. ૨
રહિ રહિને ઉંહકારા કરે, રાગ તાણિ કદિયે નવ રડે;
ન હોય કશિ મરજી નીદાન, એ શ્રીમંત તણાં સંતાન. ૩
નિદ્રામાં પણ અર્ધા નેણ, દીસે ખુલ્લાં તે સુખદેણ,
ભમરો જાણે બાણ કમાન, એ શ્રીમંત તણાં સતાન. ૪
નેણાં ખુલ્લે નિદ્રા જાય, કાં કોમળ કર નેણે લ્હાય;
જાણે જાગ્યાં છાંડી ધ્યાન, એ શ્રીમંત તણાં સંતાન. ૫
નહિ ચક્ષુ ચિપડા મુખ લાળ, નહિ નાસિકા લીંટ વિશાળ;
સદા કરેલાં દીસે સ્નાન, એ શ્રીમંત તણાં સંતાન. ૬

ખાય પિયે સંતોષે મળ્યાં, ઉજ્વળ ટોપી ને આંગલાં;
દિસે તેજમાં સૂર્ય સમાન, એ શ્રીમંત તણાં સંતાન. ૭
હેતે જો બોલાવો હશી, ધીમાં આવે સામાં ધશી;
પૂર્વ તણું જાણે પીછાન, એ શ્રીમંત તણાં સંતાન. ૮
બીજું સામું આવે બાળ, જાણે કરનિ પસારી જાળ;
મલકાતાં સામું દે માન, એ શ્રીમંત તણાં સંતાન. ૯
વિવેક ને વિચારે ભર્યાં, જાણે શીખીને અવતર્યાં;
જો આવે તો મીઠિ જુબાન, એ શ્રીમંત તણાં સંતાન. ૧૦
જ્યમ જ્યમ મોટાં થાતાં જાય, ભણવા ગણવા રમવા જાય;
પણ નહિ ટંટા કે તોફાન, એ શ્રીમંત તણાં સંતાન. ૧૧
વિસરે નહિ દીઠું એક વાર, કે વાંચ્યું સાંભળ્યું લગાર;
જાણે હોય પુરવનું જ્ઞાન, એ શ્રીમંત તણાં સંતાન. ૧૨
સંગત સારાં બાળકતણી, ઘટમાં પ્રીતિ પ્રભુ પર ઘણી;
જશ ઉચ્ચારે આખિ જહાન, એ શ્રીમંત તણાં સંતાન. ૧૩
ભલાં દયા નીતિનાં ભર્યાં, દીસે જેવાં દેવપૂતળાં
શાળા તેનું ગમ્મત સ્થાન, એ શ્રીમંત તણાં સંતાન. ૧૪
હઇયે માત પિતા હરખાય, મહેતાજી પેખી મલકાય;
ભલે પ્રભુ દીધાં ભગવાન, એ શ્રીમંત તણાં સંતાન. ૧૫

દોહરો.

સદકરમી, શ્રીમંતનાં, ઉત્તમ ફળ તો એજ;
થળ થળ બાવળ બોરડી, ચંપા ક્યાંઇ ભાગ્યેજ. ૧

અક્કરમી વિશે.

પ્રસવ થતાં કાં પ્રસુતા મરે, કાં વઇકુંઠ પિતા પરવરે;
પામે નહિ સુખનું પયપાન, અક્કરમીનાં એ નીશાન. ૧

નહિ ન્હાયા ધોયા પર નેહ, દીસે મલીન તેના દેહ;
ગંધાતાં દુર્ગંધીવાન, અક્કરમીનાં એ નીશાન. ૨
નહિ ખાધે પીધે સંતોષ, આખો દિન એનો અપશોષ;
હોય કહ્યું જેવાં હેવાન, અક્કરમીનાં એ નીશાન. ૩
જો બોલાવો હેતે હશી, તો તો જાણે પડિયા ફશી;
કડવી કર્વત તુલ્ય જુબાન, અક્કરમીનાં એ નીશાન. ૪
ઊંઘાડાં અથડાતાં ફરે, કાંતો બેઠાં કજિયા કરે;
દીવસ રાત્રી સર્વ સમાન, અક્કરમીનાં એ નીશાન. ૫
મોટાં થાતાં રમવા જાય, બાળક બીજાં ભેળાં થાય;
કઈના ત્યાં ઊમેળે કાન, અક્કરમીનાં એ નીશાન. ૬
સંગ નઠારાં બાળક તણો, એમ અધમ કામો પર ઘણો;
મસ્તીમાં પૂરાં મસ્તાન, અક્કરમીનાં એ નીશાન. ૭
જો જોરે નીશાળે જાય, મ્હેતો કાયર કાયર થાય;
ત્યાં પણ ટંટા ને તોફાન, અક્કરમીનાં એ નીશાન. ૮
સારૂં કહેતાં સામાં થાય, પાછાં કહેનારાં પસ્તાય;
નિર્લજ ને પૂરાં નાદાન, અક્કરમીનાં એ નીશાન. ૯
રંચ ન કોની પ્રીતી રહે, કંટાળી જન સર્વે કહે;
ત્રાહ્ય ત્રાહ્ય તોબાં ભગવાન, અક્કરમીનાં એ નીશાન. ૧૦
નીતિ દયા નહિ દિલ મોઝાર, ત્યાં ક્યાંથી વીવેક વિચાર;
અંતરમાં બ્હોળું અભિમાન, અક્કરમીનાં એ નીશાન. ૧૧
શોષે માત પિતા સૂકાય, દેખી દેખી દિલગીર થાય;
શત્રુ થયું કહેશે સંતાન, અકરમીનાં એ નીશાન. ૧૨

દોહરા

ઉભય પક્ષ શ્રીમંતના, હતા આપ સંતાન;
સુચિન્હ તેનાં સર્વની, હતા કુદરતી ખાણ. ૧

પેખિ પ્રસન્ન થયા પિતા, મુદિત થયાં મન માત;
વીત્યું ચપટિ વગાડતાં, વર્ષ તણી શી વાત? ૨
રૂડો જન્મોત્સવ રચ્યો, તેડિ સગાં સમુદાય;
વિપ્રો તેડ્યા વેદિયા, માનનિ મંગળ ગાય. ૩

ગીત.

" મારી સો રે સવાસોની ચુંદડી "—એ રાગ.

આજ સાહેબજાદાની સાલગીરી;
આજ હઈડામાં હરખ ન માયરે,
સજની સાહેબજાદાની સાલગીરી;
દીસે દિવસ રૂડો રળિઆમણો;
આજ આનંદ ઓચ્છવ થાયરે, સજની. ૧
આજ સ્નેહી સગાં સઉને નોતર્યાં;
આપ્યાં ભાવથી ભોજન પાનરે, સજની.
વાજાં વાજેછે વિધવિધ રાગનાં;
ગાય ગાયક જન ગુણ ગાનરે, સજની. ૨
આજ માળી લાવ્યો ફુલ છાબડી;
ગુથી ગજરા તોરા ને હારરે, સજની.
લાવ્યો તંબોળી પાનનાં બીડલાં;
મળ્યા મિજલસમાં સરદારરે, સજની. ૩
ગીત મંગળ ગાયછે માનની;
આજ ધન્ય ઘડી ધન્ય વારરે, સજની.
આજ સર્વ શોભાની સીમા વળી;
થયો જગતમાં જયજયકારરે, સજની. ૪
દીધાં દાન ઘણાં જન દીનને;
આપ્યા સેવકને શિરપાવરે, સજની.

પૂજ્યાં ગોર ગોરાણીને પ્રીતથી;
ભલો અંતરમાં ધરી ભાવરે, સજની. ५
રચી આતસબાજી અતી ભલી;
ખુબ બીજા કરાવ્યા ખેલરે, સજની.
સર્વ સજ્જન સંતોષ પામિયા;
રસ રંગની ઉપજી રેલરે, સજની. ६
ધન્ય ધન્ય તે લાભમા માતને;
ધન્ય ધન્ય બક્ષીજી તાતરે, સજની.
જેનો પુત્ર પવિત્ર પરાક્રમી;
રૂડો રણછોડલાલ વિખ્યાતરે, સજની. ७
સર્વે આશીષ અંતરથી કહે;
ઘણું જીવો કરો રૂડાં કામરે, સજની.
પરિપૂર્ણ સહુ સુખ પામજો;
કુવા કે એમ દલપતરામરે, સજની. ८

ચોપાયા વૃત્ત.

જો આ વખતે બક્ષીજીનું, જુઓ તમે ઘર જઇને;
દેવોએ પણ હશે ન દીઠું, દેવલોકમાં રહિને. १
આનંદ ઉત્સવ જામ્યો એવો, જડે ન જેનો જોટો;
વધે ગ્રંથ કહેતાં વિગતેથી મુજને એ ભય મોટો. २
કદળી[1] સ્થંભ આંગણિયે રોપ્યા, નજરબાગ જ્યમ ન્યાળો;
ટોડે ટોડે વળિ તોરણિયાં, ઘર વીવાતાં ભાળો. ३
ઝાકઝમાળ કરી સૌ મૂકયાં, મોટો વૈભવ માંડી;
એક જાય ને બીજાં આવે, વિધવિધ કામ ઉપાડી. ४

[1] કેળોના થંભ.

પ્હોર દિવસ જ્યાં રહ્યો પાછલો, જણુ સૌ આવ્યાં જમવા;
વેદપાઠિ વિપ્રો બહુ આવ્યા ગુણી જનોને ગમવા. ૫
ન્હાઈ ધોઇ પ્હેર્યાં પીતાંબર, મુગટા કઈ મનમાન્યા;
ખલે દિસે ઠંડકિયાં[1] ખાસાં, કઇ મોટાં કઈ ન્હાનાં. ૬
પડ્યા પાટલા કઇ બાજઠિયા, ઢીચણિયાં કયાંઈ ઢાળ્યાં;
જળહળતાં નિર્મળ જળપાત્રો, ભલિ વિધનાં ત્યાં ભાળ્યાં. ૭
કેળ તણાં કયાંઇ પાન પાથર્યાં, પડ્યાં કયાંઈ પતરાળાં;
તાણ્યાં કેણે લઈ ત્રિપુદ્રો, કઇ અર્ચાઓવાળા. ૮
પુષ્પ સુગંધીના લઈ હારો, પિતાજિએ પ્હેરાવ્યા;
દેવઋષી જાણે અહિં જમવા, અંતરીક્ષેથી આવ્યા. ૯
વેદોચ્ચારની ધૂન્ય મચી રહિ, શી કરિયે તે વાતો;
હરખ માતપિતાને હઇયે, મવરાવ્યો નથિ માતો. ૧૦
જ્યમ દેવાંગનાઓ મળિ દીસે, એમ મળી ત્યાં દારા;[2]
પુત્ર જન્મોત્સવ જેવા બીજા, ઉત્સવ નથી થનારા. ૧૧
શિખંડ પુરી શાક પાન સઉ, ઉપર રહી પિરસાવ્યાં;
જમનારાં સૌ જમવા બેઠાં, વદે સહુ મુખ વાઃ વાઃ ૧૨
પુત્ર એક પરિશ્રમથી પામ્યાં, ને એવો રૂપાળો;
હરખે જોઇ જોઇ હેત લાગે વેરીને પણ વ્હાલો, ૧૩
મોટું ઘર મોટાનું છોરૂ, નહીં વાત કંઇ ન્હાની;
બાપાભાઇ કરિ સૌ બોલાવે, ન્હાને મોટા જાણી. ૧૪
બાપાભાઇને લઇ બાપાજી, નિકળ્યા પંગત ફરવા;
પગે લગાડયા સઉને–લાગ્યા, આશિષ સર્વ ઉચરવા. ૧૫

---

૧ ન્હાયાનાં પોતિયાં અથવા રૂમાલ. ૨ સ્રીયો.

ચોપાઇ ત્રીતાળી.

વૃદ્ધ વિપ્ર બોલ્યો એક ત્યાંહીં, નથી આ ઘર કેરી નવાઈ;
પરાપૂર્વથી જેની પુણ્યાઈ, જોતાં અદકીજ આવે જણાઈ. ૧
એવું ઘર તો હશે ભાઇ કોક, જેણે કઈના સમાવ્યા છે સોક;
પેઢી દર પેઢી જાત્રાઓ કીધી, ત્રણ પેઢી તો મેં જોઈ લીધી. ૨
કાલ હતા વલ્લભજી દિવાન, કીધો મ્હારૂદ્ર મેરૂ સમાન;
ઇચ્છાભોજન જમાડતા જેહ, આ તો ઘર છે કહું એનું એહ." ૩
પુછે વિપ્રોને શું કહો જમશો, કહે વિપ્રો હુકમ જેવો કરશો;
વિપ્ર તો રસ રોટલિ માગે, કહેતાં કહેનાર પણ ભુંડો લાગે. ૪
કથન પડિયું મ્હેતાને જ્યાં કાન, સઘ કેરિયો આવી તે સ્થાન;
જમ્યા રસ રોટલિ કરી સર્વ, એનો એ ઘરને નહિ ગર્વ. ૫
માતામહ મ્હેતા આણંદરામ, કાઢયું અહમદાવાદમાં નામ;
ભરિ પુરિ ઘર ગોરને આપી, નાખ્યાં દુઃખ દારીદર કાપી. ૬
વૃદ્ધ વિપ્ર કરે એમ વખાણ, મન બક્ષિજીનું પણ મેરાણ;
અવલોકિયો વિપ્ર ત્યાં એક, પિત્ત વર્ણ ને કૃષ[1] અંગ છેક. ૭
પોતે વૈદકના હતા જાણ, પ્રેમે ત્યાં કહ્યું જોડીને પાણ[2];
મહારાજ જો આંબલિ તજશો, સઘ અંગે આરોગ્યતા સજશો. ૮
ચોટે ઠામને ઘીની ચિકાશ, થશે આંબલિ ઘસતાં તે નાશ;
ગમે એટલું ઘી કોય ખાય, ખાટી હાળે તે સઉ વ્યર્થ જાય. ૯
બીજું વિસ્તારીને કહ્યું જેહ, અહીં લખતો નથી હું તો એહ;
એમ ઉપદેશ આરોગ્યતાનો, મનમાન્યો તે દેતા મજાનો. ૧૦
પય[3] દાંતની બત્રિશી પલળે, વાળુ સમયજે એટલું પણ લે;
રહે આરોગ્ય તે એમ કહેતા, જેને તેને તે ઉપદેશ દેતા. ૧૧

૧ પાતળુ. ૨ હાથ. ૩ દૂધ.

ભલા સાદા ને સ્વભાવે ભોળા, બક્ષ્યાં પ્રભુએ તેને સુખ ખ્હોળાં;
કપટિનું થાય કપટી પ્રમાણે, કપટિનાં કૃત્ય જગદીશ જાણે. ૧૨

સાખી

દઇ વિપ્રોને દક્ષિણા, વળતી કરયા વિદાય;
ધન્ય પિતા બક્ષીજિને, ધન્ય લાભ બાઈ માય રે. ૧

## રાવની બાળક્રીડા, વિદ્યાભ્યાસ, યજ્ઞોપવીત, વિવાહાદિ વર્ણન.

ચોપાયા વૃત્ત

ઘણિ આશાના ઘણિ તૃષ્ણાના, ઘણા પ્રયત્ને પામ્યાં;
રિદ્ધિ સિદ્ધિ એથી સઉ સરવે, એહાં માની આમાં. ૧
માતા ઘડી ન અળગા મૂકે, પળ ના પિતા વિસારે;
સ્વપ્નામાં આવું ઉત્તમ સુખ, કહો હતું આ ક્યારે? ૨
સૂતાં જેને નિદ્રા ન હતી ને આક્રંદ જે કરતાં;
તેને પ્રાપ્ત થતાં તે વસ્તુ, સારૂં શુ તે કરતાં. ૩
હૈયા ઉપર લઇ હુલાવે, વિધવિધ લાડ લડાવે;
આવિ પડે જ્યમ ધન નિર્ધનને, રત્ન રંક કર આવે. ૪
રમવા યોગ્ય થયા બાપાભાઈ, તાતે સોંપ્યા ત્યારે;
હજામ કેવળિયો ને ચાકર, રણછોડો તે વારે. ૫
કોઈ જનમમાં તે પણ સાથે, હશે વશ્યા થિર ઠામ;
તેના આ અવતારે રહિયા, નિશ્ચળ ગ્રંથે નામ. ૬
રમત કરે પણ ઘરમાં રહિને, બદિયો મેડે ગાળી;
બોલાવી શેરીનાં બાળક, રમતો રમે રૂપાળી. ૭
રાતી કાં રૂદ્રાક્ષ પહેં કા, કરમાં લહે લખોટા;
પારા કાં તરણીના પેઠે, કસ્યાં કદિ લે ચોટાં. ૮

હિંદૂ મુસલમાન સહુ પર સમ દ્રષ્ટી જ્યમ ભાળી;
એક ખુદાની કુદરત જાણી જોગ રહ્યા સંભાળી. ૯
ગમે બહુ લડસડતી ધોતી શિશુપણથી[1] જ્યમ સૂબો;
પણ જો કેવળિયો પ્હેરાવે જોગ એટલો ઊભો. ૧૦
રડે પડે જો રહે ન છાના બાળક બીજા આવે;
સતોને તો સંતા આવી મન સંતોજ મનાવે. ૧૧
કોઇ અજાણ્યું માણસ આવે જ્યાં ત્યાં જાય છુપાઇ,
કાં નેણાં ઢાળી દે નીચાં બેસે મુનિવૃત સાહી. ૧૨
પિતા હતા આનંદી પૂરણ ગર્વ આજ સંભારે;
સગાં સંબધીને ન્હોતરતા, જમવા જ્યારે ત્યારે. ૧૩
માર્ગ નહીં પડિયા મુકયાનો બદિયો બહોળી પડિયો,
જાય દડી જો જુએ નહીં તો હોય ભરેલો દડિયો. ૧૪
કાંતો ખાણો જાણે ખોદી, ભોંયરાં કાં ભલિભાતે;
કાંતો બદિયો[2] દેશનિ કાઢી શિશુપણથી સોહાતે. ૧૫

સાખી

જવું ન ગમે કયાંઈ એકલાં, મોટો જેમ મહત;
સુચિન્હ તે સરવે હતાં, જે જે ગર્ભશ્રીમત રે. ૧

દોહરા.

નિશ દિન મા બાંધે નજર, જબરાં પ્રેમ જિહાજ,
બીજે રાઈ મિઠું બળે, તો સઉ જાણે ત્યાંજ. ૧

---

૧ બાળાપણ

૨ કેટલીક જાતના ખોટા વહેમો અને કેટલીક વહેમી રૂઢીયોનો અંગ્રેજી રાજ્ય આવતાં નાશ થયો તેમજ દેશીયોના સબંધમા પરદેશીયોના વહેમ કેટલેક ભાગે દુર થયા જેનુ વિવેચન આગળ કઈક આવી ગયુ અને કઇક હવે આવવાનું છે એ બધી દેશની નાલાશી કરાવનારી વાતોના આ મહાન પુરુષના નેક કદમથી નાશ થવાનુ ભવિશ્ય સૂચક ચિન્હ તો જાણે આ તેમણે પોતાના બાળપણથી કાઢેલી બદિયો નહીં હોય? કાંતો તેમજ હશે કલ્પના છે

મૂળ ચડતિનાં દેશમાં, રોપાયાં સઉ ઠાર;
વૃધ્ધિ રાજ્ય ઇંગ્રેજિની, એ પણ થઈ અપાર. ૨
આગમ એ સઉ રાવનાં, જાણો તમે જરૂર;
પામ્યાં વૃધ્ધી પ્રતિ દિને, જેમ રાવ બ્હાદૂર. ૩
શુભ ચિન્હો શ્રીમંતનાં, શિશુપણથી સોહાય;
વય સાથે વધતાં ગયાં, પ્રભુ કરુણા કહેવાય. ૪
જેમ વયે વધતા ગયા, લાયક રણછોડલાલ;
એમ દયા અદકી કરી, દિન દિન દીનદયાળ. ૫
પ્રભૂ કૃપાની જે ખુબી, તે જો જો આ ઠાર;
પુરુષ પ્રયત્ને ના બને, તેમાંનું તિલ ભાર. ૬
મારકવીસ હેસ્ટિંગ્સ તે, વાઈસિરોય વિખ્યાત;
તેણે કેળવણી તણી, કાંક કરી શરૂઆત. ૭
જાણે રણછોડલાલને, માટે કરી જરૂર;
ફૂટ્યા કેળવણી તણા, આગળથી અંકૂર. ૮
જે સાલે આ જનમિયા, મહાન પુરુષ મહિમાંય;
હેસ્ટિંગ્સ તે સાલમાં, થયા વિલાત વિદાય. ૯
કેળવણીનું તો હતું, કહેવા માત્રજ નામ;
ગામઠિ શાળાઓ તણી, હતિ સ્થિતિ અધમ તમામ. ૧૦
ભાવે પ્રથમે ત્યાં ભણ્યા, લાયક રણછોડલાલ;
વળતી તુળજારામની, જે શુભ હતી નિશાળ. ૧૧
કર્યું ભલું ભણતર શરૂ, એહ સમય અનુસાર;
સાત વર્ષની વયે થતાં, કિધ ઉપવિત સંસ્કાર. ૧૨
બાલ્યાવસ્થાથી ભલો, નીતિ દયા પર ભાવ;
બહુ ચંચળ ને ચપળ બહુ, ડહાપણના દરિયાવ. ૧૩

વાંચન લેખન ગણિતમાં, થયા વડા હુશિયાર;
ફારસિ તો જાણુ હતો, કુળનો કૂળાચાર. ૧૪
મુનશી ફૈઝુદ્દીન ને, બીજા બાપૂભાઈ;
તોપણુ કીધા ત્રણુ ગુરૂ, ત્રીજા સારાભાઇ. ૧૫

ત્રિતાળી ચોપાઇ

પોળ હવેલીની રાયપરમાં, રૂડી છે આજ રાજનગરમાં;
મગનભાઇની જ્યાં કન્યાશાળ, વહું ત્યાં એક ડેલું વિશાળ. ૧
હતી તુળજારામનિ ત્યાં નિશાળ, જતા ભણુવા જ્યાં રણછોડલાલ;
વીશ નગરા પોતે હતા જાતે, ખૂબ સૌને શિખવતા તે ખાંતે. ૨
પુત્ર સમ હતિ સૌ પર પ્રીતી, જશ મ્હેતાજી તે ગયા જીતી;
ભણાવ્યો એનો મૂઓ ન ભૂખે, સારા શ્હેરને જઈ પૂછો સૂખે. ૩
રાવ બ્હાદુર લાલશંકરના, પિતા શિષ્ય હતા એજ નરના;
જ્યારે અભ્યાસે જોડાયા આવી, બહુ ચાલાકી ત્યાંજ બતાવી. ૪
બાપૂ મુનશી હતા નિજ નાત, વડી તે પણુ હતા એક વાત;
જૂનો જમાનો ને જૂના લોકો, ધરિયે આજ તેનો કેવો ધોખો. ૫
કાળ કપટી કરાળ આ આવ્યો, થિર વાસ કપટમાં ઠરાવ્યો;
કોય કેનું દિસે નહિ જોતાં, સહૂ ડોળ ને દંભ બે સોતા. ૬
સારાભાઇને તો સહુ જાણે, પિતા મારા તો પૂર્ણ પિછાણે;
જેના રાવ બ્હાદુર ભોળાનાથ, હેતે મુજ તાતનો ગ્રહ્યો હાથ. ૭
કૃષ્ણરાવ ને નરસિંહરાવ, પેખ્યો અદ્યાપિ એવો પ્રભાવ;
ગુણી પિતા તણા ગુણી પુત્ર, સારાં શોભાવિયાં ગ્રહસૂત્ર. ૮
સારાભાઇ તે સારાજ ભાઇ, ગુણુ તેના શકે કોણુ ગાઈ;
શિક્ષાગુરૂ ફારશિના તે સારા, વળી અંગ્રેજીના જાણુનારા. ૯
બન્ને રાવ બ્હાદુર તે પાસે, અહો નિશ હતા સાથે અભ્યાસે;
જુઓ જોગ કેવો આવી મળિયો, દૂનિયામાં જે દીપી નીકળિયો. ૧૦

શરૂ અંગ્રેજી પણ ત્યાંજ કીધું, દૈવે કયાં કેવું મેળવી દીધું;
એજ ઈશ્વરની કહું મ્હેર, રીઝે પ્રભુ તો કરે લીલાલ્હેર. ૧૧
ગુરૂથી ચેલા આગળા જેહ, તે તો રાવ બ્હાદુર બંને તેહ;
વધે શિષ્ય જેનો રૂડી વાતે, ખલકે મ્હેતો વધે એજ ખ્યાતે. ૧૨

દોહરા.

સદરઅમિન શ્રીપૂરના, બાપુજિ મ્હાસુખરામ;
પુત્રી તેનાં પરમ ગુણિ, શુભ જેઠીબાઈ નામ. ૧
અઢારસે અઠ્ઠોતરો, શક વિક્રમ સુખદાઈ;
માર્ગશિર્ષ શુદિ દ્વાદશી, જનમ્યાં જેઠીબાઈ. ૨
વતન મૂળ વસ્ત્રાલ[1]ના, પ્રાણવલભ શુભ નામ;
તેના મલૂકચંદજી, જેના મ્હાસુખરામ. ૩
આવી અમદાવાદ એ, વશ્યા પોળ દેશાઈ;
અઢળક[2] ધન તેને મળ્યું, ગૃહા થયા સહાઈ. ૪
ખેડા કલેકટર તણા, બાપુજિ શિરસ્તેદાર;
પછિ પામ્યા શ્રીપૂરમાં, સદરઅમિન અધિકાર. ૫
પુત્ર એક બે પુત્રિયો, શુભ તેનાં સંતાન;
કહેતા ગોવિંદરાયજી, પુત્ર નામ અભિધાન. ૬
જેના ગુણવંતરાયજી, હેડ કલાર્ક છે હાલ;[3]
સનદિ વકિલ સોહામણા, છે બીજા મણિલાલ. ૭
પુત્રી બેમાં મોટિ દિધિ, નારણભાઈ[4] નિવાસ;
ન્હાનાં જેઠીબાઈ તે, બક્ષીજી આવાસ. ૮
તેથિ વશ્યા ત્યાં[5] બક્ષિજી, લઈ ઘર એક બુલંદ;
નવા સંબંધે ત્યાં થયો, ગાઢો પ્રેમ સંબંધ. ૯

---

૧ અમદાવાદ પાસે ગામ છે. ૨ કહેછે કે ઘર ચણતાં અખૂટ દ્રવ્ય મળી આવ્યું હતું. ૩ અમદાવાદ ઈન્જનેરીંગ ખાતામાં ૪ અમદાવાદમાં ગૃહસ્થ હતા તેમના પુત્ર ચુઈદોલતરાય સાથે પરણાવ્યાં હતાં. ૫ દેશાઈ પોળે.

ભાગ્યશાળિનાં પુત્રિ વળિ, જેનાં ભાગ્ય વિશાળ;
અઢારસો નેવ્યાશિમાં, પરણ્યા રણછોડલાલ. ૧૦
ભાગ્યશાળિ જેવા ભલા, રૂડા રણછોડભાઈ;
ભાગ્યશાળિ તેવાં ભલાં, આવ્યાં જેઠીબાઈ. ૧૧
ભાગ્યશાળિનાં પુત્રિ ને, ભાગ્યશાળિના પુત્ર;
પય સાકર પેઠે થયું, શોભિ રહ્યું ગ્રહસૂત્ર. ૧૨

સોરઠો.

રમા[1]સહિત ઋષિ[2]કેશ, બ્રહ્મા બ્રહ્માણી સહિત;
જેમ ઉમા માહેશ, એવું જોડું ઓપિયું. ૧

વસંતતિલકા છંદ.

છાના રહે ન જગમાં જન જેહ સાચા,
છાની રહે ન કદિ વિદ્વ જનોનિ વાચા;
છાના રહે ન રવિ કે શશિ જો નિહાળી,
છાનાં રહે ન ક્ષિતિમાં જન ભાગ્યશાળી.

ચોપાઈ વૃત્ત.

અહિ જેવું બદ્રીજીનું ઘર, સામું મળિયુ એવું;
કહો મળ્યા ત્યાં સરખે સરખા, શું પછિ રહે કહેવું. ૧
બાપૂજી બહુ ભલા હતા ને, નાત જાતથી ભળતા;
જમણવાર જો હોય નાતમાં, જરૂર આંટો કરતા. ૨
કામ કાજ પૂછી ને કરતા, રસોઈની પૂછ્યાની;
વખતે ત્યાં પણ વળગી જતા એવા નિરાભિમાની. ૩
સદરઅમિનનો હોદ્દો મોટો એ પણ વળિ સરકારી;
ઇજ્જત આબરૂ માન પાનની વાત શિ કહું વિસ્તારી. ૪

૧ લક્ષ્મી ૨ વિષ્ણુ

આ-પણ શ્રીશ્રીમંતના માનેલ, એ નહિ ઓછી વાત;
વરઘોડામાં હાથી નાચે, આરબ અસંખ્યાત. ૫

જે ટાણું જોવાની જેને, અલ્પ હતી નહિ આશા;
એ પ્રભુએ મુકયું અહિં આણી રહે કહેવાનાં ત્યાં શાં. ૬

વરના બાપ થયા બક્ષીજી, સાજનમાં સઉ પ્હેલા;
મોડ મસ્તકે કરમાં દિવડો, વરમા સ્રીયો ભેળાં. ૭

વેવાઈએ પણ વડી હોંશથી, મંડપ બાંધ્યો મોટો;
આસપાસમાં જોતાં જેનો જડે ન કદિયે જોટો. ૮

ચાર દિવસ તો નાત જમાડી, શીરામણિની સાથે;
ભલે કમાયા ખરચ્યું જેણે હેતે કરિ નિજ હાથે. ૯

ઘરમાં ન્હોય ને કરજ કરીને, કરે વરા જે-એવા;
વાદે કયાંઈથિ વસૂ[1]ન આવે, જન તે મૂરખ જેવાં. ૧૦

કર્મ તણા તો વાદ ન કરિયે, કર્મ તણી ગત ન્યારી;
બે બ્હેનો પણ થઇ એક રંભા[2], થઈ એક વિષ્ણું નારી[3]. ૧૧

બે હાથીએ હાથી મળિયા, વીવા ખુબ વખણાયા;
ધન્ય જનીતા જેણે જાયા, જાયા તેમ જણાયા. ૧૨

દોહરા.

યજ્ઞોપવિત સાથે કર્યાં, વિધિવત શુભ વીવાહ;
લાયક રણછોડલાલનો, અધિક ધરી ઉત્સાહ. ૧

હારે નહિ હિંમત અને, કરે હોંશથી કામ;
કશા વિના અટકે નહીં, સાહ્ય કરે શ્રીરામ. ૨

કિશોરવયિ ન હતા થયા, જ્યારે રણછોડલાલ;

૧ નાણાં. ૨ અપ્સરા. ૩ લક્ષ્મી

ત્યારે કીધી બેન્ટિકે,[1] કઈ ઈંગ્રેજિ નિશાળ. ૩
જન ઉપયોગી જાણિયે, શરૂનાં એવાં કામ;
કયાંઈ મુદલ નહિ માવઠુ,[2] કયાંઈ ખરૂ કયાંઈ નામ. ૪
કંસારે એકે કરી, શુભ પૂનાને સ્કૂલ;
જતા રાવ બ્હાદૂર ત્યાં, બન્ને[3] હતા અમૂલ્ય. ૫
પછિ ડી. કલોઝા પાસ ને, પાદરિ સાહિબ પાસ;
અંગ્રેજીનો એ રિતે, પૂર્ણ કર્યો અભ્યાસ. ૬
સંધ્યાવંદન આદિથી, સંસ્કૃતનો પણ સાર;
પામ્યા પિતાથિ, વર્ષ વય, વિશનો થયો સુમાર. ૭
લાયક રણછોડલાલને, વિદ્યા વીરિ વિવીધ;
જનમ્યાં સાથે જગતમાં, પૂર્ણ પ્રસારો કીધ. ૮
ભલું ભણતર તો તે ભણ્યા, નિર્મળ પ્રસર્યું નામ;
રળ પણ સાચી તે રળ્યા, રીઝવિ જાણ્યો રામ. ૯

શવનું કિશોર વય પામી યુવા વયમાં આવવું-દેશમાં કેળવણીનું રોપાવું ને સુધારાનું પ્રગટ થવું.

**મૂળ મંડાણનો ઇતિહાસ.**

છપય છંદ.

પાંચ વર્ષના થયા, રાવ બ્હાદુર જે વારે;
લૉર્ડ વ્યુલ્યમ બેન્ટીક, યુરોપથિ આવ્યા ત્યારે;
સાત વર્ષ તે રહ્યા, મેટકૉફ વળતી આવ્યા;
તેર વર્ષના થયા, રાવ બ્હાદુર મન ભાવ્યા;

---

૧ લૉર્ડ વ્યુલ્યમ બેન્ટિક. ૨ વરસાદનું વગર રૂતુનું થાયછે તે
૩ રા. બ. ભોળાનાથ ભાઈ તથા રણછોડલાલજી.

જ્યાં વર્ષ થયા વિશ એકના, હિંદ હારડિંગ આવિયા;
ર્‍હોંચ્યા જ્યાં રાવ પચીશિયે, ડેલહૌસિ[1] જનરલ થયા. ૧

દોહરો.

પ્રભૂ તણી તે પ્રેરણા, જે આવ્યા એન્ટીક;
અધિક સુધારા આદર્યા, ઠાઠ જમાવ્યો ઠીક. ૨

કવિત.

દેશિયોને મોટા દરજ્જા આપવા ધારો કર્યો,
જાણે દેશદાઝ જાણનારો થયો જોઇને;
કાયદાનું કમીશન સ્થાપીને સુધારા કર્યા,
જાણે કૌન્સિલનો બેસનારો થયો જોઇને;
ટુંકો રસ્તો વિલાયત તણો મિશરનો કાઢયો,
જાણે વહેપાર ખેડનારો થયો જોઇને;
કોરટોમાં સ્થાનિકની દેશી ભાષા ચાલુ કરી,
જાણે સ્વભાષાને જાણનારો થયો જોઇને. ૧

પક્કી રીતે સતિના ચાલનો પ્રતિબંધ કીધો,
દયાળુ વૃત્તિનો જાણે દેખી દિલ દુખાશે;
કેક ફાંશિયાને પકડીને વળગાડયા કામે,
જાણે એવી રાજ નીતિ એને ઠીક જણાશે;
કૉલેજ તો વૈદકની કાઢી કલકત્તા વિશે,
શાખા ફળ[2] જેનાં જોઇ જાણે તે સંતોષાશે;
નૌકાગ્નિયો[3] શરૂ થઇ દેશી ને વિદેશી તણી,
સર્વ વાતે સ્હાય જાણે જેથી કરી શકાશે. ૨

---

૧ લોર્ડ ડેલહાઉસી ગવરનર જનરલ.
૨ બીજી કોલેજો દવાખાનાં વગેરે. ૩. સ્ટીમરો.

સર ચાર્લસ મેટકાફે છાપાઓને છૂટ આપી,
રુચિ જોઇ જાણે એવી રણછોડલાલની;
દુધ પીતી અટકાવી હારડીંગે દુહિતાઓ,[1]
ચોખી કીધી બંધી નરમેધ[2] આદિ ચાલની;
લૉર્ડ ડલહૌસીએ તો રેલવે ન્હેરો રચાવી,
કીધી સગવડો વડી તાર ને ટપાલની;
કેળવણી ખાતા વિશે સુધારા વધારા કર્યા,
સ્થાપ્યું ખાતું શીતળાનું દાઝ જાણી બાળની. ૩

દોહરા.

જે જે કુદરતથી થયું, સાર્વજનિક શુભ કામ;
જાણે રણછોડલાલને, માટે થયું તમામ. ૧
મોટાને લીધે કરી, કઇનાં કારજ થાય;
શેરડિથી એરંડિને, સ્હેજે જળ સિચાય. ૨
જન જાણે જે મેં કર્યું, અને કમાયો હુંજ;
પ્રભુ જાણે પ્રારબ્ધ તો, કેનું હશે રહ્યુંજ. ૩

## નશીબદારે દેશનાં નશીબ.

કવિત.

ઘરમાં નશીબદાર પુંઠે બધું ઘર સુખી,
નાતમાં નશીબદાર પુંઠે સુખી નાત છે;
જાતમાં નશીબદાર પુંઠે સુખી જાત જાણો,
પોળમાં નશીબદારે પોળ તે પ્રખ્યાત છે;

૧ જાડેજા રજપુતો વગેરે દીકરીયો જન્મતાં મારી નાખતા તેને દૂધ પીતી કરવી કહેતા ૨. જીવતો પુરૂષ અગ્નિમાં હોમવો તે.

ગામમાં નશીબદાર પુંઠે બધું ગામ સુખી,
વડા જ્યાં નશીબદાર શ્હેર તે વિખ્યાત છે;
દેશનાં નશીબ મોટા દેશિયોની પાછળ છે,
સેનાનાં નશીબ જેમ સેનાનીને[1] હાથ છે. ૧

ત્રિતાલી ચોપાઇ.

રહે ઢાંક્યું ન કેનું નશીબ, કરો ફાવે તેવી તરતીબ;
જનમ્યા પહેલાં તે આવે જણાઇ, નથી ખોટું કહ્યું એ મેં ભાઇ. ૧
થતાં પ્રગટ તેનું મુખ જોઇ, કહે જગતમાં જન સહુ કોઈ;
ચિત્ત ચંચળતા ને ચપળતા, પૂરી બુદ્ધિની પેખી પ્રબળતા. ૨
છેહ સૂધી તે એજ પ્રમાણે, વાહવા કહી વિશ્વ વખાણે;
કહે શિશૂપણે પાડોંપડોશી, જોય એમાં તે શું જુએ જોષી. ૩
નીતિ ધર્મનો બોધ તો નિત્યે, પેખ્યો થતો પિતાજીથી પ્રીત્યે;
બીજું વહેવાર[2] બજારૂ[3] કામ, શિખ્યા તે સંબંધીનું તમામ. ૪
વળી પૂર્ણ કર્યો વિદ્યાભ્યાસ, કોઇ વાતે રહી ન કચાશ;
શુભ વર્ષ તો જ્યાં થયાં સોળ, જાણે ખીલ્યો હજારીનો છોડ. ૫
જોતાં સ્ફુર્ણાઓ નવિ નવિ જાગી, વિવિધ જ્યોત્યો જ્યમ પ્રગટવા લાગી;
જવા લાગ્યા ઉપર દિન જેમ, એમાં અહો નિશ થઇ વૃદ્ધિ એમ.૬
વીત્યા માસ અને વર્ષ જેમ, આવી હૈયે હિમત વધી એમ;
વડા વિધ વિધ પ્રગટ્યા વિચાર, કિયું હાથ લેવું હવે કાર્ય. ૭
નોકરિ પિતાદિ[4] ફેરી નિહાળી, જોઇ એ તણી જાહોજલાલી;
વડા પેખિયા બીજા વેપારી, અને મનમાંહિ વાત વિચારી. ૮

---

૧ સેનાપતિને. ૨. સભાઓ મિજલસોમાં આવવું જવું વગરે ૩ ચકટા સંબંધી. ૪ પિતા આદિ.

હુકમ તો જોતાં રાજ્યનો મોટો, ખરેખાતે પણ પરનો[1] તે ખોટો;
વેપારીનો હુકમ કદિ ન્હાનો, પણ વેપારીનો તે પોતાનો. ૯
વળી સ્વતંત્રતા સચવાય, શેઠ શેઠ કહેતાં મોં સુકાય;
હુકમ મોટો પણ હાકમ નામ, કહિ હા-કમ થયા એજ ઠામ. ૧૦
નહીં નીતિ, દયા, ધર્મ, ન્યાય, વડો કમ તો ત્યાં તેજ ગણાય;
નીતિ ન્યાય, દયા, ધર્મ ધારે, વડો હાકમ એજ વધારે. ૧૧
સારૂં નામ સૌથી ચડે શેઠ, નગર શેઠ જગત શેઠ નેટ;
શેઠ થાવું નથી પણ સ્હેલું, પ્રેમે અનુભવવું માટે મ્હેલું. ૧૨

## નશીબની અજમાએશ, દેશાટન.

દોહરો.

જેમ નશિબ અજમાવવા, હેતે જતા હમેશ;
શાણા પુત્રો શેઠના, વેગે દેશ વિદેશ. ૧

ચોપાઇ.

શ્રોતા કહે શી રીતે જતા, શી રીતે પાછા આવતા;
દાખું તો તેનું દૃષ્ટાંત, ભાગે જેથી મનની ભ્રાંત. ૧
નગર એક અમરાપુર નામ, નગર શેઠ એક તેને ઠામ;
વસતો તેહ કરી ત્યાં વાસ, પૂરણ અલખત તેની પાસ. ૨
લાડકવાયો તેને લાલ, રૂડાં રૂપ ગુણ બુદ્ધિ વિશાળ;
સોળ વરસનો તે જ્યાં થયો, રૂડું સઉ ભણતર ભણિ રહ્યો. ૩
પ્રણમી પછી પિતાની પાસ, વિનય વચન ખુબ કર્યાં પ્રકાશ;
અહો પિતા અરજી ઉર ધરો, કિંકર પર જો કરૂણા કરો. ૪
પરદેશે તો કરૂં પ્રવાસ, અદૃષ્ટની કરવા અજમાશ;
એ છે મુજને ઉરમાં આશ, વિશ્વંભરનો છે વિશ્વાસ. ૫

---

૧ પારકો.

શુણી પિતા મન રાજી થયા, આશિર્વચન પિતાએ કહ્યાં;
પછિ આજ્ઞા માતાની લઇ, દિશિ એક પકડી ચાલ્યો તહિં. ૬
પાઇ ન સાથે લીધી એક, જબરો જેનો મનનો ટેક;
જે દહાડે પહોંચે ત્યાં જઈ, કમાઈ ખાય ત્યાં દિન એક રહિ. ૭
ઈશ્વર પર કેવળ આધાર, પ્હોંચ્યો ગાઊ પાંચ હજાર;
નગર એક ઉત્તમ આવિયું, થિર મન કરિ ત્યાં ઠેરાવિયું. ૮
ત્યાં તેને કોય જાણે નહીં, જરિ નહિ ઓળખ પાળખ જહીં;
રહિ રહિ ચૌટે આંટા કરે, ચરચા જોઇને પાછો ફરે. ૯
વણિક રૂડો રૂપો શા નામ, તે નિજ નાત તણો તે ઠામ;
તે રાજાનો મોદી હતો, પગથી તેની પર બેસતો. ૧૦
એ બેસે ત્યાં જેટલિ વાર, આવે ગ્રાહકિ અપરપાર;
રૂપો શા પણ સમજી રહ્યા, પ્રારબ્ધીનાં પગલાં થયાં. ૧૧
પણ કેને નહિ કેનિ પિછાણ, આગલિ પણ નહિ જરિ ઓલખાણ;
કર્ત્તા પ્રભુનાં એવાં કામ, છે પ્રારબ્ધ તે આનું નામ. ૧૨

દોહરા.

એક દિવસ એવું બન્યું, મળ્યો ન નિશિનો[1] મેળ;
રૂપાશાનિ દુકાનનો, બન્યુ શેર બે તેલ. ૧
થાક્યા માથાકૂટ કરિ, વાણોતર ને શેઠ;
મૂકી એમજ મેળ ને, ગયા ઘેર સઉ નેટ. ૨
સવારમાં વળિ સચર્યા, મડચા સઉ લઈ મેળ;
પ્રારબ્ધી ત્યાં આવિયો, જુઓ પ્રભૂનો ખેલ. ૩
શેઠ કહે આરબ્ધિ શુણ, તું નિત્ય બેસછ આંઈ;
મેળ ન મળે દુકાનનો, એ મુંઝાયા ભાઈ. ૪

૧ રાતનો

પ્રારબ્ધીએ મેળનો, જીભે કર્યો જવાબ;
જોતાંજોતાંમાં મળ્યો, હેતે બધો હિસાબ. ૫
રૂપો શા કહે શેઠિયા, કયું ગામ શું નામ;
નાત જાત શી તે કહો, અહિ આવ્યા શે કામ. ૬
પ્રારબ્ધીએ પછિ કહ્યાં, નાત જાત ને નામ;
નોકરિ કરવા નીકળ્યા, પ્રભુ રાખે તે ગામ. ૭
રૂપો શા રાજી થયા, કહે રહો અમ પાસ;
નિરખી વળિ નિજ નાત ને, ઉર પ્રગટ્યો ઉલ્લાસ. ૮
રહ્યા શેઠને ઘેર પછિ, કરે કાજ શુભ રીત;
મુન્યમ થયા દુકાનના, પૂરણ વાધી પ્રીત. ૯
એક દિવસ પ્રારબ્ધિ તે, રહિ જ્યાં નિશિ ઘડિ ચ્યાર;
શુચિ સ્નાને જ્યાં નીસર્યો, બહુ પ્રેમે પુર બ્હાર. ૧૦
ત્યાં સામો તેને મળ્યો, વણઝારો તે ઠામ;
લખ પોઠ્યો તેથી કહે, નર સૌ લાખો નામ. ૧૧
હાથો ઠોક્યો હેતથી, મૂલવિ લીધો માલ;
સહિ સાટે સાટું કરી, પ્હોચ્યો સરવર પાળ. ૧૨

હરિગીત છંદ.

જ્યાં દિવસ ઊગી શરૂ થયો ત્યાં ખબર તે પુરમાં ગઈ;
લાખા તણો જે માલ તે પરદેશિ સઉ બેઠો લઈ;
પ્રારબ્ધિ પણ ત્યાં આવિયો મ્હાજન સહુ તેને મળ્યું;
ભારે નફો લઇ એજ સાટું તેમને આપ્યું ભલું. ૧
મ્હાજન તણું પણ માન રાખ્યું માન પોતાને મળ્યું;
પુરમાં થયો પ્રખ્યાત, ભાખે સઉ ભલો કીધું ભલું;
શુણિ આ રૂપો શા વાત, ખુબ રળિયાત હૃદયે થઇ રહ્યો;
જે હોય પુત્ર કમાઉ તે, કોને ગમે નહિ તે કહો. ૨

દઈ ભાગ અર્ધ દુકાનમાં, નિજ તૂલ્ય કરિ બેસારિયો;
જ્યમ પુત્ર પિતાની જોડ એવો પુત્ર કરિ નિર્ધારિયો;
વળિ હતી પુત્રી એક તે પરણાવિ નિર્મળ નેહથી;
જામાત્ર કરિને રાખિયો અટકુ રહ્યું શું એહથી. ૩
પુરપતિ અને પુરજન સહુનો, પ્રેમ પૂરણ પામિયો;
પામ્યો વડુ પરધાન પદ, સુજશ જગતમાં જામિયો;
બેઠા રૂપો શા ઘેર લીલા લ્હેર થઈ પ્રારબ્ધિને;
વધિ વિશ્વમાં વિખ્યાતિ મોટી મ્હેર કરિ જગજીવને. ૪
શુભ પુત્ર પણ વળિ સાંપડ્યો, જે પુત્ર વય જ્યાં પરવર્યો;
તે પિતા થઇને પુત્રનો શુભ, પછી સ્વદેશે સંચર્યો;
સુત, સુતવધૂ ને પૌત્ર પેખી હરખ માત પિતા સહુ;
કેવી તરેહનો પામિયાં, શ્રોતા કને તે શું કહુ. ૫

દોહરો.

કરત પ્રયત્ન ન એ કશો, લેત કર્મનું નામ;
ધર્મ રહેત ક્યમ કર્મનો, મર્મ સમજશો આમ. ૧

**રાવનું સરકારી નોકરીમાં દાખલ થવું-રાવગ્રુહે પુત્રપ્રાપ્તિ-નોકરીમાં ઉન્નતિ-મોન્સફીલ્ડ-ઓગલવી આદિ સાહેબોના મેળાપ-પુત્ર યજ્ઞોપવિત-વિવાહુ-અને ગુજરાતમાં અમદાવાદનો સુધારો.**

ચોપાયા વૃત્ત

કર્મ તણી દરકાર ન કરતા, રૂડા રાવ બ્હાદૂર;
જળજન્તૂ જે જળથી પ્રગટ્યા, કેમ ગણે જળપૂર. ૧
વર્ષ ઓગણિશ વિશ તણા, જ્યાં થયા રાવ રઢિયાળા;
કષ્ટમમાં ત્યાં નોકરિ પામ્યા, વળી થયા સુતવાળા. ૨

ઇસ્વી અઢારસો બેતાળિશ, દિન બારમિ જૂલાઇ;
આષાડ શુદિ પંચમિ શુભ વાસર, પ્રગટયા માધૂભાઇ. ૩
જ્યાં મેં ઇસ્વી સાલ લખી, પણ વિક્રમની નથિ કીધી;
અંક છપનનો ત્યાં ઊમેરો, એ વિક્રમની સીધી. ૪
પુત્ર તણી જ્યાં આશા ન હતી, ત્યાં આ પૌત્ર નિહાળ્યા;
ભલા હતા બક્ષીજી જેવા, ભાગ્યશાળિ પણ ભાળ્યા. ૫
પ્રજા પ્રગટતાં પ્રારબ્ધી તે, લાભ પિતાને આપે;
તે મારૂં કહેલું સંભારો, જુઓ પ્રભૂ પરતાપે. ૬
શ્રી સરકાર તણા ઘર મધ્યે, પ્રેમે નોકરિ પામ્યા;
છેવટ લગિ જેના સન્માને, સર્વ જગો જશ જામ્યા. ૭
ચંદન તરુથી ચંદન પ્રગટે, થાય ગુલાબ ગુલાબે;
રાવ તણા તે રાવ—જ જેવા, આંબા પાકે આંબે. ૮
અમદાવાદ થકી થઇ બદલી ને ઘોઘામાં આવ્યા;
શાણા કપ્ટમના સાહેબને ભલા ગુણે બહુ ભાવ્યા. ૯
દફ્તરદાર એજંસી કેરા, જે રેવાકાંઠાના;
બાબા ફડકે હતા દક્ષિણી, મ્હા શ્રીમંત ઘરમાંના. ૧૦
પચાશ માણુસ જમે રસોડે, ઉદાર દિલના એવા;
મોજને માટે નોકરિ કરતા, જુજ્ય મળે એ જેવા. ૧૧
રૅંક ઘટયાથી રાજીનામું, તે આપી સીધાવ્યા;
રાવ બહાદુર કપ્ટમથી ત્યાં,[1] એજંસીમાં આવ્યા. ૧૨

ચોપાઈ ત્રિતાલી.

પિતા પુત્રની થઈ જેમ વૃદ્ધિ, સહુ વધિ એમ આવી સમૃદ્ધિ;
ઇસ્વી અઢારસો પિસતાળી, ભલી સાલ ભૂમિ મધ્ય ભાળી. ૧

૧. રેવાકાંઠા.

શુણી વડા[૨] સાહેબે સુવાસ, લખી કઇમમાં લીધા પાસ;
શાણા સાહેબ માન્સફિલ્ડ નામ, પછી ઓગલ્વિ, બ્રોન તે ઠામ. ૨

ન્હોતા કામના કાયર પોતે, જોયો ગુણ ઠેઠ લગિ એજ જોતે;
રૂડા સાહેબો સઉ દીસે રાજી, પ્રજા રેવાની[૩] કહે વાહવાજી. ૩

હેડ ક્વાટર વડોદરા શ્હેર, રાજ્ય તેજ ને લક્ષ્મીની લહેર;
વશ્યા પિતાજી જ્યાં હતા વાસ, ઠર્યો પુત્રનો પણ ત્યાં નિવાસ. ૪

માધુભાઇ થયા વળિ મોટા, કહો કેવા રહ્યા હવે ટોટા;
આપ્યું હોંશથી યજ્ઞોપવીત, રૂડી આપણા ઘર તણી રીત. ૫

પિતા પ્રપિતા જુગમાવિત્ર મળિયાં, રાજ્ય સરકારી દરબારી ભળિયાં;
સામું ઘર પાછું તેવુંજ મળિયું, બળિયાનું નશિબ હોય બળિયું. ૬

જશભાઇ હિરાભાઇ જેહ, મામલતદાર ભરૂચના તેહ;
વસતા અહમદાવાદમાં વાસ, પુત્રી નામ રેવાબાઇ પ્રકાશ. ૭

રહેવા નામ અમર થઇ આવ્યાં, એવાં કુદરતે નામ ઠરાવ્યાં;
તેથી વીવા માધુભાઇના કીધા, જશ લાખેણા લોકમાં લીધા. ૮

ઇસ્વી સાલ અઢાર પચાશ, કોઈ વાતે રહી ન કચાશ;
વર્ણન વિવાહનું કશું કરિયે, ઉતરે રાવ વિવાથી ન જરિયે. ૯

એથી પણ આ તો બનિયા અધીક, મળ્યાં માવિત્ર છ ઠીકાઠીક;
ડેલી પ્રમાણે જાણિયે દીવા, ઘર પરમાણે જાણિયે વીવા. ૧૦

વડા હર્ષના વાવટા ફરકયા, હેતુ પ્રીતુ હૈયે સહુ હરખ્યાં;
એક સુત વધુ ઇચ્છતાં જેહ, જુઓ આ ટાણે લાભમાં એહ. ૧૧

માતા જેઠીબાઈ, રેવાબાઇ, એક એકથિ રહિ અધિકાઇ;
અનુપ ત્યાં શી દઉં ઉપમાઓ, જાણે તાદ્રષ્ય મળિ જગદંબાઓ. ૧૨

---

૨. તે વખતના પોલીટીકલ એજંટ. ૩. રેવાકાંઠાની.

ચોપાયા વૃત્ત.

અટકે ગાડી અટકે ઘોડા, અટકે સમુદ્ર વ્હાણ;
તોપ તણા ગોળા અટકે ને, અટકે છૂટયાં બાણ. ૧
અગ્નિ અટકે મારુત અટકે અટકે વ્હેતાં નીર;
કાળ ગતી કેથી નવ અટકે, કરો કોટિ તદબીર. ૨
માધૂભાઇ થયા એમ મોટા, પરણ્યા રૂડી પેર;
વ્હોચ્યા વરસ પચિશ ઓળંગી, રાવ સતાવિશ ઘેર. ૩
કિન્લાકે[1] મુજ તાતને રાખ્યા, ને સોસાઇટિ[2] સ્થાપી;
એજ[3] વરસમાં માધૂભાઇને, યજ્ઞોપવીત આપી. ૪
કુલજેમ્સ, ફાસટ, પીરીટસ,[4] વાલિસ[5] ફાર્બ્સ સાથે;
સાહ્યક થઇ સોસાઇટિ સ્થાપી, હેતે કરિ નિજ હાથે. ૫
વર્તમાન[6] પુરમધ્યે પ્હેલું, સોસાઇટિએ કાઢયું;
કોડે કન્યાશાળા કરિને વ્હેમતણું મુળ વાઢયું. ૬
પચાશમાં પછિ હઠિભાઇનાં, ખર્ચ આપવા લાગ્યાં;
એ શાળા એની કહેવાણી, જુઓ સુધારા જાગ્યા. ૭
મગનભાઇની કન્યાશાળા એ પણ થઇ એ સાલે;
ઉપવિત વિવાહને સ્મરણાર્થે જેમ થયાં જન ભાળે. ૮
ફાકલાંડ જે થયા ગવરનર, પૈટરન સોસૈટીના;
ખાતમુર્ત ફાર્બસ જઈ કીધાં એન્ડ્રુસ લાઈબ્રેરીનાં. ૯
સુરત સમાચાર પ્રગટાવ્યું, સાહિબ ફાર્બસ શાણે;
પિતા હતા મુજ ફાર્બસ સાથે, સૂરતમાં તે ટાણે. ૧૦
થઈ રેલવે, તાર, ટપાલો, ન્હેરો કઇ બંધાણી;
પડ્યા સુધારાના કઈ પાયા, નવિ નવિ જુક્તિ જણાણી.૧૧

૧ કિન્લોગ ફાર્બસ. ૨. ગુ. વ. સોસાઈટી. ૩ સન ૧૮૪૮. ૪ પાદરી હતા. ૫ વડોદરામાં રેસીડટ હતા. ૬ વર્તમાન સાર. ૭ સન ૧૮૫૦ મા.

વરસ બે વરસ વાતો કરતાં, ગયાં નીકળી આમાં;
પુલજેમ્સ એજંટ[1] નિમાયા, ત્યાં રેવાકાંઠામાં. ૧૨

## રાવને ફુલજેમ્સ સાહેબનો મેળાપ તથા ભીલ ઉદ્યોગ તરફ તેમનું થયેલું વલણ અને જેમ્સલેન્ડમથી તેમણે ચલાવેલી વાતચિત.

ચોપાઈ ત્રિતાલી.

પુરી સાહેબ રાખતા પ્રીતી, નિરખી રાવ તણી શુભ નીતી;
હતું વળી પ્રથમનું પિછાન, કરૂ તેનું અહીં કંઈ બયાન. ૧
હતા સાહેબ રસાલામાં[2] જ્યારે, સાલ સડતાળિશાની[3] જે વારે;
કાંતવાનું રૂનું કારખાનું, હતું રાવને તે કરવાનું. ૨
ત્યારે તેમને ત્યાં તે મળેલા, અભિપ્રાય સલાહ પુછેલાં;
કાંક તજવીજે એથી કિધેલી, પાકી તેથી પિછાન થયેલી. ૩
હતા સાહેબ પણ બહુ સારા, ભૂતળ વિદ્યાના પણ જાણનારા;
કરતા શારડીથી ઘણું કામ, કહેતા શારડી સાહિબ નામ. ૪
સંચા કામનું પુછતાં તેને, લખ્યું પોતાના બાંધુને જેણે;
બ્રાયનડનકીન કંપની નામ, તેને પણ લખી પુછયું તમામ. ૫
વિલાયત લગિ પ્હોચી એ વાત, આપી પદરથી ફી ઉપરાંત;
પુલજેમ્સ તે પુલજેમ્સ જેવા, આવી મળે અદૃષ્ટથી એવા. ૬
અજમાશ જે ત્યાં થકિ આવી, વર્ત્તમાનમાં રાવે છપાવી;
ઇસ્વી સાલ તે ઓગણપચાશ[5], પ્રગટ વાત તે કીધી પ્રકાશ. ૭
ભટ નર જે ભોગીલાલભાઇ, હતા માસ્તર અંગ્રેજી માંઇ;
થયા ડેપ્યુટી[6] ને જે દિવાન[7], ડાયરેકટર વડોદરા સ્થાન. ૮

---

૧. પોલીટિકલ એજંટ. ૨ ગુજરાત રસાલો ૩ સન ૧૮૪૭. ૫. સન ૧૮૪૯ ૬ કેળવણી ખાતાના. ૭ પાળીતાણાના રાજ્યના.

તેને રાવે લખી પુછી વાત, કરવા સમજાવી સૌને નિર્ભ્રાંત;
પણ કોણ કરે તે કબૂલ, રહ્યું કામ અજાણ્યું જે મૂળ. ૯
ઉચ્ચાર્યું સઉએ મુખ થકી એવું,રાવે[1]રાવને લખિ વાલ્યું તેવું;
તેથી ઇસ્વી એકાવન[2] સાલે, લખ્યું ભ્રગુપુર[3] રણછોડલાલે. ૧૦
જેમ્સલેન્ડમ અમેરિકન જેહ, હતો રાવને તે થકી સ્નેહ;
રાવ જગજીવનદાસજી નામ, બીજા તો રાવ ઊમેદરામ. ૧૧
માજી ડેપ્યુટી જે માજીસ્ટ્રેટો, ભલાની ભલાથી થાય ભેટો;
પુલજેમ્સની પણ અજમાશ, મુંકી જેમ્સલેન્ડમ તણી પાસ. ૧૨

વતનમાં મીલ ઉદ્યોગ જમાવવા રાવની ઉત્કંઠા.

ચોપાયા વૃત્ત.

હતું કારખાનું કરવાનું, દ્રવ્ય નર્મદા કાંઠે;
કપાસનું ભડ જે કીનારો, મુલક પ્રસિધ એ માટે. ૧
છેવટમાં લેન્ડમ સાહેબે, વાત કબુલ એ કીધી;
અર્ધ રકમ ને જામિનગિરિની વળિ કબુલાતો દીધી. ૨
અર્ધ રકમ રાવે કરિ ઊભી શોધી ભાગીદારો;
શું ન શકે કરિ હૈયે જેને હિંમત હોય હજારો. ૩
ભાઉ[4] મેરાળ ને શામળ બેચર શેઠ વડોદરાવાળા;
ગુણી ગગો[5] ઓઝો ને રાજા રાજપીપળાવાળા. ૪
કબુલાતો એ ચારનિ લીધી અડગ થભ જે એવા;
ડગે વ્યોમ કે ડગે પૃથ્વિ પણ કહું ડગે આ કેવા ? ૫
અમદાવાદ થકી પણ આવ્યો જવાબ જે નહિ જેવો;
રાવ રહ્યા મન માંહિ વિચારે કરવો ઉપાય કેવો ? ૬
વતન વિશે ઉદ્યોગ વધારો, આમ કરે નહિ થાશે;

૧. રાવસાહેબ ભોગીલાલભાઈ. ૨, સન ૧૮૫૧. ૩. ભરૂચ. ૪. રા રા. ગોપાળરાવ મેરાળ. ૫. ઓઝા ગવરીશંકર ઉદયશંકર સી. એસ. આઈ.

જો બેઠા અહિં નોકરિ કરશું, જનમારો વહિ જાશે. ૭
પોતાના કુટુંબનું પોષણ, આ નોકરિથી થાશે;
જો થાશે ઉદ્યોગ વધારો, કૈક કુટંબ કમાશે. ૮
જો આંખો મીંચી પડશું ને, સાહ્ય પ્રભૂ જો થાશે;
તો ગાડરિયા પ્રવાહ પૈઠે પછિ સઉ ચાલ્યા જાશે. ૯
ચિત હિત વતન તણું નવ ઈચ્છે, કહિયે પુરુષો કેવા;
બ્યંડળને રીઝે જોઈ બ્યંડળ, બ્યંડળ પણ નથિ એવા. ૧૦
એ પંક્તિમાં અરે ગણાશું મરતાં મોક્ષ ન થાશે;
વતન ઉપરની વ્હાલપ તે તો અંતરમાં રહિ જાશે. ૧૧
પણ એક હાથે પડે ન તાળી, કરવું માટે કેવું;
મળ્યો અમલ સરકારિ મુંકવો, એ પણ મુશ્કલ જેવું. ૧૨

**નોકરી વિષે રાવના વિચારો અને સુરજરામ ભાઈના શક પરથી રાવને પડેલું સંકટ.**

ચોપાઈ ત્રિતાળી.

વળી મન માંહિ રાવ વિચારે, કરવો અમલ શું હો ભલે ભારે;
કરી ચાકરિ કમાઈ ખાવું, દહાડે કરી મજૂરી કમાવું. ૧
પોઠી રાતે ને કરવી તે પૂરી, નહીં કામ એ એ તો મજૂરી;
પ્રમાણિકપણું ત્યાં ન જણાય, રહ્યા કોટિ મજુર જ્યાં કમાય. ૨
મેશની વળિ કોટડી મોટી, ચિંતા રાખતાં પણ બેસે ચોટી;
એવા કરે અનેક વિચાર, જુઓ ભાવિ ત્યાં છે બનનાર. ૩
રેસિડેંટ રૂડા ઔટરામ, વ્હાલા રાવને તે પણ તમામ;
તેને મળવાને રાવ ત્યાં જાતા, સ્હેજે રાજી હલીમળી થાતા. ૪
સુરજરામ ગંગારામ જેહ, તેના હતા દફ્તરદાર તેહ;
વતન નડિયાદ રાવની નાત, બનવાની તે પણ બને વાત. ૫
ન્હોતા પાંડવો પણ કાંઈ ન્હાના, રૂચ્યાં કયમ કહો દ્યુત રમવાનાં;

કેનો વાંક કહો એમાં કહિયે, ભાવિ ભાવ મળે જ્હાં જઈએ. ૬
હતો રાવનો ઇંગ્લિશ અભ્યાસ, સુરજરામને તે ન્હોતો પાસ;
પણ અનુભવિ તે હતા પક્કા, સ્વલ્પ ઉપજી તેને મન શંકા. ૭
કળી પણ ન શક્યું વાત કોય, જલધિ પેટ શું પ્રભુ જાણે હોય;
જાય ઑટ્રામ કને રાવ જેમ, વધ્યો અંદેશો પણ જતો એમ. ૮
કહેતા સાહિબ મુજ સુર્યરામ, ખરે એવું હતું એનું કામ;
મારો કહેતા તે એનોજ જાણો, ભક્તિ ભાવ એવોજ પ્રમાણો. ૯
ધસમસતા પરોડે ત્યાં ધાતા, જોઈ બંગલે ફરવા તે જાતા;
હતા હિંમતવાન ને શૂરા, પ્યારા સાહેબને હતા પૂરા. ૧૦
જેનું પણ નામ રહેવાનું જેમ, એને ઇશ્વિર મતી આપે એમ;
હતી કરવી જોતી હરીફાઈ, તેનું થઈ પડયું બીજું આ ભાઈ. ૧૧
'કરે ધારિ ન અવળું કો કામ, પ્રભૂ હાથ રહ્યાં પરિણામ;
એમ એ પણ ન્હોતા કરે એવા, થાય કામ'પ્રભુને ગમે જેવાં. ૧૨

સાખી.

અવળાનું સવળું કરે, સમર્થ સર્જનહાર;
રિપુ ધારે કૈંઈ હૃદયમાં, કરે કાંઈ કર્ત્તારરે. ૧

ચોપાયા વૃત્ત.

શંકા ડાકણ ભૂત-જ શંકા, શંકા મનના વ્હેમ;
શંકાથી રામે તજિ સીતા, નળ દમયંતી જેમ. ૧
શંકા મારે ને જીવાડે, શંકાની શી વાત;
શંકાને નહિ સગું સંબંધી ઘડે ઘડીમાં ઘાત. ૨
અંતરમાં જ્યાં શંકા ઉપજી, એવો થાય ઉછાળો;
દાબી શકે નહીં કદિ દીસે, પછિ જો ડહાપણવાળો. ૩
એ શંકા તે સૂર્યરામ ઉર, ઉપજી પૂરેપૂરી;
મનની કેની દે નહિ રહેવા શંકા કદિ મગરૂરી. ૪

સૂરજરામે સ્નેહ રાવના સાહિબથી પછિ સાંધ્યો;
સમજાને શરમાવા જેવો વધ્યો આવિ એ વાંધો. ૫
કામકાજ સરકાર સબંધે વાતો વિવિધ પ્રકારે;
સાહેબ પાસે રાવ વિરૂધ પછિ, તે બહુ ત્યાં થઈ ત્યારે. ૬
સાહેબ શાણા પૂલજેમ્સ તે ઊંડા ઉતરિ તપાસ્યું;
વણુ પાયે ઈમારત પેઠે માલ વિનાનું ભાસ્યું. ૭
દફતર દાખલ કાગળ કીધા સાહેબ સતોષાયા;
સતોષાય વિરોધી શાથી? હોય વિરોધ વસાયા. ૮
પુલજેમ્સની ત્યાં થઈ બદલી વેલેઈસ ત્યાં આવ્યા;
શોધાવ્યા કાગળ એ શ્રમથી અને ફરી ઉપડાવ્યા. ૯
લેવા મેળવિ સાહેબ લોકો વિધ વિધ કરિને વાતો;
સ્પષ્ટ ગુણ એ સૂર્યરામજીમાં સારો દેખાતો. ૧૦
છો જાણે કદિ કામ કરી પણ વાત ન જો કરિ જાણે;
તો તે કહિયે ગધામજૂરી તેને કોણ વખાણે. ૧૧
વાતે વિભિષણ લંકા પામ્યો મંદોદરિ પણ વાતે;
દાઝયો ત્યારે તેલ મળ્યું એ અંજનિસુત ભલિભાતે. ૧૨

दुहो.

कदर न कीन्ही रामने । कौन करेगो और ॥
लंक[1] बिभिच्छनको दिन्ही । हनमंता सिंदूर ॥ १ ॥

ચોપાઈ ત્રિતાળી.

વાતે એમ વધ્યા સૂર્યરામ, થયા સાહેબને પ્રિય તમામ;
થયા આસિસ્ટંટ પોલીટિકાલ, પાવાગઢ રાવ રણછોડલાલ. ૧
રહેતો ગોધરે તેનો મુકામ, રહ્યા અહીં પછી સૂર્યરામ;
આવ્યો લાગ કહો કોણ ચૂકે, આવ્યું હાથ કહો કોણ મુકે. ૨

---

[1] लंका.

કરે એવું તે વિરલા થનાર, જવલે તેના મળે જાણનાર;
આજ દુનિયામાં ક્યાં થકિ એવા, જાણો હોય જો તે પ્રભુ જેવા. ૩
રાવ કામની ચાલી તપાસ, કહો શી રહે પછિ ત્યાં કચાશ;
પછી મોકલ્યું મુંબાઈ કામ, પણ પ્રભૂ રહ્યો ઠામ ઠામ. ૪
કરવા સ્વતંત્ર તેની તપાસ, મુંબઈ સરકારે ફરમાવ્યું ખાસ;
જીલ્લા જડજ જે હેબર્ટ નામ, જેનો અહમદાવાદ મુકામ. ૫
પાવાગઢ જઈ કીધી તપાસ, થઈ પૂરી ત્યાં હકિકત પ્રકાશ;
જાની લુણાવાડા કારભારી, ગુજરી પોતા પર તે સૌ ઉચારી. ૬
સખ્તી કહો કરિ ન શકે શુંય, શક્તિ રૂપ તે સખ્તી કહુંય;
જેણે બ્રહ્માંડ કોટી ઉપાવ્યાં, કેક દેવોને નાચ નચાવ્યા. ૭
કેક દૈત્યનાં શિર ઉડાવ્યાં, તો ત્યાં માનવથી શું છે થાવાં;
જેનું રૂપ જોયું નહિ જાય, એ તો સખ્તી તે શક્તિ ગણાય. ૮
તેનાં મુજને થયાં દરશન, ત્યારે નજરાનો ને વર્ષાસન;
હા છે રાવને મેં કહ્યું દીધાં, લેશ નહિં તો નથી દીધાં લીધાં. ૯
રહ રહ પડ્યા રિડ કોર્ટ માંઈ, હેબર્ટ જોઈ ગયા હેબટાઈ;
કહ્યું કેસ ખોટો કરી ખાત્ર, કીધા મુક્ત આરોપિત માત્ર. ૧૦

ચોપાયા વૃત્ત.

એથી ના સંતોષ વળ્યો ને કામ અવર ઊપાડ્યું;
ખેડાની હદનું કહિ ખેડે, તપાસ થાવા કાઢ્યું. ૧
વતની જ્યાંના સૂર્યરામજી, ત્યાં ચાલ્યું આ કામ;
સાહિબ જ્યાં ખેડા જીલ્લામાં, મોરગન એવું નામ. ૨
હતો રાવનો ગોરપુત્ર જે, અંબાલાલજિ નામે;
વારટ નિકળ્યું તે ઊપર જે, કહ્યું ઉપર તે કામે. ૩
લીધે લસે તે ક્યૉઈ નાઠો, પાછો ન મળ્યો પત્તો;
ચૂકાવ્યો મોરગન સાહેબે, ચૂકાદો એ લગતો. ૪

આરોપિત થઈ રાવ પક્ષના, એમાં જે કો આવ્યા;
કેટલાકને તેમાં તેણે, આરોપીત ઠરાવ્યા. ૫
અપીલમાં અંતે જય પામ્યા, નિરપરાધી ઠરિયા;
લાયક બ્યારિસ્ટર હાવર્ડ તે અપીલ એ જઈ લડિયા. ૬
પિતા રાવના શ્રદ્ધા પૂરી હતા ધર્મનું ધામ;
પ્રેમે પ્રભુની કરે પ્રાર્થના, જ્યાં લગિ ચાલ્યું કામ. ૭
સૂરજરામ તણા જે વતની, જીવણરામ ત્રવાડી;
સો સો બ્રાહ્મણ પાઠ કરે નિત્ય ધનુષ્ય ધારિ અગાડી. ૮
ધન્ય પિતાનો પ્રેમ ! ભલેં તન આપ્યો પ્રભુ એ એને;
અવળે હાથે દિધા ઉસેટી, બાકી જેને તેને. ૯
પિતા કહે નથિ પ્રયાસ કરવો, ફરિ નોકરિ નથિ લેવી;
રાવે પણ મન એમ વિચાર્યું ઇશ્વર મરજી એવી. ૧૦
અભિરુચિ તો બીજી હતિ ઉરની, પણ ન્હોતું સુંકાતું;
મલ્યો અમલ સરકારિ મુંકવો, મન તેમાં મુંઝાતું. ૧૧
પામ્યા સમ્મતિ હવે પિતાની, સજશું દેશનિ સેવા;
કોણ થાય ઉપકારી એવા, સૂર્યરામજી જેવા. ૧૨

દોહરા.

એ કહુંછું ઉપકાર તે, છે ઉપકાર જરૂર;
માન્યો હયાતિ લગિ મને, રૂડા રાવ બ્હાદૂર. ૧
સાંપડિ રૂડી સ્વતંત્રતા, શુભ પામ્યા સન્માન;
અલભ્ય લાભ લઈ લક્ષ્મિનો, સોહાવ્યું સ્વસ્થાન. ૨
સેવા સજી સ્વદેશની, કીધાં ઉત્તમ કામ;
રહ્યું નામ શુભ રાવનું, કારણ સૂરજરામ. ૩
મળત ન સૂરજરામ તો, અમલ તજાત ન આમ;
કામ બનત નહિ આ કશું, હોત ન સૂરજરામ. ૪

राव तणा उपकारि तो, सूरजराम तमाम;
देश तणा उपकारि पण, दीठा सूरजराम. ५
देश विशे उद्योग ने, प्रौढां प्रगटयां काम;
ए उपकृत सौ रावनां, कारण सूरजराम. ६
रूडा एवा पुरुषनां, निर्मळ रहियां नाम,
राव रूडा रणछोडजी, साथे सूरजराम. ७
कई दफ्तरदारो थया, कैक थशे आ ठाम;
पण केनां नहि पृथ्विमां, नेटे प्रसर्यां नाम. ८
लायक लीधो ल्हाव बहु, करि म्हाभारत काम;
आम रह्यां एवा तणां, निश्चळ जगमां नाम. ९
केनुं किया प्रकारथी, रुचि ए जेवी राम;
दोष न नरनो देखशो, रहे रहेवानां नाम. १०
नथि भावीने निंदतो, छे भावीनां काम,
प्रयत्न करतां पामिये, ते भावी परिणाम. ११
प्रभू कृपा ते भावि छे, प्रभुने करी प्रणाम;
दीन कवी दलपत तनुज, सउने करे सलाम. १२

सोरठो

शुभ किर्तिनो स्वांग, सजी जेह स्वर्ग गया;
भाख्यो चतुर्थ भाग, चतुर रावना चरित्रनो. १

## ( હરિફાઈ કરવા વિશે. )

પદ ઉપદેશી.

ઓ દાનાવ મારા દેશિયો શીખો, હરીફાઇની હોડરે;
જાપાન ચીન અમેરિકા જેવા, થયા યુરોપનિ જોડરે; ઓ૦ ટેક.
મુંકો બીજી માથાકૂટ ને, માંડો દોડાદોડરે;
કળાકૌશલ્યનો કરો વધારો, છો તમે તેત્રિશ ક્રોડરે; ઓ૦ ૧
અવલોકી બીજાને વધતા, આગળ વધવા આપરે;
ખોળિ સુધારનિ પોતાનિ ખામિયો, ચોંપે કરીને ચાંપરે; ઓ૦ ૨
આપથિ એ ન થઈ શકે ને પડે, અન્યને આડા આપરે;
એ અદેખાઈમાં દેશ ગયો ડુબિ, એ છે મોટા અદાપરે; ઓ૦ ૩
તેજી તે તો તાજણે ચમકે, ડાકલે ચમકે ભૂતરે;
વધઘટ ભાવે વાણિયો ચમકે, ટુંકારે રજપૂતરે; ઓ૦ ૪
મરદ ખરો મુંછ પર હાથ મુંકે, માથું મુંકી એક કોરરે;
ધન્ય તેનાં કહું માત પિતા જે, હરિફાઇથી કરે હોડરે; ઓ૦ ૫
ચડશાચડશિથી વરા વરઘોડા, ચડશાચડશિથી નાચરે;
વિવિધ વિદ્યા ને કળાકૌશલ્યમાં, ચડસે મારો એમ ચાંચરે; ઓ૦ ૬
કાલ સવારે જે કાંઈ નહોતા, આપ જુઓ તે આજરે;
પ્રયત્ન કરિ હરિફાઈમાં પામ્યા, આજ જગતમાં રાજરે; ઓ૦ ૭
દૂષણ ભૂષણ દૂર કરો ને, આભૂષણ હરિફાઈરે;
શોષણ થાશે શરીરનું ત્યારે, પોષણ થાશે ભાઈરે; ઓ૦ ૮
સ્હાયક સૌનો શ્રીભગવાન છે, બહુનામી બળવંત બાપરે;
સર્વે મુકે પણ એ નહિ મુંકે, એવું સમજજો આપરે; ઓ૦ ૯
મનમોહન મન દ્રઢ વિસ્વાસ છે, બીજી નથી કશી વાતરે;
ભ્રાતુ મારા કહો છો દેશી ભાઈયો, જય જય ત્રિભુવનનાથરે;
ઓ દાનાવ. ૧૦

## જો પરમેશ્વર પાંશરો હોય તો શત્રુઓનું ધાર્યું થઇ શકે નહીં તે વિષે.

પદ.

મત ડારો પીચકારી રે, મેં તો સગરી ભીંજાઈ ગઈ.—એ રાગ.

જો સાહ્ય હોય જગત્રાતા રે, રહે રિપુ[1] ખડ ખાતા. ટેક.

જગદિશ સાહ્ય તો રિપુ જખ મારે,છો કુટિ શિર કાઢે રાતાં રે; રહે. ૧

છે મારનાર થકી પણ મોટો, જીવાડનાર જગત્રાતારે; રહે. ૨

શત્રુઓ ફેંકે જો પથ્થર સામા, ફુલ થઈ પડે તે ફેલાતાંરે; રહે. ૩

મોકલિયાં રાણે વિષ મિશંખાઇને, થઇ પડ્યાં અમૃત સુહાતાં રે;રહે.૪

પાંડવ પાંચ–સો કૌરવ સામા, કૌરવ મુવા મદમાતારે; રહે. ૫

કંઈ રિપુ ધારે ને કરે પ્રભુ કાંઈ, ખારે[3] તે જાય ખવાતારે; રહે. ૬

જો ધાર્યું શત્રૂઓનું થાય જરિયે, તો જાણો લખેલ વિધાતારે; રહે.૭

પાંશરા જો પ્રભુ શત્રૂઓ આંધળા, રણમાં જશે તે રોળાતારે; રહે.૮

કોઇએ કોઈનો પ્રભુ નથિ વેચ્યો, છે બેલી સૌનો એ દાતારે; રહે.૯

કહે મન મોહન શોચ ન કરશો, પ્રભુ છે સઉનો પિતા માતારે;૧૦

ઇંદ્રવિજય છંદ.

રાય ગયા બહુ રાંક ગયા, ને રહ્યા થકિ કોઇ નથી રહેવાનો;
ભારતખંડ સહીત અખંડ, ભુગોળ ભલેપણ ભાગિ જવાનો;
સર્વ ગ્રહોપગ્રહો ગ્રહનાથ, વિનાશ સમે નકિ નાશ થવાનો;
કોણ હિસાબ કવી દલપત્ત, હયાત દિસે પણ રંગ હવાનો. ૨

---

૧. શત્રુ ૨ લોહી. ૩. દ્વેષમાં.

# उत्तरार्ध खंड.

## प्रथम भाग.

साखी.

करत पुरुष प्रयत्न अरु । धरत बडी बडि माम ॥
परत पार रू ना परत । रुचि सो जैसी राम रे ॥ १ ॥

### રાવનું સરકારી નોકરીમાંથી છુટા થવું ને મીલ ઉદ્યોગ માટે તજવીજ.

ચોપાઇ ત્રિતાળી.

(આવી ચોપાઇયો ઘણું કરી રાગ મારૂની રીતે પણ ગાઇ શકાશે.)

### ભરૂચ અને મુંબાઈમાં મીલ ઉદ્યોગની શરૂવાત.

થયા રાવ સ્વતંત્ર ને છુટા, હવે સ્વતંત્ર ઉદ્યોગે ઊઠયા;
હતું ચાલતું પ્રકરણ જેહ, હવે તો રહ્યું હાથમાં એહ.[1] ૧
વર્ષ વય પણ થયાં એકત્રીશ, જુઓ કીધી કૃપા જગદીશ;
પ્રગટયું "બુદ્ધિ પ્રકાશ" જે કાળ, એની પાછળ આ એક સાલ.[2] ૨
નગર શેઠ હિમાભાઈ નામ, કીધાં ખુબ જેણે પરમાર્થ કામ;
નાખ્યો પુસ્તક શાળાનો[3] પાયો, સાથે સોસાઇટીનો સુહાયો. ૩
હતાં સુપતિન બે હઠિભાઇ, ત્રીજા શેઠ તે એ હિમાભાઇ;

---

૧. ખાનગી ઉદ્યોગ, કારખાનાં કરવાનું. ૨ સન ૧૮૫૫. ૩. હિમાભાઇ ઈન્સ્ટીટયુટ ભદ્રમાં.

કાંક સરકાર પણ થઇ કૃપાળ, કીધી સીવીલ[1] ઇસપિતાળ. ૪
પુરમાં રાવનાં જયમ થયાં પગલાં, એમ શુભ કામ મંડાયાં ઢગલાં;
ખાત એલફિન્સ્ટને કીધાં ખાંતે, કરે જયમ સ્મર્ણ સ્થંભ ખડા તે. ૫
જેમ્સલેન્ડમ કહ્યો છે મેં જેહ, આવી મંડયો ભરૂચમાં એહ;
કીધું કાતવાનું કારખાનું, મનમાન્યું ત્યાં પ્હેલું મજાનું. ૬
થયું રાવ જાણે આય[2] ઠીક, થયું ધાર્યાથી એક અધીક,
મુંકી દીધા જુના ભાગદારો, એણે ન્યારો આ ઘાટ ઉતાર્યો. ૭
પણ યોજના તે પડી પાર, હતો રાવનો જેહ વિચાર;
વધે ઉદ્યોગ દેશમાં એવો, તે તો પ્રભુએ પાડયો પાર તેવો. ૮
પાછી આવી છપનની જ્યાં સાલ, તેવો પાછો બન્યો એક તાલ;
ડાવર કાવસજી ન્હાનાભાઈ, નર સાહસિક મુંબાઇમાંઇ. ૯
બોમ્બે સ્પીનિગ વીવિંગ નામ, થિર મીલ થાપી એજ ઠામ;
બીજી ઓરીએન્ટલ એજ નામે, થઇ એજ સાલે એજ ઠામે. ૧૦
હતા રાવના જેહ વિચાર, પડવા લાગ્યા પરોક્ષે એમ પાર;
જોતાં રળ એમાં તેમને જાગી, અને લલુતા બીજાઓને લાગી. ૧૧
અહીં રાવનો પણ હતો યત્ન, કરતા વતનમાં કરવા પ્રયત્ન;
એમ ઇસ્વી સતાવનો આવ્યો, ડેલહૌસી સ્વદેશ સિધાવ્યો. ૧૨

## સાખી.

રાજ્ય લોભનાં કામ જો, કરિયે તેનાં બાદ;
તો તેણે આ દેશના, લીધા આશિર્વાદ રે. ૧
અમદાવાદ સ્પિ. એન્ડ વિ. કંપની લિમિટેડની સ્થાપના.

## ચોપાયા વૃત.

લોભે અપજશ અન્યા લોભે, લોભે ઘટશે લાજ;
મરે લોભમાં મનુષ્ય, લોભને, કેવાં કાજ અકાજ. ૧

૧. નગરશેઠની વાડી પાસે. ૨ આ-પણ.

વચન ભગ પણ ક્ષોભ કરાવે, સસ ન રહે સતિયાનુ,
કોડી એકનુ મૂલ કરાવે, મનુષ્ય લાખ રૂપિયાનુ ૨
જો એમા એકાદુ એવુ, મનુષ્યથી થઇ જાશે,
જીદગાનિને ઝાખ લાગશે, ડાગ ઉજળે થાશે ૩
રહેતી ફીકર બહુ રાતને, કામ વિચારી કરતા,
કરતા લાલચ કિર્તિ લોભની, બીજી તો નહિ ધરતા ૪
સત્તાવનમા[1] બળવો સળગ્યો, અઠ્ઠાવનમા બેઠો,
મ્હાદેવીનો[2] અમલ હિદમા, એજ સાલથી પેઠો ૫
શેર હોલ્ડરો રાવે શોધ્યા, એ તો રાવે રાવ,[3]
હઠીસગ કેસરિસગ ત્રીજા, ભળિયા આણી ભાવ ૬
ચોથા વ્હાઇટ સાહેબ મળિયા, શેરો વીશ નિકળિયા,
તેમા બે તો પોતે રાખ્યા, ભાવ સહિત મહિં ભળિયા ૭
પાચ હજારનો શેર ઠરાવી, સજ્જડ કપનિ સ્થાપી,
અમદાવાદ સ્પીનિગ વીવિગ એ, સંજ્ઞા તેને આપી ૮
ઇસ્વી ઓગણસાઠે તેનુ, ખાત મુહૂરત કીધુ,
કપનિના મેનેજર કેરૂ, લાયક પદ ત્યા લીધુ ૯
નવરોજજિ સુત દાદાભાઇ, વિનાતના આડતિયા,[4]
મ્હેરવાનજી નસરવાનજી,[5] કેરી મારફત કરિયા ૧૦
એક વખત તો સચા વચમા જઇ બેઠા જળ[6] તળિયે,
સચાનો આવ્યો જે સાહેબ, ગયો મરણુ મોગળિયે ૧૧
કહો હવે કરવુ શુ એનું, કપનિ તે કયમ ફાવે,
મોટા કામે વિઘ્નો મોટા, અનેક ચાલ્યા આવે ૧૨

---

૧ અમદાવાદમા ટ્રેનીંગ કાલેજ એજ સાલમા ટી સી હોપ સાહેબે સ્થાપી ૨ માયાળુ માતા વિક્ટોરિયાનો ૩ રાવબહાદુર મગનભાઇ કરમચદ તથા રાવબહાદુર નગરશેઠ પ્રેમાભાઈ ૪ આનરેબલ દાદાભાઇ નવરોજજી એમ પી ૫ વાવનગરી ૬ સમુદ્ર

## સાખી.

શાણા સર જમશેદજી,[1] વશા સ્વર્ગની વાટ;
જરૂર તે પણ જાણજો, ઇસ્વી ઓગણસાઠ રે. ૧

ઉલટ ભેર ફરીથી કરવા વિશે.

## ગરબી.

કાગણ દીસેછે અલબેલા તારી આંખમાં રે. ( એ રાગ. )

ઉલટ ભેર ફરીથી કરતાં, પાછા ના હઠો રે;
પાછા ના હઠો રે, ઉલટ ભેર ફરીથી કરતા પાછા ના હઠોરે. ટેક.
અલ્પે કદિ જો કામ ઉપાડયું, ફાવ્યા નહિ તો લઇ પીટાડયું.
મન દઈ પાછું કરવા માંડયુ, લઇ લઠો[2] રે; ઉલટ. ૧.
માત્ર કામ પરિણામ પિછાણી, કશી બાંધિયે કમ્મર તાણી;
જેમ વળગે જિવ સારે જાણીને, જટો[3] રે; ઉલટ. ૨
રણમાં માથાં કઇક રડેછે, માથા વિણ ધડ કઇક લડેછે;
પુજાયછે જ્યાં જઇ પડેછે, સુભટો રે; ઉલટ. ૩
વિઘ્નોની ન વિમાસણ કરિયે, મોજાં તો હોય–જ મ્હાદરિયે;
ચડિયે વ્હાણ શું ઓઢી રહિયે, અઢીવટો[4] રે; ઉલટ. ૪
ચમકો નહિ કદિ ચૂક થવાથી, મનુષ્ય માત્ર છે ચુકનો સાથી;
સુધારવી ચુક શાણપણાથી, કરી સટો[5] રે; ઉલટ. ૫
ચૂક થયે મુઝાઇ બેસે, પૂરા વિચારમાં જઇ પેસે;
તાણી બેસે તે નર વેષે, ઘુંઘટો રે; ઉલટ; ૬
સજિ આયુધ સંગ્રામ સિધાવે, અરિ દળ[6] સામું લડવા આવે;
પડતાં જૂવો કોણ ફગાવે, ટહો પટો[7] રે; ઉલટ. ૭

---

૧. સર જમશેદજી જીજીભાઇ બારોનેટ. ૨. જબરી લાકડિયો. ૩. જટ જડ બહુ વચન. ૪ ચોફાળ ૫ સટ દોડ બહુવચન. ૬. દુશ્મનનું સૈન્ય ૭ ચપરાશ અથવા લુગડાં

આ પારે કાં પછિ ઓ પારે, માન અપમાન[1] ન કશું વિચારે;
અનેક આવે અંગ વધારે, આછટો[1] રે, ઉલટ. ૮
દુનિયાંને ક્યાં તાળું દઈયે, કરે મશ્કરી કરવા દઈયે,
લઈયે લાભ હિમત ધરિ હઈયે, સામટો રે; ઉલટ. ૯
અમેરિકા છે આજે જેવો, દેશ તમારો થાશે તેવો,
થશે ખજાનો ત્યારે એવો, એકટો રે; ઉલટ. ૧૦
પાછા પડતાં તજિ પસ્તાવો, ઉલટ જોર ફરી ઉપલાવો;
જીતો તો વિભુ નામ સુહાવો, વાવટો રે; ઉલટ. ૧૧
મનમોહન મન રાજી થાશે, જગત તમારા જશ બહુ ગાશે;
એવું થાવા આગે પ્રેમે પ્રભૂ રટો રે; ઉલટ. ૧૨

## મીલ ઉદ્યોગની દિવસાદિવસ થતી વૃદ્ધિ—રાવ માત્ર સ્વર્ગ ગમન.

### ચોપાઇ ત્રિતાળી.

પાછો સામાન બીજો મગાવ્યો, અને સાહેબ બીજો બોલાવ્યો;
સાલ ઇસ્વી સાઠનિ થઇ આમ, ચાલ્યા વિલાત મહિપતરામ.[2] ૧
મોટું બંદર કહું જે મુંબાઈ, બીજી કપતી બે ત્યાં સ્થપાઈ;
બોમ્બે રોયલ ફુરલા નામ, એજ સ્પીનિંગ વીવિંગ કામ ૨
ઉદ્યમ વૃદ્ધિ થવા માંડી એમ, જુઓ ઇચ્છા રાવનિ હતિ જેમ;
વળી સંચા ને સાહિબ આવ્યા, વિલાયતથી જે રાવે મગાવ્યા. ૩
ન્હોતી રેલવે પણ અહિં ત્યારે,[3] બધું આવ્યું સ્થંભાતતિ[4] બારે;
ઘાલી ગાડે તે શ્રીપુર[5] લાવ્યા, ઘણી હોંશે કરી ગોઠવાવ્યા. ૪
હતી ત્રાક પચીશ સો તેમાં, કામ કાંતવાનું થતું એમાં;
પૂર મધ્યે હતું વળિ પ્હેલું, કારખાનું આ રાવે કરેલું ૫

---

૧. શરીરનો ઘસારો ૨ રાવસાહેબ મહિપતરામ રૂપરામ નિલકંઠ.
૩ અમદાવાદ. ૪. ખંભાત ૫. અમદાવાદ.

મળે અનુભવિ ક્યાંથી મજૂરો, પડતો રાવને શ્રમ લેવો પૂરો;
ઇસવી વર્ષ તે એકસઠાનું, કીધું ચાલૂ રૂડું કારખાનું. ૬
પ્હેલે વર્ષેજ પણ લાભ પામ્યા, જશ જોતાં જોતાં ખુબ જામ્યા;
વળી બાસઠનું બેઠું વર્ષ, એક કામ થયું ઉત્કર્ષ. ૭
નવી કંપની મુંબઇ મુકામે, થઇ બોમ્બે યુનૈટેડ નામે;
બન્યું બીજું તો દિલગિરિ જેવું, પણ ઈશ્વરને ગમ્યું એવું. ૮
પડે સોએ વર્ષે જો દુકાળ, ગમે કોયને નહિ કોય કાળ;
સંવત ઓગણિસો ને અઢાર, વસ્યાં લાભમા સ્વર્ગ મોઝાર. ૯
પુત્ર પુત્ર જે જંખતાં પોતે, પેખ્યા પૌત્ર ત્યાં કુળવધુ સોતે;
એક તન માટે પાડતાં આંસૂ, પોઢયાં આજે થઇ વડસાસૂ. ૧૦
જોઇ પુત્રની જાહોજલાલી, મૂકી પતિ પુત્ર નીકળ્યાં ચાલી;
શુદિ સપ્તમિ શ્રાવણ માસ, ધન્ય! ધન્ય! જનિતા સાબાશ. ૧૧
જેણે ધ્રુવ સમા સુત જાયા, વિશ્વે નામ તો તેનાં વંચાયાં;
જનિતા કૂખ સોહાવી જેણે, અવતાર લીધા ભલે એણે. ૧૨

દોહો.

"જનિતા જણજે જો જણે, કાં દાતા કાં શૂર;
નહિ તો રહેજે વાંઝણી, મત્ત ગુમાવે નૂર." ૧

રાવ ગ્રહ પૌત્ર પ્રાપ્તિ.

ચોપાયા વૃત.

કારજ રાવે વિધિવત કરિને, ક્રિયા બાવની કીધી;
પિંડ દાન કરિ માતૃ સંતોષી, લાયક કિર્તી લીધી. ૧
વિચરે જે હિંદૂ વિલાયત, આંહિ[1] થકી અભ્યાસે;
સ્થાપી મુંબઈમાં સ્કાલર શિપ, ત્યાં સર મંગળદાસે.[2] ૨
મિત્ર માતૃ સ્મર્ણાર્થે જાણે, કારજ શેઠે કીધું;

૧. મુંબઈથી. ૨. સર મંગળદાસ નથુભાઇ.

રોક રૂપૈયા વીશ હજારનું, જળ જાણે હોય દીધું ૩
બીજે વરસે પ્રીન્સ[1] આપણો, પ્રેમ સહીને પરણ્યો;
શાણી રાણી અલેકઝેંડ્રિયા, વિવાહ જાય ન વરણ્યો. ૪
સ્મર્ણાર્થે શુભ મિત્ર રાવના, જે કહું પ્રેમાભાઇ;
નગરશેઠ તે ત્યાં નીમાણા, મેમ્બર કૌંન્સિલ માંઇ. ૫
રાવે પણ ભંડોળ વધારી, સો દાખલ કરિ શાળો;
દશ હજાર તો ત્રાકો કીધી, ને ઉદ્યોગ વધાર્યો. ૬
પ્રારબ્ધી જ્યમ પ્રગટ્યા પ્હેલાં, લાભ સર્વને આપે;
સગાં સનેહી કુટુંબ સૌમાં, થિર આનંદ કરિ થાપે. ૭
પ્રારબ્ધીના પ્રારબ્ધી, નિર્ભાગી નિર્ભાગીના;
બનતું એથી વિરૂદ્ધ એતો, રહિ પ્રભુ કરની બીના. ૮
પ્રારબ્ધી માધુભાઇને ત્યાં, પ્રારબ્ધી અવતરિયા;
પ્રૌઢા બક્ષીજી પ્રારબ્ધી, રાવ પણ તેવા ઠરિયા. ૯
સત્તાવિશમી મે ચોસઠની, સંવત ઓગણિ વીસે;
વદિ સાતમ વૈશાખે દીધા, ચિનુભાઇ જગદીશે. ૧૦
લક્ષ્મી જાણે સાથ લાવિયા, એમ આવિ ઉભરાણી;
જોગણિયો ચોસઠ મળિ[2] જાણે, એવી ધૂમ મચાણી. ૧૧
રાવબહાદુર રાવ મિત્ર, બેચરભાઇ અંબાઇદાસે;
એવિજ મીલ કરી અદ્રિં ઉભી, પોતાનેજ પ્રયાસે. ૧૨
માણેકજી પીટીટ મીલ ને, વળિ આલાયૅન્સ બીજી;
મુંબઇમાં નીકળિ નવિ મીલો, ઇસ્ટર્ન એ ત્રીજી. ૧૩

**સોખી.**

આમદાવાદ, ભરૂચ વળિ, સુરત ને મુંબાઇ;
એમ વધ્યો ઉદ્યોગ એ, કારણ[3] રણછોડભાઇરે. ૧

---

૧. હાલનો આપણો નામદાર સેનશાહ આલબર્ટ એડવર્ડ ધ સેવન્થ. ૨. ઇ. સ. ૧૮૬૪. ૩. મીલ ઉદ્યોગ સંબંધે વર્તમાનમાં છપાવી તથા વડોદરા ભરૂચ વગરે સ્થળે જઈ તેના લાભો વિશે અવલ લોકોમાં ઠસાવનારા આ પુરૂષજ હતા.

## મીલ ઉદ્યોગની વૃદ્ધિ—શેર બજારની પાયમાલી.

### ચોપાઇઃ—ત્રિતાળી.

તત્રે રાવે ચાપણુ કીધી તત્ર, સવા ત્રણ લક્ષ પર બે સહસ્ત્ર;
કહું રૂપૈયા કંપનિ કેરી,[1] વડપ[2] કંપની[3] પામી વડેરી. ૧
એક સહસ્ત્રનો એક શેર, કીધા ત્રણસો સતાવિ એ પેર;
કાંતવા અને વણવાનાં કામ, થવા લાગિયાં બંને આ ઠામ. ૨
એથી કંપની ખૂબ કમાઇ, કમાવ્યા લાગ્યા રણછોડભાઇ,
બેઠી ઇસ્વી પાંસઠ્ઠાની સાલ, તેવો પાછો બન્યો એક તાલ. ૩
શુભ મિલ આલબર્ટ ત્યાં સ્થાપી, અવલોકો મુંબઇમાં ચાવાપી;
શુભ બંદર મુબઇ શહેર, પ્રસર્યો મીલ ઉદ્યોગ એ પેર. ૪
બન્યો એવામાં એક બનાવ, થયા શોકમાં સહુ ગરકાવ;
સાહેબ ફાર્બસ નિકળ્યો સિધાવી, જેણે ગુજરાત ખૂબ લડાવી. ૫
બલી લક્ષ્મીની થઇ હતી ભરતી, વીર[4] તેની પણ થઇ પાછી વળતી;
સંવત ઓગણિસોને બાવીશ, બનાવ્યા સૌને એણે બાવીશ. ૬
કહેવાયો તે શેરનો રોળ, બેહા કઇક તેમાં ઘરબોળ;
રાવ જેવા રહ્યા જે બહાર, તેનો પ્રભુએ બેડો કર્યો પાર. ૭
લક્ષ દઈ એક ઉદ્યમે લાગ્યા, લાભ પ્રભુએ દીધા સુખ માગ્યા;
શેર હોલ્ડરો[5] સહુ થયા રાજી, એવી લક્ષ્મી ત્યાં આવી નિવાજી. ૮
એક સુતર પ્હેલું કંતાતું, વિવિધ વિદેશોમાં જઇ વેચાતું;
વણાઇ આવતું વતનમાં જ્યારે, ભાડે ભથ્થે મોઘું થતુ ત્યારે. ૯
રૂડા રૂમાલ ચાદરપાટ, કાચું સૂતર, માદરપાટ;
વણાવા લાગ્યાં વસ્ત્ર વિવીધ, પૂરી કંપનિ થઇ તે પ્રસિદ્ધ. ૧૦
ભાવ શેરોના પણ લાગ્યા ચડવા, વ્યાજ આઠ આના લાગ્યાં પડવા;

---

૧. મુંબઈગરા. ૨. મોટાઇ. ૩. એ રપી. વી. કંપની. ૪. વેળ.
૫. ભાગીદારો.

કરતાં કંપનીમાં કંઈ સુધારા, પણ આવે રહેતા વધારા; ૧૧
કરતા ત્રેસઠ જણ જહાં કામ, દસ જન તણી જામી તે ઠામ;
ધણી હાથ હજારનો બક્ષે, ત્યારે કોટી શું ને શું છે લક્ષે. ૧૨

## રાવનો શરૂનો શ્હેર મ્યુનીસીપાલીટીથી સંબંધ–રાવપિતાનો સ્વર્ગ વાસ.

### ચોપાયા વૃત.

ઇસ્વી અઢારમો અડસઠની શુભ આવી જ્યાં સાલ;
નવા મકાન[1] વિશે જ્યાં આવી આ ટ્રેનિંગ નિશાળ. ૧
સોસાઇટિના મેમ્બર[2] ત્યારે, રૂડા બનિયા રાવ;
છેવટ લગિ એવો ને એવો, ભીતર ભાવ્યો ભાવ. ૨
આવી પછિ અગનોતર[3] કેરી, ઇસ્વીસનની સાલ;
થયા શ્હેરમાં રાવ બહાદુર, મેમ્બર મ્યૂનિસિપાલ.[4] ૩
સોસાઇટિના સેક્રેટરિ તે, કર્ટિસ વિલાત ચાલ્યા;
શાણા સાહેબ સ્કોટે[5] આવી, એ ચારજ સંભાળ્યા. ૪
રાવ બહાદુર તણા પિતા તે, પણ વઇકુંઠ પધાર્યા;
સોએ વર્ષે છત્ર ભંગ તે, કેને લાગે સારાં. ૫
તેમાં પ્રેમ પિતાનો આ તો, અવર્ણિય કહું એવો;
દાનવ માનવ દેવ વિશે નહિ, કહું પછિ બીજો કેવો ? ૬
દિવાન વીઠોબા મહારાજા, મોટા વળી શિયાજી;
જોતાં સજલ થયા સુત પાખી,[6] જે દ્રગ[7] જેહ પિતાજી. ૭
પુત્ર રમાડ્યો પૌત્ર રમાડ્યો, પ્રપૌત્ર પણ વળિ પ્રીત્યે;
પતિન વિદાય કરી પરવરિયા, સૌના સ્નેહ સહીને. ૮

---

૧. શેઠ પ્રેમચંદ રાયચંદવાળા મકાનમાં. ૨. ગુ. વ. સોસાઇટી. ૩. સન ૧૮૬૯. ૪. અમદાવાદ મ્યુનિસિપાલીટી. ૫. અમદાવાદના એ વખતના આસી. જડજ હતા. ૬. સિવાય. ૭. આંખ્યો.

કઇ તડકા કઇ છાંયા દીઠા, વય પણુ લીધી ખાસી;
અંત્યે દશરથ પરિક્ષતથી અતિ,[1] આપ્યું સુખ અવિનાશી. ૯
જોગવિ જાણ્યું ભોગવિ જાણ્યું, છવી જાણ્યું જેવું;
અવર કહો કેણે છે માણ્યું, આ અવનીમાં[2] એવું. ૧૦
સાચા અવયવ ને ઈંદ્રી સઉ, સાચી દાનત વાણી;
સાચા દીઠા સાલક તેના, અંત્યે સારંગપાણી.[3] ૧૧
પુણ્ય પૂર્વજો કેરાં જોતાં, પુણ્યશાળિ વળિ પોતે;
એ પામે એવું સુખ ઉત્તમ, કેવિ નવાઇ કહો તે. ૧૨
પુણ્ય દાન કરિ અંત્યે પણુ તે, પરમ ખુશીથી પોઢયા;
જડવા મુસ્કિલ આ જગતે છે, એવા નરના જોટા. ૧૩
મૂકી રિદ્ધી સિદ્ધી બ્હોળી, ને બ્હોળો પરિવાર;
નાત જાતમાં નામ વધારી, ગયા પ્રભુ દરબાર. ૧૪
ડયુક ઑવ એડિન્બરો પધાર્યો, માયાળૂ માતાનો;
જાણે સોક[4] સમાવા માટે, રાવ તણા હઇયાનો. ૧૫

### સાખી.

ઓગણિસોને પચિશની, શુભે વિક્રમની સાલ;
માર્ગશીર્ષ વદિ પંચમી, પોઢયા[5] છોટાલાલ રે. ૧

### શ્હેરનું મીઠા પાણીનું સંકટ.

### ત્રિતાળી ચોપાઇ.

શ્હેર ગુણવંતુ ને ગુલજાર, મોટું ગુજરાત પ્રાંત મોઝાર;

૧. દશરથ, પ્રીક્ષતથી વધારે કહેવાનો મતલબ તેમના કુટંબમાં ઇરિખ્યાના પ્રબળથી પુત્ર વિયોગાદિથી તેઓ દુખી હતા જે બાબતમાં મરહુમ રા. બ. નો પિતા પુર્ણ સુખી હતા. ૨. પૃથ્વી. ૩. ઈશ્વર. ૪. એ શાહજાદાને માન આપવાની ધામધુમમાં પરતાં દિલનું દુખ દરેક હિંદી ભુલી ગયો હતો ને હર્ષ પ્રફુલ્લિત થયો દેખાતો હતો. ૫. સ્વર્ગે થયા.

શીળો સુગંધિ વહે સમીર,[1] નદિ સાભ્રમતિ તણે તીર. ૧
કાંકરીયું સરોવર કહાવે, જેતું માનસરોવર સુહાવે;
કઈક વાવો[2] કુવા વિધવિધના, ભર્યાં ભંડાર જ્યમ નવ નિધના. ૨
કમી દીસે નહિ કોઈ વાતે, ભલું શ્હેર ભાલ્યું ભલીભાતે;
ગાઉ બારમાં ફરતો ઘેરાવ, દીસે જૂદો પરાંનો દેખાવ. ૩
ગ્રહને જેમ ઉપગ્રહે વીંટયો, માણુક વચ્ચે મણી જેમ ચોટયો;
પૂર ઇંદ્રાપુરી તુલ્ય પેખ્યું, દરિયા રિષ સિધના પેઠે દેખ્યું. ૪
કરે વસ્તિ વિવિધ કલ્લોલ, હિચ્ચે હીંચકે ચાવે તબોળ;
મોટો મનહર માણુક ચોક, લાખે લેખાં જોવા મળે લોક. ૫
દર સાંજે જ્યાં ગુજરી ભરાય, વિવિધ મનમાન્યા માલ વેચાય;
પેખ્યું નાકું ત્યાં ચકિ પાણુકોર, ચિત્તનું તે ખરેખાતે ચોર. ૬
ફૂટે પ્રેમના ખાસા ફુવારા, નથી એવા અવર કયાંઇ નિહાલ્યા;
વિચર્યા ત્યાં થઈ ત્રણ દરવાજે, છબી ત્રિભુવનની જેવી છાજે. ૭
અત્તર સુગંધિ રહિ ઉભરાઇ, જુક્તિ નથિ ક્યાંઇ એવી જણાઇ;
ભદ્ર ચોક માતા ભદ્ર કાળી, બેઠા છાબો લઇ ફૂલ માળી. ૮
જાઇ, જૂઇને ચંપા ચંબેલી, માંહિ કેવડો મોગરો મેલી;
ભર્યો છાબો થકી મધ્ય ભાગ, સાંજાસાજ ખિલ્યો જેમ બાગ. ૯
પૂરી સુગંધિ રહિ પસરાઇ, જાણે પેઠા કૈલાશનિ માંહી;
વળી ચઢતે પ્હોરે શુક્ર વારે, ભભકો ગુજરીનો ત્યાં થાય ભારે. ૧૦

**સાખી.**

સેનેટરી કમીશનર, હેતે કરિ હચૂલેટ;
આવ્યા અમદાવાદની, ભલિ વિધ કરવા ભેટ રે. ૧

**ચોપાયા વૃત.**

હેત ધરી હચૂલેટે જોતાં, દેયું તેનું હરખ્યું;

---

૧. વાયૂ ૨. માતૃ ભવાનીની વાવ વગેરે.

સુંદર છબિ અવલોકી પુરની, પેખ્યુ અચરજ સરખુ ૧
મીઠા જળના માછલડા જેમ, મીઠા મેરામણુમા,
જ્યમ તલસે મીઠા જળ માટે, પેખ્યુ એમ પુરજનમા ૨
નીર તણુા ચકલાચકલે નગ, નજર કરી નિહાળ્યા,
લાયક જેવા થભ લોહના, ભલિ વિધ એવા ભાળ્યા ૩
બહુ ફરતી દીઠી બેઠેલી, મહિલા[1] બેડા મેલી,
માણુકથભ ફરતી જ્યમ મહિલા, વીનામા વીંટેલી ૪
માટલિયો વીવાની માટે, કા આવી કામનિયો,
પ્રજાપતી[2] ઘેર ચાક વધાવા પરનરિ કા પદમણિયો ૫
ન મળે પાણી બંધ પડયો નગ, વાટ નિહાળે વામા,[3]
ઉઘડે નગ કયારે જળ આવે, જુવે પરસ્પર સામા ૬
કોઇ કહે હુ તો આવીછુ, બાળક મુકી ગડતું,
વાર થતા અહિ સાસૂ વઢશે, પેખિ મુકરો પડતુ ૭
જુવે કૈક તો થાકી થાકી, નળ બીજા પર જઇને,
તે પણુ બંધ પડયો જો પેખે, વળે નિરાશી થઇને ૮
ઊતાવળી એવામા આવતિ, અપર કોઇ અવલોકે,
જો તારા પ્હેલી આવીછુ, રાડ પાડિ કહિ રોકે ૯
વદ[4] નિહાળી વામા કેરા, નાખે એય[5] નિસાસા,
વારા ગણી ગણી વીમાસે, પણુ પાણીના સાસા ૧૦
ઉચ્ચી કોમો બ્રાહ્મણુ આદી, નીર ન પીતી નળનુ,
તોપણુ દીઠી એવી તગી, ને જોયુ દુખ જળનું. ૧૧
પાચ્ચ કુવાના પાણી ભરતા, માથા જાતા તૂટી,
છતની છોળો સાભર માતા, વિના મોણુ દે છૂટી ૧૨
એક ઉઠે ને બેસે બીજી, ઘડિ ઘડિ નળ સભાળે,

---

૧ સ્રી ૨ કુંભાર ૩ સ્રી ૪ ટોળા ૫ એ—પણ

પુરજનને દુખ એ પાણીનું, કયમ વિસરે કોઇ કાળે. ૧૩
ટાંકાં જેને ઘેર હતાં તે, ભાગ્યશાળિ કહેવાતા;
પોળ બધી એની ઓશિયાળી, ગરજૂ એના થાતા. ૧૪
તે પણ કોય સમય પર આપે, રહાય થવા સંકટમાં;
તો તેની બલિહારિ ગણાતી, ને મોટો તે તકમાં. ૧૫

## સાખી.

ચતુરાં ચિંતાગ્રસ્ત સૌ, વિલોકિ થાકે વાટ;
ઉઘડે નળ અબળા પડે, પરસ્પર પર જળ માટ રે. ૧

## ચોપાઈ ત્રિતાળી.

પછી વારાનું કોણ ત્યાં પુછે, લખત ક્યારે ત્યાં કેણે લખ્યુંછે;
કહો વારા તે કહિયે ત્યાં કેના, થાય કટકા ત્યાં જે પડે તેના. ૧
વારો જુવતી જે ત્યાં જોરાવરનો, લઇ પાણી ને પથ લે ઘરનો;
રહે અળગી ઉભી હોય રાંક, એવું પાણીનું દુખ આડે આંક. ૨
એક છોકરિ ત્યાં દીઠી એમાં, જોતાં સમજણ નહિ પુરિ જેમાં;
બીક હલકી પડી જ્યારે ભાળી, ચોંપ કરિને તે નળ પાસે ચાલી. ૩
ઉપાડી બેડું માંડિયું એણે, જુવતી એક પાસે ઉભી જેણે;
પ્રતિગ્રહ[1] કરિ બ્હાર પછાડ્યું, મલકાતે પોતાનું લઇ માંડ્યું. ૪
ભલું બેડું પેલું નાખ્યું ભાગી, રાંક છોકરી રડવાને લાગી;
ઇંઢોણી છે ગ્રહી એક હાથે, મુકયો હાથ બીજો આંખ માથે. ૫
ચક્ષુએ વહે આંસુ ચોધારાં, પુછે કરૂણાળુ લોક બિચારા:
જતા આવતા ઊભા જોવાને, લાગ્યા આંસૂ છોકરિનાં લુવાને. ૬
કહે છોકરિ છે કેણે મારી, ત્યારે છોકરિ મુખથી ઉચારી;
મારૂં બેડું-આ બાઇડી-આવી, ડુસકાં ભરતાં પેલીને બતાવી. ૭

૧. સામું પકડવું.

એણે આંચકિને ફેંકી દીધું, ભાગી ભૂક્કો જુઓ કરી દીધું;
પડયા કટકા તે તેના દેખાડયા, લોક કરવર કરવાને માંડયા. ૮
પેલી ઝટઝટ જળ ભરી ચાલી, ભલા લોક રહ્યા સામું ભાળી;
જળ એહું ઢોડી ભર્યું જેણે, અલ્પે કોણુ શકે કહિ એને. ૯
રહે છોકરી રાખી ન છાની, પૂરાં નેત્ર થકી વહે પાણી;
પુછે જન કહે હું કોણુ જાત, તારો કોણુ છે માત ને તાત. ૧૦
કહે છોકરિ નથિ માત તાત, સોનીકંસારાની હું છું નાત;
થયું નુકશાન આ કોણુ સાંખે, મારી કાકી તો મારીજ નાખે. ૧૧
કાલ આના બે આપીને લીધું, આજ ભાગી ભુક્કો કરી દીધું;
મારે ઘેર તે શી રીતે જાવું, ઉચરી બાળા તે મુખ થકી આવું. ૧૨

**સાખી.**

સુણતાં એવું સર્વને, ઉપજી દયા અપાર;
આના બે કરિ આપિયા, જે ઊભા એ ઠાર રે. ૧

**ચોપાયા વૃત.**

બાળકિ તો એ બે આના લઇ, વિચરી પોતે ઘેર;
પુરમાં જુઓ વળી જે પેખી, એવિજ બીજી પેર. ૧
પાણી ભરિ વહુ ઘેર પધાર્યાં, સામાં બેઠાં સાસ;
મુખ તેનું રાવણથી મોટું, ભાળી વહુને ભાસ્યું. ૨
અર્ભક[1] કરથી અળગું મુક્યું, ડોળા તાણે રોશી;
ભમર ચડાવી મુખથી ભાખ્યું, શું જાણે પાડોશી. ૩
પ્હોર ચઢે દિન પોઢી ઊઠયાં, કરતાં રામાંટામાં;
દાતણ બપોર સુધી ડોળ્યાં, લેતાં ગયાં વિસામા. ૪
સખિયો સંઘાથે સંચરિયાં, પ્હોળાં થઇ પછિ પાણી;
સાંજે પાછાં ઘેર સિધાવ્યાં, શેઠ તણી શેઠાણી. ૫

૧. બાળક.

બેસે લઇ કોણ બાળક તારૂં, દેખછ શું કંઈ દાશી;
ક્યાં જઇયે કેને ધવરાવા, મારે પીડા આ'શી.
અર્ભક તારૂં મરે આરડી, જે છે તારા જેવું;
કેનાથી રહિ વાતો કરવા, કોણ ગજ્યું ત્યાં એવું. ૭
વરને તો છે વશ કરિ લીધો, ઉપડે જીભ ન-એની;
સાસૂ છો શંખણિ રહિ બસતી, પછી રહિ પીડા શેની. ૮
પોતાનો તો વાંક ન સૂજે, સઉમાં ભુંડી સાસૂ;
એમ કહીને લડવા ઊઠયાં, આણ્યાં આંખે આસૂ. ૯
બળતે પેટથી વહુ બોલી, હતિ એકલિ ગઈ હું તો;
હોશથી બેશી રહિ ન હતી, માને કોણ કહું તો. ૧૦
બંધ હતો નળ બહુ હતિ બેઠી, જણી પાંચસો બીજી;
કેને કેણે કશું કહ્યું નહિ, તમે કરી આ ત્રીજી[1]. ૧૧
અર્ભક[2] મારૂં મુઉં આરડી, બળતી આવિ બપોરે;
હજિ ભૂખ્યાં ભણભણતાં સરવે, પેસિશ હવે રસોડે. ૧૨

### સાખી.

સાંજે ખાવા પામશું, જો દેશ જગવંઘ;
જઇ નળ વાળાને કહો, ખાલી મૂકો ધંધ રે. ૧

### રાગ ધનાશ્રીની[3] દેશી.

લજ્જા કૂપમાં ભૂપતિ પડિયો, ઉંચું ન શકે ભાળીજી" એ રાગ.
એતો વાત અહીં રહિ ને હવે, વર્ણવું બીજી વાતજી;
એવામાં એક બ્રાહ્મણ અભ્યાગત, કરતો દીઠો વલોપાતજી. ૧
પાણી પાણી મુખે પુકારે, કંઠ તો જાય સુકાયાજી;
કેમાં ખાતો ઘર ઘર થાક્યો, પાણી ન કેણે પાયાંજી. ૨

૧. તીસરી ૨. બાળક. ૩. કોઇ એને ધવળ ધનાશ્રી પણ કેહેછે.

ઉંચી જાતી બ્રાહ્મણુ પોતે, પાણી ખપે બ્રાહ્મણનુંજી;
નળનું એને કામ ન આવે, એમજ અવર વરણુનુંજી. ૩
તાપ તપે ને ધોમ ધખે વળિ, લ્હા જેવી લૂ વાયજી;
ગ્રિષ્મ ઋતુ વૈશાખની એતો, વિષમ કાળ ગણાયજી. ૪
પ્હેરવા પગમાં ન મળે પગરખું, જોઇકા કરમાં જોતાંજી;
દોરી કળશિયો ખડિયો છે ખંભે, હીંડે ખાતો ગોથાંજી. ૫
બ્રાહ્મણુ સાઠ વરસનો બુઢ્ઢો, કહું સ્થિતિ તે ફેરીજી;
બ્રાહ્મણનાં ઘર પૂછતો બાપડો, શોધતો શેરિયાશેરીજી. ૬
એક શેરીમાં એ જ્યાં આવ્યો, બ્રાહ્મણનું ઘર જાણીજી;
પાણી થોડું બાઇયો પાશો, વદ્યો મુખે એમ વાણીજી. ૭
કેવા બ્રાહ્મણ ને ઘર કેનું, પૂછવા બેઠો પ્રીતેજી;
કોણુ જુવે સામુ કોણુ આપે, જવાબ રૂડી રીતેજી. ૮
ગયો બીજું ઘર ગોતતો પાછો, બેઠી જ્યાં એક બાઇજી;
પૂછી નાતને જાતનું પૂછી, અધિક કીધી નમ્રતાઇજી. ૯
એ બાઇ પણુ હતિ વર્ષ એંશીની એને દયા કાંક આવીજી;
પાણી કળશિયો પાઓ ડોસાને, વહુને કહ્યું બોલાવીજી. ૧૦
એકજ વહુને દીકરો એકજ, મોઢે ચડાવેલ એવાંજી;
એકજ હાટ ને એકજ વાણિયો, ગામ આખામાં જેવાંજી. ૧૧
વહુ કહે તમે વૃદ્ધ થયાં તે, અલ્પ શકો નહિ ઊઠીજી;
પાંચ કુવાનાં ભરતાં પાણી, તુંબલાં જાયછે ત્રુટીજી. ૧૨
આજ તો છે ઉન્હાળો આવ્યો, આવશે એવાં અનેકજી;
હજાર બેઠાં હુકમ કરો પણ, હું ભરનારી એકજી. ૧૩
સામું ઘર પણ બ્રાહ્મણનું છે, ત્યાં મોકલો છે ટાંકુંજી;
એમ કહી ઓરડામાં ગઇ વહુ, રંચ ન બાકી રાખ્યુંજી. ૧૪
સામા ઘરની એ તે સાંભળ્યું, હૈયું તેનું હરખાયુંજી;
ત્યાંથી ઉઠતાં ડોસાને તેણે, પાણી બોલાવી પાયુંજી. ૧૫

## સાખી.

પડે પાણિના પીપિયા, એમ અનેક પ્રકાર,
વિગતે વર્ણવતાં વધે, ગ્રંથ તણો વિસ્તાર રે. ૧

## ચોપાયા વૃત.

નદી વિના કોઈ નવાણુ બીજું ન મળે ન્હાવા ધોવા,
વડિ ત્યાં ખડકાની વઢવાડો, જનો મળે કઇ જોવા. ૧
આગ થાય તો બંબો આવે, પાણી ક્યાંથી લાવે;
પડોશિયોના ઘરમાં પેશી, હુકમી ઉપાડિ આવે. ૨
છંટકાવની જાય ગાડિયો, નળ જ્યાં નજીક જાણે;
ખોળે ખારા કુવા નજિકના, ને ટાંકાં તે ટાણે. ૩
ભર્યાં નીર ટાંકાં પણ ત્યારે, માલિક ખાલી ભાખે,
ભર્યાં નીર બેડાં પણ ત્યારે, કઇ સતાડી રાખે. ૪
જબરજસ્તિથી તે લેવાં તે, લેતાં લાગે વાર,
બળી બુંદ એમ કરતાં બેસે, ઠઇ ઘર કઇ બજાર.[1] ૫
વડા મૂર્ખ જે વીતી વિસરે, કે વીત્યાથી જાણે;
ડાહ્યા તો પરનુ દેખીને, અનુભવમાં તે આણે. ૬
વાંચી સાંભળિ વજન કરી લે, દિલે વિચારી ડાહ્યા;
પાયાનાં ન મળે ઠેકાણાં, ત્યા નકશા ચિતરાયા. ૭
રાવ બહાદુર તો નિત જોતા, જે પીડા પુરજનની,
તે નજરે હયુલેટે નિરખી, પુરમાં જળ પ્રાશનની. ૮
પૃથ્થકરણ કરિ પુરે પાડ્યું, પાણી સ્વચ્છ[2] પુરજનમાં.

---

૧. રતનપોળ આખી એવીજ ગરબડમાં પાણીની તંગીને લીધેજ બળી ગઇ હતી ને આજ પણ આગળ ત્યાં જેવી હવેલીયો હતી તેવી માલીકોથી થઇ શકી નથી કેમકે દીવસાદીવસ લક્ષ્મીની બાબતમાં ઉદ્યમ ન હોવાને લીધે આપણો દેશ વધારે ઘાસતીમાં આવતો જાયછે ૨. સ્વચ્છ

વોટર વર્કસ હુલેટે ધાર્યું, નવું સ્થાપવા મનમાં. ૯
હૃદય વાત એ રૂચી રાવને, શકે કરી પણ શુંય;
બને કામ સઉ બનવા કાળે, જે હોય બનવાનુંય. ૧૦
પણ પ્રકરણ એ થયું ચાલતું, શ્હેર સુધારા ખાતે;
વિગતે તે આગળ હું વર્ણિશ, ગ્રથે આગળ જાતે. ૧૧
પિતા શોચમાં રાવ પડ્યા તે, શોચ કહીએ કેવો;
જેવો પ્યાર પિતાનો જોયો, અવર્ણિય કહું એવો. ૧૨

. ॥ दुहा. ॥

राव पिताको प्यार अरु । शोच रावका सोई ॥
किनको होगा पितु स्मरन । किनको स्नेह रु दोइ ॥१॥

રાવશોચ-પિતૃક્રિયા-અનાશ્રમની સ્થાપના.

ચોપાઇ ત્રિતાલી.

વડ પ્રમાણે જાણિયે ટેટા, બાપ પ્રમાણે જાણિયે બેટા;
જેવા બક્ષીજી તે હતા જાતે, એવા રાવ બ્હાદુર બધિ વાતે. ૧
ક્રિયા શાસ્ત્ર વિધે સહુ કીધી, કિર્ત્તિ નાત ને જાતમાં લીધી,
પણ મનમાહિ એમ વિચારે, આતો કીધું પોતાના વ્હેવારે. ૨
જમવાં કે જમાડવાં જે છે, ઢાળનાં સહુ ઢોકળાં તે છે;
જેવી ગાળ દેવી તેવી ખાવી, ખાવી લાત તે જેની લગાવી. ૩
લખી હુંડી ચાંપણુ ગણિ લેવી, એતો પાછી વ્હેવારે છે દેવી;
કોણે એમાં વધારે શું કીધું, મુદતબધી એ વ્યાજુકું દીધું. ૪
તેમાં કેને સમે ન્હોય ખાવા, સામા લાચાર તેને બનાવા;
ફરજિયાત તેને પડે દેવું, કરવું ઘર તેનાં વેચાવા જેવું. ૫
મૂળ માંડવાં અન્યા[૧]નાં ધરથી,[૨] પૈસા ખરચી પોતાની પદરથી,

૧. અન્યાય ૨ પ્રથમથી-પાયામાંથી

એવો ધંધો–તેપણ ઠિક–કરવો, દેશ કાળ સમય અનુસરવો. ૬
વચન ડાહ્યાનાં તે માન્ય કીધાં, સૌને શક્તિ મુજબ માન દીધાં;
કર કામ હવે બીજું ધરવું, પ્રેમ પિતાનો એવુંજ કરવું. ૭
એ તો પ્રેમ તે પ્રેમજ પ્રેમ, અંત્ય લગિ એ વિસરશેજ કેમ;
પિતા તે હતા એ તો પિતાજ, અવનીમાં એવા ક્યાંક આજ. ૮
માટે એવું તે એવુંજ કરવું, નામ વિણુ તેનું કામ આદરવું;
એવું નામ તો ઇશ્વર કરશે, એનાં પુણ્યથી પૂર્વજો તરશે. ૯
તેનાં પુણ્યથી કીર્ત્તિ કમાશું, તેનાં પુણ્યથી લાભ જમાશું,[1]
સતી માતા છે આપણિ સાહ્ય, તેવો સાહ્ય છે ત્રિભુવનરાય. ૧૦

## સાખી.

હૃદય વિચારે એ રિતે, રૂડા રણછોડલાલ;
શુભ ઇસ્વી શીતેરની, એવે આવી સાલ રે. ૧

## રાગ ધનાશ્રીની દેશી.

( આગળ પ્રમાણે. )

રાવના મિત્ર તે રાવજ જેવા, સાવજ જેવા શૂરાજી;
નીતિ દયા ધર્મના પ્રતિપાળક, પરમારથના પૂરાજી. ૧
કેમ નકાર કરે કદિ જીભથિ, સર્વને જશ શિર સારેજી;
મર્દ મરેછે નામને માટે, નામર્દ જરને માટેજી. ૨
ઇસ્વી અઢારસો પચાશ કેરી, શુભ જે ગઇ તે સાલજી;
સ્થાપી રાવ મગનભાઈ શેઠે, કોડથી કન્યાશાળજી ૩
મિત્ર તે રાવ બહાદુરના અને, રાવનિ તેમાં સલાહજી;
ઊપડતાં એ કામ ઉપાડ્યું, વિશ્વે થઇ વાહવાહજી. ૪
અવલ[2] કરી જ્યારે કંપનિ ઊભી, ખુલ્લું કર્યું કારખાનુંજી;

૧ જમાશું એટલે જમાવશું. ૨. સન ૧૮૬૧ માં.

શતાંશ કે એવો ધર્માદો સ્થાપ્યો, મિત્રોનું મન જેમ માન્યુંજી. ૫
કાંક રકમ દલાલી પર નાખી, કારજ ધર્માર્થે કરવાજી;
નીયમબંધાં લઇ એ નાણાં, જુદાં જમે કરી ધરવાજી. ૬
વીત્યાં વરસ દશ વાતનિ વાતમાં, ભલી રકમ થઇ ભેળીજી;
પરમારથની પાંતી થકી થઇ, કમાઇ પણ અલબેલીજી. ૭
રાવના મિત્ર તે રાવ ભોળાનાથ, સુત જતાં સુત નામેજી;
આજ[1] વરસ લાઇબ્રેરી[2] ઉઘાડી, સાર્વજનિકને કામેજી. ૮
આ તેમ રાવનિ આગેવાનીથી, સૌએ ધાર્યું એવુંજી;
કામ કોઇ મ્હાભારત કરવું, જગતને જોવા જેવુંજી. ૯
જાય કદાપી જડ નહિ જેની, સજ્જડ કંપનિ સાથેજી;
કારખાનાને લગતું તે કરવું, હેતે કરી નિજ હાથેજી. ૧૦
આંધળાં પાંગળાં નિર્ધન નબળાં, અશક્ત નિરાધારજી;
અન્ન વસ્ત્રાદિનિ રહે નહિં ઉન્હપ, એવાંનો થાય આધારજી. ૧૧
એમ વિચારી કામ ઉપાડ્યું, નામ અનાશ્રમ એનુંજી;
તારિખ બારમિ અકટોબરે કીધું, ખાત સભા ભરિ તેનુંજી. ૧૨

### દોહરો.[3]

" જગત વિશે જન જાતિનો, જાણી ધર્મ જરૂર;
દુખ છેદો દુનિઆં તણાં, ઉદારતા ધરિ ઊર. ૧

### ઉપજાતિ વૃત્ત.

ઉદારતા અંતર માંહિ આણો, દુખી જનોનાં સહુ દુઃખ જાણો;
અરે દયાળુ દિલમાં થઇને, દ્યો આશરો લોક નિરાશ્રયીને. ૧

---

૧. સન ૧૮૭૦ માં ૨. આપારાવ લાઇબ્રેરી અમદાવાદમાં રાયપુરમાં સ્થાપી. ૩. એ સભામાં મારા મરહુમ પિતાશ્રીએ કહેલી કવિતા તે આ ઠેકાણે દાખલ કરી છે.

પીડા ઘણી પામર લોક પામે, ઠરે કહો તે જઇ કોણ ઠામે;
રડે બિચારા દુખમાં રહીને, ઘો આશરો લોક નિરાશ્રયીને. ૨
સૌ માણસો એક કુટંબિ છૈએ, તે વાતનું તત્વ તજી ન દૈએ;
લખાણ આ લક્ષ વિષે લઇને, ઘો આશરો લોક નિરાશ્રયીને. ૩
અરે વિચારી ઉર માંહિ આવું, પડે કદી પેટ ભરા ન થાવું;
જનો તણાં દુઃખ જુઓ જઇને, ઘો આશરો લોક નિરાશ્રયીને. ૪
સુખેથિ સંપાદન જે કરોરે, વિચારિ તેમાં થકિ વાવરોરે;
શતાંશનું દાન સદા દઇને, ઘો આશરો લોક નિરાશ્રયીને. ૫

## શાર્દૂલ વિક્રીડિત છંદ.

બાળી એક ભિખારિણી ભટકતી, આંખે અપંગાં અરે;
પાસે બાળક છેક બે વરસનું, કલ્પાંત ભૂખ્યું કરે;
દેખી દીલ દયાળુનાં દહનતા, પામે બહુ પેરથી;
આપે શેર અનાજ એક દિન તો, શું થાય તે શેરથી. ૧

## દોહરા.

એવાં દૂખિયાં અતિ ઘણાં, રખડે થઇ હેરાન;
જમવા તેને જોઇયે, સ્થિર રહેવા સંસ્થાન. ૧
સ્થાન નિરાશ્રિત કારણે, આજ થયું આ કામ;
જે સજનો એ નિર્મિયું, ધન્ય તેનાં ધન ધામ. ૨

## શાર્દૂલ વિક્રીડિત છંદ.

છોટાલાલ તણા તનૂજ સુગુણી, શ્રીમંત સાહોદરા;
આગેવાન થઇ નિરાશ્રિત તણી, સારી કરી શર્મરા;
પીડાતા જન આપ પાપ ઋણથી, ટાળીજ તેની વ્યથા;
છાજેછે રણછોડ નામ શુભ તે, સાર્થી કર્યું સર્વથા. ૧

### દોહરા.

બારેડેલ[1] બિરાજિયા, સભાપતી સરદાર;
જરૂર જાણો જેહના, ઉમદા અધિક વિચાર. ૧
મુજ કવિતા સંગ્રહ વિષે, મળશે ઠામો ઠામ;
બારેડેલનિ વારનાં, ઉમદાં આવાં કામ. ૨
આ કારજનો અતિ ભલો, પ્રભૂ કરે પરિણામ;
આશિષ આપે એટલી, દિલથી દલપતરામ." ૩

### રાવ ભગિની સ્વર્ગ ગમન-રાવ પૌત્રોપવિત.

### ચોપાયા વૃત.

એજ વરસ જમનાંબાઇ બેને, કર્યો સ્વર્ગમાં વાસ;
સવત ઓગણિસો છવિશના, વદિ દ્વાદશિ નભ[2] માસ. ૧
બાળપણામાં વૈધવ્ય પામ્યાં, બાંધવ માટે રડતાં;
તેણે પ્રપૌત્ર બાંધવ કેરા, દીકા ફુઈ ફુઈ કરતાં. ૨
કયાં કાશી કયાં ગોરિ અને, ક્યાં ધારું વન ગિરનારી;
મહા વિકટ વનની કયાં વાટો, કયાં નિશિ ઘોર અંધારી. ૩
ભૂખ્યાં તરસ્યાં વનમાં ભમતાં, ક્યાં આશ્રમ જઇ ચડિયાં;
ભાઇ માટ કરિ જે ભગિનીને, ડળ ડળ આંસુ પડિયાં. ૪
પુત્રી પરની પ્રીતિ તેવી, પૂરણ માત પિતાની;
એકે પણ નવ રહી અબળખા,[3] અલ્પ અપૂર્ણ હૈયાની. ૫
ભાઈ મળ્યા ભોજાઇ મળ્યાં, પેખ્યા તેના પરિવાર;
ભરિ પુરિ મુકી ભાવ સહુનો, ગયાં સ્વર્ગ મોઝાર. ૬
માજીસ્ટ્રેટ કહું માંડવિના,[4] શાણા શંકરલાલ;
તે જેના પતિ તણા પુત્રના, લાયક કહિયે લાલ.[5] ૭

---

૧. એ. એ. બારેડેલ અમદાવાદના એ વખતના કલેકટર. ૨. ભાદ્રવો.
૩. હોશ ૪. કચ્છ ૫. હાલ પેનશન લઇ ઘેર ગયા

જેવા ઘરનાં પુત્રી સામો, સંબંધ તેવા ઘરથી,
ભાગ્યશાળિ જ્યમ બેન સુભદ્રા ધારી લ્યો એમ ધરથી. ૮
રહ્યું હવે તો રાવકુટંબજ, સુખ પરિવારનિ સાથે;
સંપ, સુબુદ્ધિ, સુજશ, સુલક્ષ્મીની વૃદ્ધી સંઘાથે. ૯
સદાચારિ ને શિળ સંતોષી, લોભી પર આશીષે;
જગત વિશે કુટુંબો એવાં, કર્યાં ભલે જગદીશે. ૧૦
એજ કહું કારીગરિ એની, ને શોભા સહીની;
બાકી તો જીવ કઇક પડ્યા છે, નથી વાત ગણુતીની. ૧૧
જીવન તે સાર્થક કરિ જાણ્યાં, તુચ્છ સ્વર્ગ મન તેને;
રાખો પ્રભુ આબાદ અચળ કરિ, એ દઉં આશિશ એને. ૧૨

## ત્રિતાળી ચોપાઇ.

આવી સાલ પાછી એમ કરતાં, ઇસ્વિ એકોતેરનિ સૌ ઉચરતા;
ભગિનિ તરફનો પણ જેહ ભાવ, દીઠો પ્રતિ દિન તેનો ધ્હાવ. ૧
ભૂલે લેશ ન રણછોડભાઇ, કે કો કુટંબ કળનની માંઇ;
સહકુટંબ કાશી સિધાવ્યા, કોડે કાશીજી કરિ ઘેર આવ્યા. ૨
સાલ ઇસ્વી બોતેરની આવી, ભલી પ્રભુએ તે મુંકી બજાવી;
માઘ શુદી દશમ ખૂબ માપી, ચિનુભાઇને ઉપવિત[1] આપી. ૩
પિતા બક્ષીજીએ જેમ પ્રીત્યે, દીધું પૌત્રને હતું રૂડિ રીતે;
એમ રાવે આ પૌત્રનું કીધું, ખૂબ ખાંતથી ઉપવીત દીધું. ૪
લીધો લાભમાએ જેવો લ્હાવો, એવો માતા જેઠીબાને આવ્યો;
મોટાં કુળવધુ મેં પાસે ફરતાં, કોણ ભાગ્યશાળી કહું—એ કરતાં. ૫
ખરા મિત્ર જે રાવના ખાસ, બહેચરભાઈ અંબાવિદાસ;
થયા રાવ બ્હાદુર રૂડી રીતે, તારિખ છવિસમી એપ્રીલની તે. ૬

૧. ઉપવિત નાન્યતર છે પણ કેટલાક નારી જાતિમાં પણ તેને બોલેછ.

રાત્ર પર જેવો પ્યાર પિતાનો, પ્રીન્સ[1] પર એવો મ્હારાણિમાનો;
કેવળ આજારી તે થયો કાય, મહા શોચે વિકટોરિયા માય. ૭
દ્રષ્ટિ ડાકટરો થાક્યા દોડાવી, સર્વે બેઠા તે શીશ ધુણાવી;
માતાએ પછિ મનમાં વિચાર્યું, હવે કરવું રહ્યું મારૂં ધાર્યું. ૮
રાજ્યભક્ત પ્રજા સહુ મારી, નથી એવી બીજી કો થનારી;
મારા દુખથી તે દિલગિર થાશે, કરશે પ્રાર્થના તે પ્રભુ પાસે. ૯
એની થઇશ હું પૂરી આભારી, સર્વેશ્વર પણ લેશે સ્વિકારી;
જાહેર નામે કીધું જગ ખ્યાત, વાહ ! વાહ ! વિકટોરિયા માત. ૧૦
ઉલટવંત પ્રજાએ તે કીધુ, લક્ષમાં પતિ ત્રિલોકને લીધું;
શાણો પ્રિન્સ જે વેલ્સનો સુબો, આળસ મરડી અને થયો ઊભો. ૧૧
લોક આશીષે શુ નહિ થાય, જેના શાપે સમુદ્ર સુકાય;
ભલી આશિશ ફલિભૂત ભાળી, દુનિયામાં તે પ્રગટી દિવાળી. ૧૨

## સાખી.

પ્રિન્સ ઉઠી બેઠો થયો, મેયર[2] ગયો મહાન;
એણે જાણે આપિયું, નિજ આયુષ્ય દાન રે. ૧

## શ્હેર સુધારો-પ્રિન્સ ઑફ્ વેલ્સનો હિંદપ્રવાસ-રાવપત્નિ માતુશ્રી જેઠીબાનો સ્વર્ગવાસ-ચીનુભાઇનાં લગ્ન.

### રાગ ધન્યાશ્રીની દેશી.

( આગળ પ્રમાણે. )

સેક્રટરી થયા સોસાઇટીના, રાવ સુગોપાળરાવજી;
દીપક જે દેશમુખના કુળના, ભલો ધરી ઉર ભાવજી. ૧

---

૧. એ હાલનો આપણો મહારાજા સેનશાહ એડવર્ડ છે તે ૨. લોર્ડ મેયર વાઇસરોયને સિલોનમાં શેરઅલ્લી નામના કેદીએ તા ૮ મી ફેબ્રુઆરીએ જખમી કરી માર્યો

મ્હાલક્ષ્મિ શીમેન ટ્રેનીંગ મેનેજ, ચવોતેરમા સ્થાપીજી
રાવબહાદુર બહેચરદાસે, અધિક ઉત્તેજન આપીજી ૨
શ્રાવણ શુદિ દશમ શનિ વાસર, તારિખ બાવિ[1] અગષ્ટજી,
પુત્રિ મ્હાલક્ષ્મિનુ લીનાવતિ પેઠે, મોહાવિયુ નામ સ્પષ્ટજી ૩
રાસના મિત્ર તે નત્ર ભોળાનાથ, સારાભાઈના સુતજી,
બન્યા પચોતરે રાવ બહાદુર, પ્રગટિયા કુળમા સપુતજી ૪
પાટવિ પ્રિન્સ ઑફ વેલ્સ[2] પધાર્યા, હેતે જોવાને હિંદજી,
નેત્ર ઠર્યાં હિંદવાસિના નિરખી, જેમ રવિ અરવિંદ[3]જી ૫
ઇસવી અઢારસો છોતેર સવત, ઓગણિસોને બત્રીશજી,
લાયક દિન ચીનુભાઇના લગ્નનો, મ્હા વદ આઠમ કહીશજી ૬
રાવબહાદુર ખુશાલરાયજી, બાધવ તેના સૂર્યરામજી,
દેવલક્ષ્મી શુભ તેના દુહીતા, રૂપ-ગુણ કેરૂં ધામજી ૭
જેમ રતી રતિ નાથની જોડી, એમ બની જોડ એવીજી,
પિતા માધુભાઇ માતુ રેવાબા, દેવ સાથે જેમ દેવીજી ૮
પ્રપિતા રાવ ને પ્રમાતા જેઠીબા, આનંદસાગર ઉલટયોજી
પિતા બક્ષીજી ને લાલબા પેઠે, પૂર્ણ પુણ્યોદય પ્રગટયોજી ૯
કંપનિનું પણ કામ વધ્યુ ને, છપ્પો ચોપન કર્યા[4] શેરજી,
મણુ આપે કહો એમ કમાની, મેનેજર એ પેરજી ૧૦
આઠ આના વ્યાજ આપતા પણ, થઇ બમણી પુંજી કંપનીનીજી,
એમ આદ્ય મો છોતેરની આવી, ઉત્તમ સાલ ઇસ્વીનીજી ૧૧
ડીવીડંટ શરૂ કર્યાં દેવા, ને થઇ કંપનિ ન્યાલજી,
શેરના હોલ્ડરો ન્યાલ થયા સહુ, ને રાવ રણછોડલાલજી ૧૨

૧ બાવીસમી ૨ હાલનો આપણો માયાળુ સેનશાહ નામદાર એડવર્ડ ધી સેવન્થ ૩ કમળ ૪ ઇ સ ૧૮૭૫ મા કંપનીના વહીવટમાંથી દરેક શેરહોલ્ડરને વગર પૈસા લીધે ૧૦૦૦ હજાર રૂપીયાનો એક શેર બીજો આપ્યો એટલે કંપનીના કુલ ૬૫૪ શેર થયા

હામ ઠામ ને દામ જે કહિયે, ત્રણે મળ્યાં આવી ત્યાંયજી;
ન્યુનતા તો કોઇ વાતે રહી નહિં, કંચન સરખી કાયજી. ૧૩
ઇજત આબરૂ પ્રતિ દિન અદકી, વૈભવની શી વાતજી;
આનંદભુવન ક્યાંથી રાવ સદન તુલ્ય, આનંદ એવો દિન રાતજી. ૧૪
દેવ બિચારા દેખે દિવાળી, વર્ષે વિશે એક વારજી;
દિન પ્રતિ દીઠી સઉને દિવાળી, રાવ તણે દરબારજી. ૧૫

### સોરઠો.

ઉરે ધરી અનુરાગ, એ કથિયો ઉત્તરાર્ધનો;
ભાખ્યો પ્હેલો ભાગ, રૂડો રાવ ચરિત્રનો. ૧

---

## ભાગ ૨ જો.

### ઝુલણા છંદ.

"તંતુ કાચા તણો તાણો સંસાર છે, સાંધિયે સાત ત્યાં તેર તૂટે;
શરિર આરોગ્ય તો યોગ્ય સ્ત્રી હોય નહિ, યોગ્ય સ્ત્રી હોય ખોરાક ખૂટે;
હોય ખોરાક તો ન્હોય સંતાન ઉર, હોય સંતાન રિપુ સાજ લૂટે;
કોય જો શત્રુ નહિ હોય દલપત કહે, સમિપ સંબંધિનું શરિર છૂટે." ૧

### ચોપાયા વૃત્ત.

એમ પુત્ર પૌત્રાદિક પામ્યા, રૂડી રીતે રાવ;
જર જશનો પણ ખાસો જગમાં, જનમી કર્યો જમાવ. ૧
ત્રેપન વર્ષે થયાં રાવને, ચોત્રિશ બાપૂભાઇ;
ચિનૂભાઇ પણ બાર વર્ષના, સઉને તે સુખદાઇ. ૨
થઇ ત્રણુસો શાળો વળિ દાખલ, કામ વધ્યું કંપનિનું;
રાવ તણી દ્રષ્ટી રહિ ઝીણી, કામ રહ્યું વળિ ઝીણું. ૩
માનૂબી જેઠીબા તે પણ, થયાં વર્ષ ચોપનનાં;

સાસુની સાસુ બનિ એહાં, જેવાં સાસુ નિજનાં. ૪
જામ્યો રંગ બરાબર જોતાં, આની શોળેશોળો[1];
વીશ આનિ તો હવે જામવો, છતની ઉડવી છોળો. ૫
વિઘ્ન વિવામાં, ભંગ રગમાં, સોક હર્ષમાં હોય;
જશમાં અપજશ, જરમાં અહંપદ, સાથે લાગ્યાં સોય. ૬
સંવત ઓગણિસો બત્રિશના, શુદિ દશમી નભ[2] માસ;
માતુશ્રી જેઠીબાએ ત્યાં, કર્યો સ્વર્ગમાં વાસ. ૭
અર્ધાંગે સોહે ઉમિયાજી, જોતાં શિવને જેવાં;
આ પણ રાવ તણે અર્ધાંગે, હતાં શોભતાં એવાં. ૮
ગુણી પિતાનાં ગુણી પુત્રિ ને, રૂડા મળ્યા ગુણિ રાવ;
છેવટ લગિ એવો ને એવો, બીતર ભાળ્યો ભાવ. ૯
બાપુભાઇ ન માને ભૂલે, પ્રપૌત્ર પળ ન વિસારે;
રાવનિ તો સંસાર ઉપરથી, પ્રીતિજ ઉતરી ત્યારે. ૧૦
સાધારણ લેખન વાંચન તો, હતાં જાણતાં પોતે;
નીતિમાન ને નિર્મળ મનનાં, જડે ન એવાં જોતે[3]. ૧૧
પુણ્ય પૂર્વનાં જબરાં જેનાં, એ પુણ્યે અહિં આવ્યાં;
પતી પુત્ર પૌત્રાદી મૂકી, સ્નેહ ભર્યાં સીધાવ્યાં. ૧૨

## રાવશોચ, હિંમત, વિચાર, રણછોડલાલ ડીસ્પેન્સરી અને નવી સ્વતંત્ર મીલની સ્થાપના.

### ત્રિતાળી ચોપાઇ-રામેશ્વરની યાત્રા.

એથી ઉર રહે રાવ ઉદાસ, સંસારથિ મન પામ્યું સન્યાસ;
વૃત્તિ ત્યાંથી રાવે લીધી વાળી, ગતિ ભૂત ભવિષ્યની ભાળી. ૧
જાણ્યું વર્ષ વીતી ગયાં જેમ, અલ્પ જવાં એથી રહ્યાં એમ;

૧. શોળ. ૨. ભાદ્રવો. ૩ જોવાથી.

જળ પ્રવાહ પડે વહી જાશે, વાતો રહેશે તે વિશ્વે વચાશે ૨
ખોળામા જેના ખેલતા ખાતે, હતા રાખતા જે હાથમા તે;
ગયા માત પિતા ગુણુરતા, ગયા બેન બહુ હેતવતા ૩
હતા પત્નિ પોતાની જે હેડી, બહુ પ્યાર ને મમતાની બેડી[1],
ભવ દરિયામા તે ગઇ ડૂબી, ખરેખરિ તો એ કાળની ખૂબી. ૪
વેરી થઇ માટે એ સામુ વઢવુ, ચાહી હૃદયે હીંમત રાખી ચઢવુ,
કાળ કાયાને છો ભલે ખાય, પણ નામ અમર રહિ જાય. ૫
કરૂ એવુ જે પ્હોચે ન કાળ, મારૂં નામ તો રણુછોડલાલ
કહી એમ મુકે કર નાખ્યો, રગ રાવે જુઓ કેવો રાખ્યો ૬
વળતે વર્ષે આવી બીજી સાન, કરી નિજ નામે ઇસપિતાળ,[2]
દામ[3] વીશ હજાર લા દીધા, ખાત એ એ બારોટેલે કીધા ૭
અમદાવાદ કલેક્ટર આપ, આગળ જ્યા થઇ ગયો એનો બાપ
ઉમદુ સોહે મકાન એ આજે, દેખો પાચ કુવા દરવાજે ૮
રૂડી છીનિંગ મૅન્યુફેક્ચરીંગ, દેખી દુનિયા મહુ થાય દિગ,
કીધુ બીજુ એ વળિ કારખાનુ, સારંગપુર બ્હાર મોટુ ગજાનુ ૯
જોતા ત્રાકો બેતાળિ હજાર, શાળો પોણાનવમો હારોહાર,
શુભ સ્વતન્ત્ર રાવે એ સ્થાપ્યુ, માધુભાઇને એ સોપી આપ્યુ ૧૦
પિતા પાસે જે તાલિમ પામ્યા, આપી દેખાડી તેમણે આમા,
પોતે ઇંગ્રેજીના પણ અભ્યાસી, પિતા તુલ્યે રહિ કીર્તિ પ્રકાશી ૧૧
પિતૃભક્તિ વિશે વડો પ્રેમ, જોયો પોતે પિતાનો છે જેમ,
ધન્ય પુત્ર અને પિતા ધન્ય, રાવ પુણ્યે તે રાત સદન[4] ૧૨

દોહરા.

નિશાળ તુળજારામ ની, પિતા ભણ્યા જ્યા પ્હેલ,
શરૂમા માધુભાઇ ત્યા, ભણતર ભણુ ભણેલ ૧

૧ વ્હાણ ૨ રણુછોડલાલ ડિસ્પેન્સરી ૩ રૂપિયા ૪ સદન-ઘર

લાલભાઇ રૂપરામની, નેટે જઈ નિશાળ;
ગુજરાતી પૂરૂં કર્યું, મન દઇ માધવલાલ. ૨
અંગ્રેજી પછિ આદર્યું, જઇ અંગ્રેજિ નિશાળ;
પ્રાણવલ્લભના પુત્ર શુભ, શક ગુરુ ભોગીલાલ. ૩
તે બદલાતાં ત્યાં થયા, ગુરૂ ટી. બી. કર્ટીસ;
મન દઇ માધુભાઇએ, પૂર્ણ કર્યું ઇંગ્લીશ. ૪
જઇ થયા કૉલેજમાં, દઇ પરીક્ષા પાસ;
ગુલાબ કેરા પુષ્પમાં, જેવી હોય સુવાસ. ૫

## સાખી.

ઇસ્વી શીનેતેરની, ખલકે સાલ થઇ ખ્યાત;
લિધું કૈસરેહિંદ પદ, જે વિકટોરિયા માત. ૧

## રાગ ધન્યાશ્રીની દેશી.

( આગળ પ્રમાણે. )

ઇસ્વી અઢાર અઠોતેર કેરી, શુભ આવી જ્યાં સાલજી;
સ્વેતરામેશ્વર યાત્રા સિધાવ્યા રાવશ્રી રણછોડલાલજી. ૧
પુત્રાદિ પરિવાર સંગમાં શોભતો અંગમાં અધિક ઉમંગજી;
આગળ જેમ બનારસ[1] ગયા આપ સ્વજાતિ લઇ કઈ સંગજી. ૨
રિઝર્ડ[2] રેલવે ડબ્બા બે રાખ્યા, કહેવાય જે થર્ડ[3] ક્લાસજી[4];
કોડે જાણે કોય ગંગાજી કરવા, ક્ષિતિશ[5] સ્વારી ચાલી ખાસજી. ૩
ગયાજિ જઇને ગયા શ્રાદ્ધ કીધું, ઉરમાં શ્રદ્ધા આણીજી;
પર્વેણિ એકાદિ કીધી પ્રયાગમાં, જીવનું સાર્થક જાણીજી. ૪
શ્રીપુર[6] શ્હેર ને સાભર માતા, રાવનો જ્યાં વિશ્રામજી;
ઉત્તમ ઋષી દધીચીનો આશ્રમ, ધીંગુ તિરથનું ધામજી. ૫

૧. કાશી. ૨. ખાસ. ૩. ત્રીજા. ૪. વર્ગ. ૫. રાજા. ૬. અમદાવાદ.

વશિ વટપુર[1] ગવે વિશ્વામિત્રીમાં, સ્નાન કીધા બહુ વારજી,
આશ્રમ જ્યા વિશ્વામિત્ર ઋષીનો, જ્યારે હતા તે ઠારજી ૬
જ્યાં બળિ રાજાયે યજ્ઞ કર્યો ને, વામન છળ્યો બળિ દ્વારજી,
ન્હાયેલા રાવ ત્યાં નર્મદામા જઈ, ભાવે ભ્રગુપુર[2] મોઝારજી. ૭
પાવાગઢ જઇ દર્શન પુજન, કીધા મહાકાળીનાજી,
મહિસાગર બાકી નહિ મુકયો, તીર્થ કર્યા તાપીનાંજી. ૮
મ્હામાયાપુરિમા દેવિ મ્હૈમાયા, સાગર તીર્થ સમીપજી;
ઓશરી આગળું રાવને મન એ, જે કહું મુગાઇ દ્વિપજી. ૯
સતત્ર ઉદ્યોગ દેશમા સવળે, જોવાની જેને જિજ્ઞાશાજી,
એક ઘડી શકે રહિ એક સ્થળ કયમ, અનેક જ્યા અભિલાષાજી ૧૦
કનાઇ પ્રસગે નોકરિને કયાઇ ઉદ્યોગ વૃદ્ધિ અગેજી,
દેશાટણ કયાઈ યાત્રા નિમિત્તે, રાવે કર્યા ખુબ રગેજી ૧૧
નાસિક પેખ્યા ત્ર્યબક નિરખ્યા, ગોદાવરી સ્નાન કીધાજી,
કાજ અનેક કર્યા પથ એકમા, અલભ્ય લાભો લીધાજી ૧૨

## રાવ બહાદુરનો રામેશ્વર પ્રવાસ.

### ચોપાયા વૃત્ત.

પશ્ચિમ ધારો પૂરવ ધારો, પેખ્યા મધ્ય પ્રદેશ,
મહિસુર થઈ ટ્રીચીનાપલી રાવ ગયા રામેશ ૧
જીલ્લા વિચમા કેઈ જલાલા, પૂર તણો નથિ પાર;
કઈ સરિતા કઇ શૈલ્ય પડ્યા છે, હૈમ્ય પ્રદેશનિ હાર ૨
તટ અનેક તીરથના ત્યા છે, અધિક એકથી એક,
વિગતે લખતાં ગ્રથ વધે ને, છેહ ન આવે છેક. ૩
શાખા પ્રતિ શાખા જ્યમ તરૂને, અનેક રેલો[3] એમ,

૧ વરોદરા ૨ ભરૂચ ૩ રેલવે શાખાઓ

તીરથ જાતાં તુતુકુંન્ડી લગિ, તમામ દેશ છે તેમ. ૪
વારીધી[1] ફરતો વીંટયો જ્યમ, શેષનાગ વિંટાયો;
ફેણુ ચડાવી દે ફુંફાડા, પડ્યો ત્રિદશ[2] પથરાયો. ૫
સમુદ્ર વાટે કોઈ સંચરે, કોઇ ખાંધથી ચાલે;
વિચમાંથી થઇ કોઇ વીચરે, જુગતા[3] મારગ ઝાલે. ૬
ઉછળે ક્યાંઇ રહ્યા અગ્નિ રથ,[4] ક્યાંઇ ગાડિ ને ઘોડા;
અગ્નિ નૌકા[5] ક્યાંઇ અનૂપમ, ક્યાંઇ વ્હાણુ ને હોડા. ૭
ડુંગર ચડતાં ક્યાંઇ ઉઊળિયો, વાહન વૈભવ ન્હાના;
ક્યાંઇ પેટ ચીરી પર્વતમાં માર્ગ કર્યા મનમાન્યા. ૮
સહકુટંબ જોતા સીધાવ્યા, રાજી થાતા રાવ;
કઈ બંદર કઇ શ્હેર નિહાળ્યાં, ભીતર આણી ભાવ ૯
કૃષ્ણા નદિ ઓળંગી કીધાં, તીપટી ને બાલાજી;
થઇ મદરાસ, મધૂરા, થઇ, રામેશ્વર કીધા રાજી. ૧૦
કાંચિ પુરી પંઢરપુર, કીધાં, વિનવ્યા વિઠ્ઠલનાથ;
પુરિ મ્હામાયામાં જઇ પેખ્યાં, જે મ્હામાયા માત. ૧૧
કિષ્કંધાપુરિ, જનારદન પ્રભુ, ને કન્યા કૂમારી.
તુતુકુંડી ને તોતા બારી, તીરથ આદ્ય કુમારી. ૧૨

ચોપાઇ.

નારાયણ છોટા ને મોટા, જગતે જેના મળે ન જોટા;
તામ્રપર્ણિ કે શું શિવ ગંગા, ચિત જ્યાં રાવ તણું મ્હાચંગા. ૧

૧. સમુદ્ર ૨. પૂર્વ પશ્ચિમને દક્ષિણ ૩. શોભતા. ૪. આગગાડીયો. ૫. સ્ટીમરો.

## રણછોડલાલ ડિસ્પેન્સરીની સ્થાપના તથા નામદાર લોર્ડ રીપનનું વાઇસરૉય પદ પર બિરાજવું તથા રાવનો શહેરમાં શાહપુર નિવાસ.

### ચોપાઈ ત્રિતાળી.

( રાગ આગળ પ્રમાણે )

યાત્રા કરિ રાવ વતનમાં આવ્યા, ભલા પુરજનને મન ભાવ્યા;
હતી રાવની જે જન્મ સાલ[1], આવ્યો ઇસ્વીનો સન તે આ કાળ.૧
અગન્યાશી અઢારસો પર તે, વિક્રમ વર્ષ પાંત્રીશાનુ[2] વર્તે;
સઈકું તે નીચે ઓગણિસોનું, મહા કષ્ટ મટયું માણસોનું. ૨
ગયો દુષ્ટ ચોત્રીશો દુકાળ, શુભ તે પછી આવી આ સાલ;
ભલુ ઔષધાલય જેહ ભાવે, રૂડું આદર્યું જે હતું રાવે. ૩
વડી સભા ભરી ત્યાં વિશાળ, કીધુ પ્રવેશ મ્હૂર્ત તે કાળ;
સભાપતી બારોડેલ શાણા, રહ્યા ઝીલ્લા કલેક્ટર જાણ્યા. ૪
ભલા બીજા સભાસદ ભરાણા, વિવિધ ભાષણો વિગતે વંચાણાં;
ઉપજ્યો અંગ ઉમંગ અથાહ, વિશ્વે રાવની થઇ વાહવાહ. ૫
રોક રૂપૈયા વીશ હજાર, વળી રાવે આપ્યા તેજ વાર;
તેનો ચાલુ ખરચ માટ તેના, અડગ પાયા કીધા એમ એના. ૬
આવી ક્ષસ્ત્રી એંશીની જ્યાં સાલ, નવો હિંદમાં આવ્યો નૃપાળ;
વડો લોર્ડ રિપન વૉઇસરૉય, કરે જેની પ્રશંશા સૌ કોય. ૭
રાવે તજિ નિજ પોળ દેશાઇ, માંડયું વસવા જૈ સ્હાપુરમાંઇ;
કીધું પોતે જ્યાં છે કારખાનું, રચી મકાન ત્યાં ગનમાન્યું. ૮
વળી ફરતી રચી ફુલવાડી, ઝુકી જેમાં રહી ખુબ ઝાડી:
ભર્યો ભભકામાં ભાવ્યો એ બાગ, બન્યો રહિ જાણે કૈલાશ બાગ. ૯

---

૧ વિક્રમની સં. ૧૮૭૯ ની. ૨ સંવત ૧૯૩૫.

વૈભવ બંગલામાંનો વિશેષ, સાહ્યબી એવી પ્રચ્છે સુરેશ;
દેવડીએ બેઠો દ્વારપાળ, સદન જાણે શા શેઠ સુગાળ. ૧૦
વાર ત્હેવાર હર રવિવારે, હતા આવતા પોતાને દ્વારે;
વસતા બાકી તો શ્હાપુર વાસ, વસે જેમ કો એકાંત વાસ. ૧૧
વળી મનમાંહિ રાવે વિચાર્યું, થશે રહેજે હશે જે થનારૂં;
છેહ યાત્રાઓનો લેવો છેક, દેશાટણ એક લાભ અનેક. ૧૨

## રાવની જગન્નાથજીની યાત્રા.

### રાગ ધનાશ્રીની દેશી.

(આગળ પ્રમાણે.)

ઇસ્વી અઢારસેં ઊપર આવી શુભ એક્યાશીની[1] સાલજી;
જગનનાથજિ જાત્રા સિધાવ્યા, રાવ શ્રી રણછોડલાલજી. ૧
રજપુતસ્થાનમાં પુષ્કર રાજ ને અર્બુદાજી આબૂમાંજી;
આરાસુરમાં અંબિકા દેવી, ભલાં ભણે સૌ ભૂમાંજી. ૨
બીજાં વચમાં તિર્થ બહુ છે, કેવી ગણતી કરિયેજી;
ગુપ્ત કાશિ ને દેવપ્રયાગ છે, રૂદ્રપ્રયાગ ઉચરિયેજી. ૩
વૃંદાવન ને ગોકુળ મથુરાં, ઉત્તમ તિર્થ અયોધ્યાજી;
વૈજનાથ ને ચિત્રકોટ વળિ શૈલ્ય અને કઇ સરીતાજી. ૪
ગંગાજિ ન્હાયા જમનાંજિ ન્હાયા, કીધાં સરસ્વતિ સ્નાનજી;
નર્મદા ન્હાયા કાવેરી ન્હાયા, કીધાં ગોદાવરિ પાનજી. ૫
અજમેર જેવાં પુર અવલોક્યાં, અધીક એકથિ એકજી;
વિગતે લખતાં ગ્રંથ વધે એમ, આવે વચમાં અનેકજી. ૬

[1] આ સાલમાં વળી શેરોનું એક ખર્ચું રૂા. ૫૦૦ નું દરેક શેરહોલ્ડરને રાવબહાદુરે લ્હ્હું આપ્યું જેમાં માત્ર રૂા. ૩૫ દરેક શેરહોલ્ડર પાસેથી વસ્તી લીધા હતા.

ઉજ્જયનીમાં મહાકાળેશ્વર, ધાકા કમંખા માઈજી;
સરજુ તટ પટ પાવનકારી, દિસે ભૂમી દેવતાઇજી. ૭
દિલ્હી આગરા પટણા કે મોગિર, શ્હેર મુર્શિદાબાદજી;
જોવા થઇ જિજ્ઞાશા તે જોઇ આવ્યા અમદાવાદજી. ૮
ગણનાર તેહ ગણિ ગણિ થાકે, લખી થાકે લખનારજી;
તીરથ કરતાં રાવ ન થાક્યા, પ્રેમે ઉતર્યા પારજી. ૯
રાવને તો સહુ હૃદય રહ્યાં રમિ ભીતર એવો ભાવજી;
સુપુત્ર છોટાલાલજિ કેરા, દયા તણો દરિયાવજી. ૧૦
ઋણ છુટવા રણછોડજી મંઆ, કમર કશી એ કામેજી;
સહ કુટંબ વળિ ઘેર સિધાવ્યા, પરિજન જ્યમ સુખ પામેજી.૧૧
ધન્ય જનીતા કૂખ જનમિયા, ધન્ય પિતાના પુત્રજી;
જન્મ ધરી જેણે આ જગ મધ્યે, શોભાવિયાં ઘરસુત્રજી. ૧૨

## રાવનું અમદાવાદ મ્યુનિસિપાલીટીમાં ચેરમેન નીમાવું તથા કલકત્તા પ્રદર્શનમાં ગમન અને કોલ આયરન કંપનીની સ્થાપના.

### ચોપાયા વૃત્ત.

ઇસ્વીસન બ્યાશીની વીતી, થઇ ત્ર્યાશીની સાલ;
ચેરમેન કાયમ નીમાયા, રાવ મ્યૂનિસીપાલ. ૧
ડયૂક ઓવ કોનાટ[1] પધાર્યા, હિંદ વિશે ધરિ હર્ષ;
દિશા દેશની જાણે આવી, અતી ઘણી ઉત્કર્ષ. ૨
અઢારસો ચોરાશી કેરી, ઇસ્વીસનની સાલ;
પુરૂષચરણ ગાયત્રી કેરૂં કીધું રણછોડલાલ. ૩
કલકત્તા પ્રદર્શન ખૂલ્યું, જ્યાં મોટાં મ્હાકાળી;

૧. મહાદેવી વિક્ટોરિયાનો સૌથી ન્હાનો પુત્ર.

રોન સિધાવ્યા ત્યાં રાજી થઇ ભલી મળી તક બાળી. ૪
મોટા મોટા સાહેબોના મળી સમાગમ કીધા;
લાભ કાળિનાં દર્શન સાથે પ્રદરશનના લીધા. ૫
ઉદ્યમમાં પણ હઠયા ન પાછા ઉદ્યમ રાખ્યો જારી;
ઉદ્યમ નવીન કરવા ઊભો નવિ કંપનિ નિરધારી. ૬
શાણા સાહિબ ફુલ જેમ્સનો પોતા પર બહુ પ્યાર,
પોતે જ્યારે હતા તેમના પાસે દફતરદાર. ૭
વાતચીતમાં પંચમ્હાલની સાહિબ કરતા વાત;
ખનિજ પદારથ નિકળે ખાસા જો કોઇ નાખે હાથ. ૮
હામ દામ ને ઠામ ત્રંણુની તેમાં ઘણી જરૂર;
એ તો તેમાં આજ પામિયા પૂર્ણું રાવબ્હાદૂર. ૯
ઠામ રહ્યું સરકાર વસુ તે જમીન ત્યાંની જાણો;
તે જો દે પરવાનગિ ત્યાંથી ખૂબ નીકળે ખાણો. ૧૦
સાહિબશ્રીનું જે કહેવું તે રાવ -હૃદયમાં રૂચ્યું;
આજ રાવને સમય આવતાં તે કરવાનું સૂજ્યું. ૧૧
ફરિ ગુજરાત કોલ[1] આયરન[2] કંપનિ એવું નામ;
વયે એકસઠ વરસે કેવું જુઓ ઉપાડ્યું કામ. ૧૨

## ચોપાઇ ત્રિતાળી.

(રાગ આગળ પ્રમાણે.)

મહાભારથ કામ ઉપાડ્યું, તનમનથી તે કરવાને માંડ્યું;
સારાભાઇ મગનભાઇ સારા, મનસુખભાઇ-ભગુભાઇવાળા. ૧
નરોતમદાસ ગુલાબચંદ, ચોથા રાવબ્હાદુર પોતે વૃદ્ધ;
જમનાદાસના ત્રીકમલાલ, છઠ્ઠા શેઠ પેસ્તમજીના બાળ. ૨
ખાનબ્હાદુર નવરોજજિ ફરદુને, શુભ એ સાત ડિરેક્ટર સુહાવે,

---

૧. કોયલા. ૨. લોઢું.

શેઠ જહાંગીરજી પણ સંઘાથે, ટ્રેઝરર સેક્રેટરિયો સાથે. ૩
રાવબ્હાદુર બ્હેચરભાઈ, પદ પામ્યા જે શી. એસ. આઇ;
અંબાલાલસજીની ઓલાદ, જેના સુત શેઠ શંભુપ્રસાદ. ૪
રાવબ્હાદુર ભોળાનાથભાઇ, શેરહોલ્ડર બીજા બહુ આંઇ;
સાહિબ ટી. ડબલ્યુ. વુડ શાણા, નર નેકનામી કઇ નોંધાણા. ૫
રૂડી રીતે રજીસ્ટર્ડ કરાવી, જોવા જેવી કંપનિ તે જમાવી;
જેવા ઊઠ્યા જોરાવર જોધ, ક્ષિતિ પેટની કરવાને શોધ. ૬
પંચમ્હાલ કલેકટર નામ, જે. કે. સ્પેન્સ હતા તેહ ઠામ;
અર્જ તેને કંપનિયે ઉચારી, વિગત સહિત લખ્યું વિસતારી. ૭
હેતુ કંપનિનો હતો જેહ, વિગત સહિત લખી વાળ્યો તેહ;
સરતો માગી પછી અનુસરતી, લાગી જે સર્વને લાભ કરતી. ૮
મળે ખનિજની જ્યાં થકિ ખાણ, પચિશ મૈલ તે ફરતું પ્રમાણ;
તેમાં સ્વતંત્ર હક કંપનીનો, પુરાં વર્ષ પચીશ લગીનો. ૯
દેવા ભાડું વળી દરશાવ્યું, જુક્તિએ કરી તેમાં જણાવ્યું;
રાવ જ્યારે ગયા મદરાસ, વસ્યા ત્યાં થોડા દિન ત્યારે વાસ. ૧૦
એક કંપનિ ત્યાં દીઠી એવી, આંઇ પોતે ઉભી કરિ એવી;
શોધ ફક્ત સોનાની તે કરતી, ભાડું પાંચ રૂપૈયા તે ભરતી. ૧૧
દર એકરે તે લખ્યું દેવા, અને લાભ એની રીતે લેવા;
થયું ચાલતું પ્રકરણ એહ, સ્વલ્પ એમાં રહ્યો ન સંદેહ. ૧૨

## નામદાર લોર્ડ રીપન—કેળવણી કમીશન અને સ્થાનિક રાજ્યની સ્થાપના-રાવનું તેના પ્રેસીડેન્ટ પદ પર બિરાજવું.

### ચોપાયા વૃત્ત.

વાઇસરોય રીપન સાહિબ તે કહિયે સાહિબ જેવો;
વાઇસરોય કઇને વિસરાવ્યા, ઉત્તમ ગુણનો એવો. ૧

વધે વફાદારીને ચાહે ચિત સહ બ્રીટિશ રાજ્ય;
રાજ્ય પ્રકરણી ખટપટ મુકી, કીધાં એવાં કાજ. ૨
સુધરે દેશ તણી સ્થીતી ને, સહ દેશીની સ્થીતી;
માન સહુ તેમાં નિજ માન્યું, પૂરણ આણી પ્રીતી. ૩
છુટ છાપખાનાંને આપી, બંધન નાખ્યાં તોડી;
ઇલબર્ટના ખીલ વિશે નહિ, તસ્દી લીધી થોડી. ૪
દેશીને ઉંચા દરજ્જા, દેવા કીધો ધારો;
જુલમ અયોગ્ય થતા અટકાવ્યા, જે ખમતા કૃષિકારો. ૫
કેળવણીનું ભર્યું કમીશન, કમીશનર કઇ હરિયા;
ડૉક્ટર હંટર પ્રમુખ સ્થાને, ભલાં કમીશન ભરિયાં. ૬
લોકલ બોર્ડ વગેરે ખાતાં, ખાતાં, મ્યૂનિસિપાલ;
પ્રજાકય ખાતાં સોંપિ પ્રજાને, વિશેષ બ્હોયું વ્હાલ. ૭
સ્થાનિક સ્વરાજ્ય તે કહેવાયું, સ્થાપ્યું રીપન શાણે;
તપસ્વિજીનો વર તે પૂરો, કરવા પ્રગટયું જાણે. ૮
સાલ બદલિ સુબો બદલાયો, ડફ્રીન અહિંયાં આવ્યા;
પ્રેસિડેંટ મ્યૂનીસીપલના રાવ કરી સોહાવ્યા. ૯
પ્રગટ અઢારસો પંચાશી, શુભ ઇસ્વીની સાલ;
રાવબહાદુર પદ તે સાથે, પામ્યા રણછોડલાલ. ૧૦
સ્વદેશ ભણિ રીપન સીધાવ્યો, અકય મેળવી માન;
ત્યારથિ રીપન પર્વ કરેછે, હરખે હિંદુસ્તાન. ૧૧
દેશી કારીગરિને દીધાં, ઉત્તેજન ઉછરંગે;
રૂડી રીતે થયા રવાના રીપન રંગે ચંગે. ૧૨

**નેશનલ કોન્ગ્રેસ.**

**સાખી.**

નેશનલ કૉન્ગ્રેસનું, નિર્મળ પ્રસર્યુ નામ;
એ શુભ રીપન અમલના, સ્મર્ણ સ્થંભ આ ઠામરે. ૧

## રાગ ધન્યાશ્રીની દેશી.

(આગળ પ્રમાણે.)

છે નેશનલ કૉન્ગ્રેસને નામે, ભારે સભા જે ભરાયજી;
લંડનમાં જ્યમ "હૉસ ઑફ કોમન લાયકિવાળી લેખાયજી. ૧
મુકરર તે પ્રતિ વર્ષે કરે સ્થળ પ્રથક પ્રથક મનમાન્યુંજી;
તે નેશનલ કૉન્ગ્રેસ સભાનું કરે પછી ઠેકાણુંજી. ૨
વારા ફરતી એમ વિવિધ સ્થળ, કઈ બંદર કઇ શ્હેરજી;
શુભ નેશનલ કોન્ગ્રેસ ભરાયછે પરમોત્તમ શુભ પેરજી. ૩
સાહેબ રીપન કેરા સમયમાં, પરમ જનમ તે પામીજી;
તે સ્મર્ણ સ્થંભ કહુ તેટલામો, થાય સભા જેટલામીજી. ૪
સાલ નવાનવિ સ્થંભ નવા નવા, સ્થળ પણ નવાં નવાં સર્વજી;
પ્રતિ વર્ષે જ્યમ દશરા ને દિવાળી, એમ છે રીપન પર્વજી. ૫
પ્રૌઢા કોઇ જનો પ્રગણુંના, તો કોઇ તાલૂકાનાજી;
જીલ્લાના કોઈ પુરૂષો જોરાવર, ને કઇ ઇલાકાનાજી. ૬
રાજ્યકાજના કઇ કરનારા, શાણા કઇ શ્રીમંતજી;
વિદ્વાન કઇ મહાવગસગવાળા આવી મળે ત્યાં અત્યંતજી. ૭
આપે જેને અમુક સંખ્યા મત મોટા એજ મનાયજી;
કોન્ગ્રેસના ડેલીગેટ કહાવે, કોન્ગ્રેસમાં તે જાયજી. ૮
કાયદા કાનુન રાજ્ય કર્ત્તાના, રાજ્ય બંધારણ રીતીજી;
દેશનિ સ્થિતિ ને સગવડો અગવડો પેખે ધરી તે પ્રીતીજી. ૯
પ્રજા માબાપની પેઠ પૂરસ્પર, નિર્મળ સાચવિ નીતિજી;
રોશન કરે સરકારને શક્તિથી સુખ દુખ પ્રજાની સ્થીતીજી. ૧૦
વધે પ્રજામાં વફાદારીને નૃપ મન વાધે નેહજી;
કોન્ગ્રેસનો એ ધર્મ કહાવે, સ્વલ્પ ન એમાં સંદેહજી. ૧૧
જોવા આવ્યો ધ્યાડલો જ્યારે, વિગતે મળી પ્હેલી વારજી;
રાવ ગયા જોવા રાજનગરથી, પુર મુંબઇ મોઝારજી. ૧૨

## સાખી.

કહિ એતો કૉન્ગ્રેસની, વચમાંથી મેં વાત;
હવે વળી કહું રાવની, રહિ અધુરી જે વાતરે. ૧

## નામદાર લાર્ડ લોડ ડફ્રીન—રાવનું સ્થાનિક સ્વરાજ્ય સંબંધે શ્હેરમાં પ્રેસીડંટ નીમાવું.

### ચોપાયા વૃત્ત.

વૉઇસરોય રીપન સીધાવ્યા, વતન સ્વદેશ વિલાત;
વોઇસરોય ડફરિન ત્યાં આવ્યા, કહિ આગળ મેં વાત; ૧
પ્રેસિડેંડ મ્યૂનીસીપલ ને વળી રાવ બ્હાદૂર;
રૂડા થયા રણછોડલાલજી, સઉ હરખ્યું શ્રીપૂર.[1] ૨
પરમ પ્રતિષ્ટિત પૂર બધામાં, પામ્યા વડિ પ્રખ્યાતી;
ખૂબ નવા ઉદ્યમ ખીલાવી, ગુર્જરિ કરિ સોહાતી. ૩
જોતાંજોતાંમાં જર જશ પણ, જગમાં ખૂબ જમાવ્યા;
ધનાઢ્ય જબરા ગુજર ધરામાં, શુભ રીતે સોહાવ્યા. ૪
અનનું કરી અનાશ્રમ બાંધ્યું, બાધી ઇસપિતાળ;
પ્રજાપ્રીય થઇ પઙ્યા પૂરમાં, રૂડા રણછોંડલાલ. ૫
દિર્ઘ દ્રષ્ટિ ને સૂક્ષ્મ બુદ્ધિ બહુ, વિશ્વ વિશે વખણાણી;
વડિ સરકારે પણ તે વિગતે, જથાર્થ વિધિયે જાણી. ૬
વફાદારિ પણ દિનદિન વધતી, શુભ અવલોકી સાથે;
સોંપ્યું રાજ રૂડું શ્રીપુરનું,[2] હેતે કરિ નિજ હાથે. ૭
સ્થાનિક સ્વરાજ્ય જેને કહિયે, સાહિબ રીપન સ્થાપ્યું;
પાયતખ્ત પદ પ્રેસિડેંટનું, એ શુભ રાવને આપ્યું. ૮
રાવબહાદુર થયા ત્યારથી, રૂડા રણછોડલાલ;

૧. અમદાવાદ. ૨. અમદાવાદનું.

દાદાની[1] જ્યાં દિવાનગિરિ ત્યાં થયા પ્રજાપ્રતિપાળ; ૯
પૌત્ર રાવના જે ચિનૂભાઈ, ચંચળ ચપળ ચતૂર;
પિતા કહું જેવા માધૂભાઈ, અને રાવબહાદૂર. ૧૦
એ પણ ઇંગ્રેજી ભાષાને, ઉત્તમ કરિ અભ્યાસ;
પ્રેમે એજ વરસ પ્રિવિયસની, કરી પરિક્ષા પાસ. ૧૧
રાવે રોક રૂપૈયા ગણિને, પૂરા પાંચ હજાર;
કોલેજ ફંડમાં બક્ષિસ કીધા, પુરો બતાવ્યો પ્યાર. ૧૨

## પૌત્ર ચિનુભાઇનું પ્રિવિયસમાં પાસ થવું–તે સંબંધે રાવે બતાવેલો ઉછરંગ અને ઉદારતા.

### ચોપાઇ ત્રિતાળી.

રાવ પુર્ણ હૃદય થયા રાજી, રહેવા તે સદા વાત તાજી;
પૌત્ર પાસ થયા તે પ્રસંગે, આપી એ વડિ રકમ ઉમંગે. ૧
મહા ચંચળ ચિનૂભાઇ પોતે, જન પ્રતિપક્ષિ હરખાય જોતે;
કશી વાતે દિસે ન કચાશ, માંડયો ફર્સ્ટ બી. એ. નો અભ્યાસ. ૨
ન્હોતી ગુજરાત મધ્યે કોલેજ, અતી દુખ તો હતું સૌને એજ;
જામે રાજ્ય સત્તા જેનિ જ્યાંય, ભાષા ઉત્તમ એની ભણાય. ૩
મુળ તે તો રહ્યાં સૌ મુંઝાઇ, જરવાળા જતા ત્યાં જોડાઇ;
ઘરના નિર્ધન નિર્બળ જે ગણાતા, કિંચિત ભણિ કૈક અમથા કુટાતા. ૪
અધવધરાનો તો નહિ આરો, એનો અવતાર એળે જનારો;
મોઢે કેને ચડી કહો માગે, મરવું માગવું એકજ લાગે. ૫
કદિ ઘર હોય જરથી જોરાતું, પણ એક પુત્રનિ હોય માતુ;
જીવે સુખ જોઇ સુત તણું જેહ, અલ્પે દૂર મુકે કેમ એહ. ૬
કહું નિર્ધન પણ એવાં કૈક, પુત્ર પર જેને પ્યાર અધીક;

[1] ૧. સુધારક આણંદરામજીની.

કહે અમ નિર્ધનનું છે ધંન[1], વદે વદનથી એવાં વચંન.[2] ૭
ખરૂ જોતાં તો તે દીસે ખોટું. પણ પ્રેમનુ કારણ મોટું;
કહો પ્રેમ કરે ન શું કામ, પ્રેમ તે ન જુવે પરિણામ. ૮
પ્રેમ તાતા અગ્નીમાં પછાડે, પ્રેમ બ્હાં ઝાલિ જળમાં દ્બુડાડે;
પ્રેમ મોતનો ભય નવ પેખે, દ્રષ્ટિયે કશું પ્રેમ ન દેખે. ૯
એને નીતિ કૈ ને કઇ અનીતી, પેખી પ્રેમની એવી પ્રતીતી;
તેમાં માતપિતા તણો પ્રેમ, જોતાં શુદ્દો બિલોલનો જેમ. ૧૦
તન તજતાં બચ્ચું ન તજાય, મુખાઇ લગિ ક્યમ મોકલાય;
છેવ માબાપના જોયા એવા, વિધિ કૃતનાં કહેવાંજ કેવાં. ૧૧
વાત રાવે તે સર્વે વિચારી, અગત્ય કોલેજ કેરી સ્વિકારી;
પુરા તે એજ પાંચ હજાર, આપ્યા કોલેજ ફંડ મોઝાર ૧૨

## કોલ આયરન કંપની સંબંધે રાવે કરેલી હિલચાલ તથા તેનું બંધ પડવું.

### રાગ ધનાશ્રીની[3] દેશી.

શુણો હવે કહું શ્રોતાઓ સમજુ, વચમાં મુંકી જે વાતજી;
કાધી રાવે કંપનિ ઊભી, હેતે પોતાને હાથજી. ૧
શુ થયુ તેનુ તે સંભળાવુ, છો સહુ સજ્જન સુજાણજી;
માનવ કંઈક સુરાદ ધરે પણ, ભાસે તો દે જગભાણજી. ૨
વહી છુટેછે વૃષભ[4] બિચારા, વૃષ્ટિ નહીં એને હાથજી;
વરસાદ વિશ્વભર વરસાવે, જે છે જગતનો નાથજી. ૩
માનવ તે મજૂરી કરિ છૂટે, ચૂકે તો ત્રિભુવનરાયજી;

---

૧. ધન ૨. વચન. ૩ નીચે કોશમાં રાગ આગળ પ્રમાણે આ પુસ્તકમા ક્યાઇં ન કહ્યું હોય તોપણ સઘળાં ધનાશ્રીનાં પદો એકજ દેશીનાં છે, ચોપાયા પણ એકજ દેશીના અને ત્રિતાળી ચોપાઇયોનું પણ તેમજ સમજવું ૪. બળદ

રોટલો દે કે પોટલા આપે, એ તો એના કર માંયજી. ૪
ધાર્યું થાયછે ધરણીપતીનું, મિથ્યા મમત સહુ તાણેજી;
મન ધાર્યું થાય જો માનવીનું, મહિપતિ થઇ સૌ માણેજી. ૫
કીધી રાવે કંપનિ ઊભી, અંગના મિત્રો તે એવાજી;
ડગે આકાશ, ન તો એ ડગે એ, જે આભના થંભ જેવાજી. ૬
આયર્ન કોલ એ કંપનિ કેરૂં, નિર્મળ ધાર્યું નામજી;
ઇસ્વિ અઢાર ચોરાસિથિ એનું, કેવુ ઉપાડયું કામજી. ૭
શાણા સાહિબ સ્પેન્સને લખિયું, જે છે આગળ જણાવ્યુંજી:
એણે નિજના અધિકાર બ્હારનું, એ હોવા લખિ ઉથલાવ્યુંજી. ૮
તેજ પ્રકરણે ત્યાંજ અરજ કરિ, ફરી ભલામણ થાવાજી;
રુડા કમિશ્નર ઉત્તર ભાગના, એ દ્વારા મુબઇ જાવાજી. ૯
ઉમદા સાહિબ અભિપ્રાય ઉમદા, મોકલ્યું પ્રકરણ મુંબાઇજી;
પણ ઇશ્વરની ઇચ્છા વિના નહિં, કોઇથી થઇ શકે કાંઇજી; ૧૦
મુબાઇ સરકાર ચતુર મહા, રૂડાં કામ થવામાં રાજી;
સ્વતંત્ર હક સોંપવા એક દશ્યુ, રાજ્યમાં મત રહિ ઝાઝીજી. ૧૧
વિચારમાં એ વાત પડી ને, નિકળ્યો ત્યાંથિ નકારજી;
કામ આરોપી કંપનિ કેરૂં, માંડિ વાળ્યો એ વિચારજી. ૧૨

### ચોપાયાં વૃત્ત.

ઇસ્વી અઢાર પંચાશીમાં, એ આવ્યું પરિણામ;
કોલ આયરન કંપનિ કેરૂં, એ આરોપ્યું કામ. ૧
એ રીતે કંપનિ આરોપી, વાત ન તોય વિસારી;
શોધખોળની અંત્ય શુધી પણ, જિજ્ઞાશા રહિ જારી. ૨
કરવા મૂજ પિતાનું કારજ, હું થીપૂર સિધાવ્યો.
મળવાને જ્યાં ગયો રાવને, બહુ હેતે બોલાવ્યો. ૩
મઢની માટી અને ફટકડી, આદિક બાબત કાઢી;
ખનીજ પર એવા તો ખતી, ચોપટ જાણે ગાંડી. ૪

બાઇ ગયા ભગવાનલાલ ત્યાં, તેણે પૂછ્યું જ્યારે;
કઇ માટી કાઢી દેખાડી, તેને રાવે ત્યારે. ૫
અંત સુધી એ ઇંતેજારી, રહિ એવાની એવી;
ચરિત્ર ગદ્યાત્મકમાં દેખો, ચમત્કારિ એ કેવી. ૬
ધૂળ થકી ધન પેદા કરવું, એ મતિ રાવ અઘાત;
જાગે કોઇ હવે જાણનારી, તો તે જૂદી વાત. ૭
કામ એક પોતે નહિ કરતા, કરતા અનેક કામ;
મુખ્ય કામ તો મીલનું કરતા, ગોઠી ધરતા મામ ૮
હતું અનાશ્રમ જે પોતાનું, તે આશ્રમનાં વાશી;
યથાશક્તિ જો કામ કરે તો, આપે આપ તપાશી. ૯
તેની તેને જૂદિ મજૂરી, ઉમંગ સાથે આપે:
તેમાં તેને કોય ન પૂછે, થાપણુ કરિ છો થાપે. ૧૦
કેળવવા લાયક બાળકને, કેળવણી પણ દેતા;
વરાવવા લાયક કન્યાઓ, વરાવિ આશિષ લેતા. ૧૧
લઈ જાય જો ફોસલાવિ કોઇ, તો તે સામા થાતા;
હતા અનાશ્રમના અર્ભક[1]ના, રાવ પિતા ને માતા. ૧૨

## શહેર અમદાવાદમાં મરણનો દર ભારે આવતો હોવા સંબંધે રાવની સ્મર્ણાર્થ યાદી.

### ચોપાઇ ત્રિતાળી.

જેનો હોય સ્વભાવજ જેવો, રહે દેખાઇ તે તર્ત તેવો;
હતા રાવ ચંચળ ને ચતૂર, નિશ્ચિષ્ય ઢાંક્યું રહે કેમ નૂર ૧
જે જે કામ રાવે કર લીધાં, તેમાં સૌને આશ્ચર્ય કરી દીધાં;
માથે લીધું જ્યાં મ્યુનિસિપાલ, લાવે સૌનાં કર્યા મુખ લાલ. ૨
થયા કાયમ જ્યાં ચેરમેન, એક કામ ઉપાડ્યું ત્યાં એન[2],

---

૧ બાળક. ૨ સુંદર.

સેનેટરી ખાતાનો સવાલ, લીધો કર ગ્રંથ રણછોડલાલ. ૩
રચી સ્મરણાર્થે શુભ એક યાદી, ઇમારત છટાદાર ને સાદી;
વિગતે વિસ્તારિને લખી વાત, દીધાં કૈંક સ્હેરોનાં દ્રષ્ટાંત. ૪
દર મૃત્યુનો કાઢી દેખાડ્યો, મુખ્ય બે વર્ષનો લેઈ માંડ્યો;
એંશી એકાશી ને બ્યાશી ત્ર્યાશી, ભલી અઢારસો પર ભાશી. ૫
શુભ ઇસ્વી તણી કહું સાલ, લિધા આંકડા રણછોડલાલ;
સરાસરી સહસ્રનિ કાઢી, ખામિ આરોગ્યતાની દેખાડી. ૬
કલકત્તા, મુંબઇ, કાનપોર, જ્વરનું ત્યાં દિસે કેવું જોર;
તે પણ શ્રીપુર[1] સાથે તપાસ્યું, ભારે સ્હેર ખામીવાળું ભાસ્યું. ૭
સરાસરિ પાંચ વર્ષની કીધી, દ્રષ્ટિએ કરિ દેખાડી દીધી;
ઠેઠ ઇસ્વી ચોરાશી લગીની, ક્રમે કરિ સાલ એક બિછની. ૮
ખેડા, ભરૂચ, સુરત મધ્ય ભાગ, મુંબઇ, પૂના, થાણા, અલીબાગ;
દર એકરે વસ્તિ દેખાડી, મૃત્યુનો દર સહસ્રે માંડી. ૯
વાતે વાતમાં અહમદાવાદ, પડે કોઇ વાતે ન પછાત;
સ્હેરનું સ્હેર ગામનું ગામ, નવે ખંડમાં પ્રસિદ્ધ નામ. , ૧૦
રૂડી ગુજરાતની રાજધાની, નથી થઇ કે એવી કો થવાની;
મ્રાત્યુનો દર પણ એવો મોટો, જોતાં જેનો જડે નહિ જોટો. ૧૧
તેનાં કારણે કારણ શોધી, નીચે યાદીમાં તે સહુ નોંધી;
સર્વ વાતો કરી આપી સિદ્ધ, બલિહારી બહા રાવનિ બુદ્ધ. ૧૨

## ચોપાયા વૃત્ત.

રાવે જે કારણ શોધ્યાં તે, શુણજો શ્રોતા મારા;
સાર્વજનિક હિતના જે શબ્દો, એ મેં છે ઊતાર્યા. ૧
મોટો દર મૃત્યુનો દીઠો, કારણ તેનાં કેવાં;
ગીચ વસ્તિ ને વળી ગલીચી, જોયાં નહિ એ જેવાં. ૨

૧. અમદાવાદ.

પીવા સ્વચ્છ મળે નહિ પાણી, ત્રીજું કારણ તે છે;
અનેક રોગો ત્યાં ઉત્પન થઇ, બહુ બહુ મૃત્યુ બનેછે. ૩
મહા વૈરિ જે મલેરિયા તે, ઉપજેછે એમાંથી;
ઝાઝાં મૃત્યુ તેથી જ્વરના, નિપજેછે તેમાંથી. ૪
આરમિ સેનેટરી કમીશનના સાહેબો જે છે;
એ આરોગ્યતા સાર્વજનિકની, સદા તપાસતા રહેછે. ૫
ઇસ્વી અઢારસો ત્રાશીની, જુન પંદરમી કેરી,
યાદ તેમની સરકારે અહિં, પરમ કૃપાથી પ્રેરી. ૬
મ્યુનીસીપલ કમિશ્નરોને, શ્હેર સુભેચ્છુ જે છે:
વિચારવા લાયક કહું વિગતો, તેમાં જે તેને છે ૭
સન અઢાર એકાશીની શુભ, વાંચી સાલ વિવેકે;
અમદાવાદ સમાન ન દીઠો, મૃત્યૂનો દર એકે. ૮
સન અઠાર એંશીથી માંડી, પાચ સાલ જો પેખી;
તો સંખ્યા પોણા ત્રણની વધિ, સરાસરી જ્યાં લેખી. ૯
તાવ તણાં પાંત્રિશ છે તેમાં, જોયાં ભાડી જ્યારે;
મુંબઇ કલકત્તામા તે નથિ, ચતુર્થાંશ તે ત્યારે. ૧૦
કેમ મૃત્યુ એ કમિ નથી થાતા, કારણ કહો કિયાં છે;
કામ આરોગ્યતાનાં શું કરવા, કયા ઉપાય રહ્યા છે. ૧૧
પ્રેમે એમ કમીશન કેરા, સાહેબો પૂછેછે;
અભીપ્રાય હવે હું મારો, રાવ કહે કહું જે છે. ૧૨

## રાગ ધનાશ્રીની દેશી.

મ્યુનીસીપાલીટીયો જે જે, સ્હેરો મોટમોટાંનીજી;
મનગાની સરવે પર કીધી, સરકારે મ્હેરબાનીજી. ૧
સાર્વજનિક શુભ પુસ્તક પેખી, ઉલટ ઉરમાં આવીજી;
યાદી લખી તે દર એક ઊપર, અકેક પ્રત મોકલાવીજી. ૨

સાહેબો આરમિ સેનેટરીના, વસે વિલાયત વાસજી. ૩
ખરેખરી તેમાં કૈંક કરી છે, તેમણે સુચનાઓ ખાસજી.
આરોગ્યતાનાં કામો સંબંધિને, બંદોબસ્ત સબંધીજી,
કૈંક છટાદાર સાદું લખાણુ છે, કૈંક છે કલમબંધીજી. ૪
એકંદર પુસ્તક છે એવું, જેવો આયુર્વેદજી;
આરોગ્યતાના જોતાં અનેક છે, ભાખ્યા જેમાં બહુ ભેદજી. ૫
હિંદુસ્તાનમાં હવા ખરાબથિ, મેલેરિયા બહુ જામેજી;
એક વખત એનો હુમલો થાતાં, વખતોવખત થવા પામેજી. ૬
અનેક રોગો થાય એમાથી, જીવ જેમાં કદિ જાયજી;
તેવા તાવો વિવિધ તરેહના, થળ થળ ઉત્પન થાયજી. ૭
ચુપચુપ પાણી ગદુ જવાની, જ્યાં નહિ યોજના જોઇજી;
ત્યાં તુર્ત થાય મેલેરીયા પેદા, કારણ કળે સહુ કોઇજી. ૮
સુર્યનાં કિર્ણ જો લે તર્ત શોષી, ગંદાં હવા ને પાણીજી.
મેલેરિયા ન પેદા થવા પામે, પામે સુખ બહુ પ્રાણીજી. ૯
જમીન ઉપરની ને અંદરની, સુકી હોય સદાયજી,
કીચડવાળી પોચી ન હોય તો, ઉત્તમ એ કહેવાયજી. ૧૦
કામો સખાકારીનાં કરતાં, જોવાં ન મેષ કે મીનજી;
સુકી ને દુરગંધી સિવાયની, જોવી નિચેની જમીનજી. ૧૧
ધરતી અંદર ને આસપાસનાં, જમીન વાયૂ જેજે જી;
રાત દિવસ સ્વચ્છ ને શુદ્ધ રાખવાં, તો નિરોગી રહે તેતેજી. ૧૨

## ચોપાઇ ત્રિતાળી.

સાહિબ સેનેટરી તણા જે છે, જુઓ સઘળું એ રીતે લખેછે;
હવે આપણી સ્થિતિ વિચારો, કરવો શી રીતે એમાં સુધારો. ૧
પાકી મોરિયો વહિ જવા પાણી, એની તો નથી ક્યાંઇ એંધાણી;
સ્વભાવિક વાટે વરસાદિ જાય, નાળાં રસ્તે થૈ નદિમાં સમાય. ૨

મેવાં પાણી જવા ઘરમાંનાં, જુવો જઇ કામ ખાળકુવાનાં;
તે પણ કેટલાંએક ઘરે છે, કારણ અડચણવાળાં દિસેછે. ૩
ઉંડા હોય પંદર વીશ ફૂટ, કેક તેમાં રહી માયાફૂટ;
જ્યારે જ્યારે તે ઉભરાઈ જાય, ખર્ચ ખાલી કરાવતાં ખાય. ૪
વળી એવિ દુર્ગંધિ વછૂટે, આખાં મગજ એથી ભમી ઊઠે;
કોણ જઇ શકે ત્યાં થકિ ચાલી, પાચ જાય પરોથી કંટાળી. ૫
જોતાં બધ પડ્યો હોય જ્યારે, તેનું હોયછે મુખ બધ ત્યારે;
મોટી મુખ પર છીપર ભારી, ઉંડી તે પાંચ ફૂટ ઉતારી. ૬
દિસે તેમ ન દુર્ગંધિ બ્હાર, પણ તેનો નહીં મહીં પાર;
જમિન સ્હેરના તળિયાની જેહ, અસલ રેતાળ ગોરાડુ એહ. ૭
છેક તેનાં ઝરણ નથિ છેટાં, થાય ભેલાં પાણી ભેટભેટાં;
કુવા પીવાના સર્વે બગાડે, હવા સ્હેર બધાની ફિટાડે. ૮
ઘણા તે પણ નથી ઘેર ઘેર, ઢોળે પાણી જનો ઢેર ઢેર;
ગંદાને વળી દુર્ગંધિ વાળા, રસળસતી રહે થઇ રસાળા.[1] ૯
ઉંચિ મેડિયો ને માળ એવા, રવી કિર્ણ તો ત્યાં પ્હોચે કેવાં;
ગલિયો સાંકડિ ને વસ્તિ ગીચ, ખૂબ ઠાંસી પડી ખીચોખીચ. ૧૦
ક્યાંથી સદ્ય તે જાય સુકાઇ, ક્યાંથી સ્વચ્છ[2] વાયુ ને ત્યાં સફાઇ;
પેદા થાય મલેરીયા એમાં, ભર્યું ઝેર હળાહળ જેમાં. ૧૧
પાડામાં તે રહે પથરાઈ, સારા સ્હેરમાં જાય છવાઇ,
એમાં મૃત્યુ ઘણા ઘણાં થાય, જાણ પુરૂષથી તે ન જોવાય. ૧૨

ચોપાયા વૃત્ત.

સ્હેર તણું તળિયું નથિ સારૂં, ભાવ સહિત જો ભાળો;
પ્રત્યક્ષ જો તે લહો પારખું, દેખો દરેક દિવાલો. ૧
ઈંટો માટી ચૂનો સુધાં, ઘર ઘર દિસે ખવાયાં;

---

૧. પૂષ્ટ. ૨ સ્વચ્છ

લોક કહે છે લગ્ણો લાગ્યો, દિલમાં સમજ્જે ડાહ્યા. ૨
એ ઉપદ્રવ છે હવા તણો તે, જમીનમાંથી ઊઠે;
ઈંટા જો અગ્નિ નવ મુકે, મનુષ્ય ક્યાંથી છુટે. ૩
કહું એ વાતો દુર કરવાને, ડ્રેઈનેજ આદરવી;
મેલાં પાણી જવા મોરિયો, જમીન અંદર કરવી. ૪
વપરાશે ખેતીવાડીમાં, નહીં નકામા જાશે;
ઊપતમાં પણ તેથી અંતે, ઠીક સમાસ-જ થાશે. ૫
કનસરવન્સી તણી ખાઇયો, વળી દૂર લઈ કરવી;
હાલ જહા છે ત્યાંથિ ખરોડી, અગ્નિ ખુણે જઈ કરવી. ૬
વિષ્ટા કચરો અથવા તેનો, ઉપદ્રવકારક વાયૂ,
જવા રહે જે સબાવ નદિમા, કામ કહે કોણ ડાહ્યું. ૭
જેનુ પાણી જો જોશો તો, આખું સ્હેર પિયેછે;
ઉપદ્રવમાં પણ અતિ ઉપદ્રવ તો, અધિકો સૌથી એ છે. ૮
તેથી હલકી થતાં ટ્રામવે, એ અડચણ દુર થાશે;
ખેતીવાડીમાં એ ખાતર, નહીં નકામુ જાશે. ૯
કલકત્તામા કરી ટ્રામવે, એ અડચણ છે ટાળી;
જોગે મેં કલકત્તે જાતાં, ભલી ટ્રામ તે ભાળી. ૧૦
હતું હૂગલીનું જે પાણી, ન્હોતું પીવા જેવુ;
આજે એ ત્યાં થઇ પડ્યું છે, અમૃત પણ નથિ એવું. ૧૧
માટે તેમ તમે પણ કરિને, એ સૌ અડચણ ટાળો;
અદમ શબ્દ અમદાવાદીનો, તે આબાદ રહિ પાળો. ૧૨

## ચોપાઈ ત્રિતાળી.

પાણી કામની કહું હવે પેર, ઘણી અડચણ જે ઘેરઘેર,
જ્યા ત્યાં મીઠી જમિન મીઠાં ઝરણાં,વિગતે ગિરનારનાં જેવાં વરણ્યાં. ૧
ખાળકૂવા થકી થયાં ખારાં, જુઓ સ્હેરના કૂવા તમારા;

આખા સ્હેરમાં છે બધે એવું, જળ ક્યાંઇ નથી પીવા જેવું. ૨
પડ્યું કાકરિયું પણ બંધ, દિસે તેથી તેમાં દુરગધ;
માટે નીર તે વપરાતુ કરવું, વિવિધ વપરાશમાં લઇ વાપરવુ ૩
કાનતોડિયુ નાખવું પૂરી, માગી સરકારમાંથી મંજૂરી;
કબજાહક તેનો માગી તે સાથે, ખર્ચ કરવો મ્યુનીસીપલ ખાતે ૪
ઘણે ઘેર પાણીનાં છે ટાંકાં, તેમાં ક્યાં અજવાળાં હવા ક્યાં;
પીવરાની કરે ઘાતકાર, સૌથી પાણી તો તે છે શીકાર. ૫
પ્રથકરણ મેં એવુ કરાવ્યું, ઉત્તમ સીમા એ જોવામાં આવ્યુ;
ગીચ વસ્તીનું પણ નથી ખોટું, મુખ્ય એનું પણ કારણ મોટુ. ૬
વસ્તી મુબઈમાં જે વસેછે, દર એકરે બાવન એ છે,
લંડનમા તો છે ઓગણપચાશ, હવે જૂવો સ્હેરનિ સરેરાશ. ૭
પુરા દશકા સતર કાળુપરમાં, ઓછું ખાડિયા છત્રિશ દરમાં;
દર એકરનુ એ પ્રમાણ, સેના મોટી ને છોટું વહાણ. ૮
રિપોર્ટ મ્યૂનીસિપાલીટિયોના, વળી કૈક વસ્તિપત્રકોના;
લઈ મુંબઇ ગેઝિટનો આધાર, આપ્યા આંકડા મેં વિગતવાર. ૯
મોટો દર તેથી દેખી મૃત્યુનો, પૂરો ડર હૈયે ધરિને પ્રભુનો;
અગ્રેસર મ્યૂનીસીપાલિટીના, આપણે જે જે છૈયે અહીંના. ૧૦
વરો તેને ઘટે એ વિચાર, ઉંડા ઉતરી અંતર થઇ ઉદાર;
હવા પાણી સુધારવાં હેતે, વિવિધ કામો કરી વેતે વેતે. ૧૧
ઘટે મૃત્યુનો દર બચે જ્યાનો, અટકે દેવાતાં બહુ બળીદાનો;
છે તે ફરજ આપણિ છૂટયા ત્યારે, જોતાં જોતાં એવુ થાય જ્યારે.૧૨

### રાગ ધન્યાશ્રીની દેશી.

(આગળ પ્રમાણે)

આપણે જે જે બળીદાન આપ્યાં, એ જો વિચારિયે આજજી,
સમજાને તો છે શરમાવા જેવુ, લખતાં પણ આવે લાજજી ૧

ધાડી વસ્તીવાળું ભગુપુર, એટલો દર જો હોતજી;
જીવ બચત સુવાળિશે છત્રિશ, થાત ન એટલાં મોતજી. ૨
મુંબઇના દરે જીવ તેત્રીશે, છત્રીશે પૂના પ્રમાણેજી;
એટલા જીવ બચત એક વર્ષમાં, અવલોકો આ ઠેકાણેજી. ૩
ઇસ્વિ અઢારસો એકાશિની એક, એજ જુઓ ફક્ત સાલજી;
પાંચ વરસનાં ગણી પ્રિછો, કહે લાયક રણછોડલાલજી. ૪
સૈકા સતરમાં શીતેરનો દર, વિલાયતમાં મૃત્યુનોજી;
આવી બાવિશ ત્રેવિશે ઊભો, સુધારો નહિ ન્હાનોસુનોજી. ૫
ઇસ્વિ અઢારસો અડતાળિશાથી, છેક ચોસઠ સુધીમાંજી;
સહસ્ત્ર છત્રિશ શત એક ચોપન, મૃત્યૂ થયાં મુંબઇમાંજી. ૬
પાછળ બીજાં સતર વરસમાં, સુધર્યાં હવા ને પાણીજી;
સહસ્ત્ર અગ્યાર ઊપર છવ્વિશ, એટલાં ત્યાં લ્યો જાણીજી. ૭
એક કોલેરામાં ઉગર્યાં એટલાં, પૂરણ પચિશ હજારજી;
સ્વચ્છ હવા પાણી સંબંધી, કરતાં અધિક ઉપચારજી. ૮
તેર હજાર ને નવસો સત્તર, પૂનાનું લેતાં પ્રમાણજી;
સુરતનું લેતાં સહસ્ત્ર દશ ને, બસો ચોત્રિશ બચત પ્રાણજી. ૯
એટલા પાંચ વરસમાં ઉગરત, જોતાં જોતાં જીવજી,
દૈવ કશો શિર દોષ લેતો નથિ, દાતાર બુદ્ધિનો દૈવજી. ૧૦
કૈક કહે હોય નશિબમાં જ્યારે, જેને જવાનું તે જાયજી;
અધવચ થાય અકાળ મૃત્યુ કૈક, કેની તે ચૂક કથાયજી. ૧૧
રાખે ઓઝીશાળુ સરપ ને વીંછી, પાછી મહિં સમાયજી;
આરોગ્યતાના નિયમ વિરૂધ એમ, બહુ બહુ મૃત્યૂ થાયજી. ૧૨

ચોપાયા વૃત્ત.

એ પુસ્તકમાં વળિ મંડળ એ, લખતાં એમ લખેછે,
આરોગ્યતાનો પાયો ધરતા, પાયા સાથ રહેછે. ૧

ઇજનેરો કારીગર કડિયા, જે જે કહિયે એના;
તેણે રચવાં જોઇએ તેવાં, મૂળ હમેશાં તેનાં. ૨
મોટાં મોટાં મેદાનોમાં, છૂટ મકાનો કરવાં,
હવા અને અજવાળા કેરા, ધીંગા રસ્તા ધરવા. ૩
ખાસાં બાધ કામ ખાળોનાં, ને તેનાં ઘડનાળાં,
કામ ફરસબધીના ને વળિ, પાણીનાં રૂપાળાં. ૪
જ્યાં નવ શકે ગલીચ હવા ટકિ, કિણું પડે રવીના,
છૂટ ઓરડા અને ઓશરી, માળ બધા મેડીના. ૫
ઉમદાં વિશાળ હોય આંગણાં, નજર બાગ મેં આગે,
વિવિધ વૃક્ષ ધર ફરતાં બાહર, લખ કૈલાસ સમ લાગે. ૬
બાકી પણ વળિ પ્રથમ કહ્યું છે, તે કહું કરિ પુનરુક્તી;
સ્મૃતિકાનો પણ સાર કહિશ હું, જે શ્રોતા પ્રતિ ઉક્તી ૭
રાવે જે જે લખ્યું સ્મૃતિકામાં, છેવટ તેનો સારો;
કલમવાર દરસાવ્યો કાઢી, એ નથિ આંહિ ઉતાર્યો. ૮
અસલ મુજબ સ્મૃતિકા નથિ ઉચર્યો, ખરી નકલ જે કહિયે,
ગદ્ય ઉપરથી પદમાં કરતા, થઈ ન શકે એ ક્યાંઇએ. ૯
શબ્દ અસલ કંઈ સરસ રાવના, ને ભાવાર્થ સબધ;
કાંક તર્ક લઇ મુજ મન કેરા, રચિ સ્મૃતિકા પદબંધ. ૧૦
સૂત્ર આરોગ્યતા રાવનિ સ્મૃતિકા, સૂત્ર વેદનું જેમ,
અસલ જેમ ગદ્યાત્મક ગ્રથે, આ પદબધે એમ. ૧૧
રાવ હૃદયના જે ઉદગારો, સાગર તણા તરંગ;
સમાય ક્યાં છિલ્લરમાં આવી, સમજો એમ સળંગ. ૧૨

## ચોપાઇ ત્રિતાળી.

વસે જન જ્યાં ખિચોખિચ વાસ, સૌને થઇ ત્યા પડે સંકડાશ;
દુઃખ જગ્યાનાં બોલે દરેક, બીજાં પણ એવાં ઉપજે અનેક. ૧

કહો શુદ્ધ હવા રહે ક્યાંથી, જાય લેશ ગલીચી ન જ્યાંથી;
અહોનિશ દિસે વધનો અંધાર, પ્રસરે વ્યાધી વિવિધ પ્રકાર. ૨
એવા ભય અને દુઃખ અનેક, છેહ જેનો મળે નહીં છેક;
વિગતે તેની ચોપડિયો છપાવી, કોડે ભાષણ પુરમાં કરાવી. ૩
અસર કરવી તે સર્વના ઉરમાં, પ્રવિણ જે પૂરજન છે આં પુરમાં;
મોટા બાગ બગીચા બનાવી, જઇ પુર બ્હાર બેસે જમાવી. ૪
તણાઇ જણ કૈક ત્યાં તેથિ જાય, જેમ મધપૂડે માંખો જગાય;
કૈક ખાસાં બને કારખાનાં, મનમાન્યાં ને મોટાં મજાનાં. ૫
પુરણ સરકાર પણ ધરિ પ્રીતી, અને શ્હેરની મ્યુનિસીપાલીટી;
અહોનિશ લહે એવા ઉપાય, ચિત્ત જન બ્હાર રહેવા ચ્હાય. ૬
ઉત્તમ રચના ત્યાં એવી આદરવી, કિર્તિ એ પાસે પુરની શી કરવી;
એવો તો એ રહે થઇ આભાસ, વસ્યા હેવો આની જાણે વાસ. ૭
શ્હેર શ્હેરે ખાલી થતું જાય, દીસ તેમાં ન કેનું દુભાય;
હોંશે હોંશે જ્યમ પિપિલિકા[1] હાર, સાંધે એક બીજી તણી લાર. ૮
પટ ગિચ વસ્તિમાં કોય પડિયો, જોતાં લેનારની પડે ઝડિયો;
કદી પણ ન વેચે કોય કાળ, સરકાર કે મ્યુનીસિપાલ. ૯
જ્યારે જ્યારે મળે એવા જોગ, મોટા રાજમાર્ગો મોટા ચોક;
થાય પુરમાં અને પુર બ્હાર, વધે શ્હેર તણો વિસતાર. ૧૦
પાકી સડકો ને ભવ્ય મકાનો, બનૂ ઠાઠ જ્યાં ત્યાં બગીચાનો;
ફર ફર ફર છૂટે ફુવારા, એની અંતરિક્ષમાં ઊડે ધારા. ૧૧
ગંદકી ને ગલીચી સૌ જાય, વાયૂ શીળો સુગંધિ ત્યાં વાય;
અશોક બાગ શું કહિયે એ આગે, એવું જનમનરંજન લાગે. ૧૨

## રાગ ધન્યાશ્રીની દેશી.

શ્હેર વિશે સંકડાશ મટી થાય, સૌને જગ્યાની છૂટ્ટી;

---

૧ કીડીયો

અડગ પાયો એ આરોગ્યતાનો, જાણે પડયો અબ્જ ફૂટજી ૧
પંદર ચોરસ ફૂટ પ્રત્યેકને, જોઇએ વસવા જમીનજી;
એથી અધિક કાંઇ હોયતો સારૂ, પુરૂષો કહેછે પ્રવીણજી. ૨
મેલા પાણીની ગાડીયો કરવી, ડ્રેનેજ થાવા લગીજી,
રસ્તામાં તે કોય રેડે નહીં, કુંડિયો વાળી ઉધીજી. ૩
સ્થળ મુકરર કરી ગુરુ લઘુ શંકાનાં, ખાંતે વધારવાં ખાનાંજી,
વિશેષ તેમાં પદાર્થ વાપરવા, ગંદકી મટાડવાનાજી. ૪
આકરિ નજર આરોગ્યતા ઊપર, રાખવી રૂડી રીતેજી;
કનસરવસીની ખાઇયો કરવી, ગૈમ બે દૂર ખચીનેજી. ૫
તે માટ હલકી ટ્રામવે કરવી, ટુંકે ખર્ચે અત્યારેજી,
પાચ હજાર રૂપીયા છે જોતું, દર મૈલે ખર્ચ સુમારેજી. ૬
નાણાનિ સગવડ નજરે વધારતા, જાવા કહું તે ઠામજી;
અસ્પે જે દિશનો પવન ન આવે, ત્યા ખાઇ કરવી તમામજી. ૭
જગ્યા બનાવતાં પણ એજ જોવું, પ્રેમ ધરી સહુ પ્હેલાંજી,
પાયખાનાં કે મોરિયોનાં મુખ, એ રિત દીસે રહેલાજી. ૮
ફળજાહક સરકાર કનેથી, કોટ પાસે ના લેવાજી;
પાણી ભરાઈ રહે નહિ પાવળુ, એ પટ કરવા એવાજી. ૯
કમિમાં કમી તો ત્રેસઠ ફૂટ કાં, અધિકાં અઠોતેર ફૂટજી,
આમદાવાદ નજીક છે ઊંડાં, અંબુદ[1] ઝરણ અખૂટજી. ૧૦
કાંકરેટ કુવો છોઈ કરવો, પાતાળનું લઇ પાણીજી;
પીવા માટે એજ વાપરવું, ઉર હિત સહુનું આણીજી. ૧૧
ઘેર રહો કે રહો દવાખાને, ઔષધાલય પણ એવાંજી,
જરૂર પડે જ્યાં દરદિ બોલાવે, દાક્તરો ધરના[2] જેવાજી. ૧૨

૧. પાણી આપનાર ૨ વગર ફીએ જાય તેવા

### સાખી.

માન પ્રતિષ્ઠા ધર્મ સહુ, સર્વેનાં સચવાય,
એવા કરિયે ઔષધાલય, એ મારો અભિપ્રાયરે. ૧

## એ યાદી સંબંધે રાવે પ્રેસીડેંટ થતાં હાથ ધરેલું કામ અને પ્રજાનું તેમાં વિરૂધ પડી સામા થવું.

### ચોપાયા વૃત્ત.

પણ એ કરતા છે પૈસાનો, સવાલ સૌથી મોટો;
તે જો સઉ હીંમતથી કરશુ, તો રહેશે નહિ તોટો. ૧
જાન બચે જે લાખો જીવના, નથી વાત તે ન્હાની,
સાર્વજનિક આરોગ્તા અર્થે, તાણુ શિ રહે પૈસાની. ૨
જુઓ રાવની હીંમત કેવી, કેવા કર્યું વિચાર;
યુરોપિયનથી જરા ન ઉતરે, બીજાના શા ભાર. ૩
કમિસ્નરોનુ ધ્યાન ખેંચવા, ન્યૂસોમાં ચરચાવા;
શાણા પ્રેસિડેન્ટ સાહિબને, નકલો એની જાવા. ૪
ઠીક ઠરાવ કરીને ઊઠયા, ને આગ્યા અભિપ્રાય;
ચેરમેનનુ પદ સોહાવ્યુ, જે દીધું જગરાય ૫
ચોતરફે ચાલી પછિ ચરચા, લાંબૂ પ્રકરણ ચાલ્યુ;
પ્રેસીડેન્ટ થતાં તે પોતે, આ વખતે કર ઝાલ્યું. ૬
ચાલી કૈક ગયા ઇજનેરો, નવા કૈક વળિ આવ્યા;
લખી કૈકને રાવે તેના, અભીપ્રાય મંગાવ્યા. ૭
દીસે તળાવ માહિ દેડકાં, મીન સરીતા માંય;
મગર મહાસાગરમાં મોટા, ગણુતાં કેમ ગણાય. ૮
મંઝાવર જ્યાં સ્હેર પડ્યું, ત્યાં કહિયે શેના તોટા,
અનેક મોટા અમલદાર ને, શ્રીમતો પણ મોટા. ૯

સ્મૃતિકો વાંચી સર્વ વિચારે, કરવાં જે જે કામો;
ઈશ્વર જાણે કેમ ઉતરશે, શું થાશે પરિણામો. ૧૦
કર પડતાં રાંકો કચરાશે, ખરચ હજારો ખાશે;
મગજ મગજના મત જ્યાં જાુદા, એક મત ક્યાંથી થાશે. ૧૧
પ્રિય મિત્રો અળગા જઈ પડિયા, કેની કરિયે વાત;
છાપાંઓએ બહૂ છૂટથી, કરિ મુકયો ઘોંઘાટ. ૧૨

## સાખી.

શ્હેર બધું સામુ થયું, કીધો જબરો કોપ;
જેમ ગ્યાલિલિયોને થયો, આખો ખંડ યુરોપરે. ૧

## ત્રિતાળી ચોપાઈ.

સામા રાવ સ્વતંત્ર ને શૂરા, પરાક્રમી પુરૂષ પોતે પૂરા;
કામ હૈયાથિ તે કેમ હારે, કથી સિંહ ડરે કહો ક્યારે. ૧
પણ ઉન્મત એવા તે ન્હોતા, જથારથની સમાધાની જોતા;
ઉંડા ઉતરીને કરતા વિચાર, કદી સહસા ન કરતા તે કાર્ય. ૨
પ્હેલેથી નક્કી કરિ પરિણામ, કરતા રાવ પછીથી તે કામ;
રાખી તેજ રાવે અહીં રહેણી, હતા ડાક્ટર ચેમાસ બ્લેની. ૩
ગટર કામ વિરૂધ તે ગણાતા, પૂરા મુંબાઈમાં તે પંકાતા;
ખાંતે માગ્યા તે પાસે ખુલાસા, પ્રત્યુત્તરથી તે તેણે પ્રકાશ્યા. ૪
એણે તો લખ્યું ઊલટું એમાં, જોતાં મર્મ રહ્યો બહુ જેમાં;
જે જે મત તેણે તેમાં જણાવ્યો, ઉલટો તરફેણમાં એતો આવ્યો. ૫
માત્ર એટલું શરૂમાં ઉચાર્યું, શ્રમ હજી હું કરછું એ સારૂં;
નથી નિશ્ચય થયો નિરધાર, કેવી ગટરો કરવી તે આ ઠાર. ૬
જે જે ગટરો મેં છે આંહી જોઈ, નિવડી લાભકારક નથી કોઈ;
કામાટીપરે જે થાય કામ, તેનો પેખવાને પરીણામ. ૭

તમે તેમ જો કરવાને ધારો, નક્કી થોડામાં કરિ નિરધારો;
અવ્વલથી અજમાશ કરાવી, ચાર નકશા રૂડા ચિતરાવી. ૮
જેવી શ્હેરને અનુકુળ થાય, રચના ગટરોનિ એવી રચાય;
પાણી કામ જો કરશો પછાડી, પાછળ ઘોડો ને આગળ ગાડી. ૯
કરતાં એટલું ગર્જ ન સરશે, પૂરી સંભાળ રાખવી પડશે;
જે જે મોરિયો કેરાં જોડાણ, કે કો એનાં અવર અનુસંધાન. ૧૦
નિત્ય નિયમિત નિર્ખવાં પડશે, કઇક ઇન્સ્પેક્ટર રાખવા પડશે;
કરશે તેમાં જો ગફલત કોઇ, મોટી નુકશાની તો સેજે જોઇ. ૧૧
કરી તે સૌ શકો તો આ કરજો, નહિતો આટલેથીજ અટકજો,
મારા પત્રની અથથી તે ઇતી, કરજો માહિત તમારી કમીટી. ૧૨

### ચોપાયા વૃત્ત.

રાજી હૃદયે રાવ થયા ને, બીજા પણ સૌ રાજી;
અર્થ કર્યા મન ગમતા સૌએ, જાણે જીત્યા બાજી. ૧
એવામાં ત્યાં ઇરીગેશન, ખાતાના ઇજનેર;
વોલ્ટર એમ. ડયૂકેટ સાહિબનો, પત્ર મળ્યો આ પેર. ૨
મેનહોલનુ બાંકું મુકયું, એથી બસ નહિં થાશે,
બીજા પણ બહુ હોય ભુંગળાં, ગટરો સરસ ગણાશે. ૩
હવા હોય મહિં જતી આવતી, તો જોખમ નથિ તેમાં;
નહિંતો તેના સ્વચ્છ કરનારા, જોખમાય કદિ એમાં. ૪
જરૂર હવા વિણુ કોય ન જીવે, એતો ખુલ્લું જાણો;
બ્લેક હોલ આદિક દ્રષ્ટાંતો, અતરમાં લઇ આણો. ૫
ગટરોનો જે દોષ ગણે તે, એ પૂરા અજ્ઞાની;
મરે ગટરમાં મનુષ્ય તેતો, હોયજ ખામિ હવાની. ૬
એમ કહી દ્રષ્ટાંતો કઇં કઇ, એ સાહેબે આપ્યાં;

શાણા રાવ તણા મન સંશય, વણ કસ્મીરે[1] કાપ્યા ૭
અમદાવાદ વિશે વળિ એવી, પ્હોળી ગટરો કરૂં;
કર્યું કામ નહિ કરવું પડશે, હું ધારૂંછું એવું. ૮
પત્થરના નળથી નહિ પ્રૌઢા, ત્યાં નળ કરવા પડશે;
થોડા પાણીના ખળકાથી, સાફ સદા થઇ શકશે. ૯
એમ. બી. ડોઈંગ એ ખાતાના, અવર હતા ઇન્જનેર;
ચિફ ઇન્જનેરને એણે લખિયું, પ્રેમ ધરી કઇ પેર ૧૦
જે. એચ. ઇ. હાર્ટ હતા તે, પૂના વિશે પ્રસિદ્ધ;
એસ્ટિમેટ એણે સહુ આપ્યા, વિગતે કરિ વિધ વિધ. ૧૧
શાણા વળિ ડ્યૂકેટ સાહેબે, એના રદિયા આપ્યા;
રચિ તે પરથી સ્મૃતિકા રાવે, થિર મન દ્રઢ કરિ થાપ્યાં. ૧૨

## પાણીકામ સંબંધી રાવની યોજના.

### રાગ ધનાશ્રીની દેશી.

સાહિબ ડ્યૂકેટે સાભ્રમતીની, યોજનાઓ કિધિ જેવીજી;
એવિન્જ ડોઈંગની યોજનાઓ, ખારી તણી ગણિ લેવીજી. ૧
યોજના વાર થઇ અજમાશોના, આંકડા સર્વ ઉતાર્યાજી;
આપ તણા અનુભવથી ફરી, કરકસર સહવિગત સુધાર્યાજી. ૨
ડ્યૂકેટનો જે અભિપ્રાય દીઠો, બાલાવિનલેથમ જેવોજી;
સાભ્રમતી માટે પોતે સ્વિકાર્યો, આપ્યો અભિપ્રાય એવોજી. ૩
દિવસ અઢારસેં છાશિની તારિખ, બાવિશમી જુન માસજી,
મ્યુનિસિપાલ કમીટીમાં મુકી, તે દિન એ દરખાસજી. ૪
સીવિલ સર્જન રોબ સાહેબે, તેને આપ્યો ટેકોજી;
કમીશ્નરોમાં હોહા મચી કૈક, અને થયા સહુ એકોજી. ૫

[1] પાપ.

મત તેર પ્રેસીડેન્ટથી મળિયા, શોળ પક્ષ મત વિરૂદ્ધજી;
ચરચાપત્રો બહુ થયાં ચાલતાં, જબરૂં મંડાણું જુદ્ધજી; ૬
દુઃખ જે રાવે પાણીનું દીઠું, વસ્તિને પડતું વિશેષજી;
વિસરે નહિં રાવને તે વિસાર્યું, હૃદય થકી લવલેશજી. ૭
વીશ ગેલન માથા દીઠ ગણ્યું તે, પાડવા પૂરૂં પાણીજી;
ગેલન પાંચની યોજના માટે, ત્યાં ખાસ કમીટી નિમાણીજી. ૮
ચર્ચાપત્રોના રાવે ચપળતાથી, ખુબ ખુબ કીધા ખુલાસાજી;
નમ્રપણું તેમાં નિમિષ્ય તજ્યું નહિ, ખરૂં ક્ષમાનાં ખાસાંજી. ૯
ઢાલ ધીંગી તે તો ધીરજની ધરિ, નહીં દુરાગ્રહ નામજી;
સમજાવી સમજાવી લેવું સરલથી, કરવા ધાર્યું જે કામજી. ૧૦
પ્રકૃતિ એ જે મુળથી પોતાની, રાજનીતિની રીતજી;
હોંશથિ મોકલ્યું હોપ સાહિબને, ખાસું એ પ્રકરણ ખચીતજી. ૧૧
કૌન્સિલ કેરા તે કૌનસીલર, જે કલકત્તા મોઝારજી;
ખેરખાં થઇ ગુજરાતના દીપો, ભાષા ગુર્જરિને ઉદ્ધારજી. ૧૨

## દોહરો.

"લાખ હુકમ કર લોપ પણ, કરે કદાપિ ન કોપ;
આવ્યા ભલે યુરોપથી, હેતુ સાહિબ હોપ." ૧

## સ્થાનિક સ્વરાજ્ય સંબંધે રાવની કારકિર્દિની ફત્તેહ— રાવને સી. આઇ. ઇ. પદનું પ્રાપ્ત થવું—

## ચોપાઇ ત્રિતાળી.

હોપ જેવા થશે કોણ હેતુ, સમુદ્રમાં કહુ જેમ સેતુ;
રાવ જેવા થશે કોણ શૂરા, પુરૂષ પ્રયત્ન કરવામાં પૂરા. ૧
કામ ગ્રામનું જે તે કહેતા, વેગે ગાડાં કર્યાં તેનાં વ્હેતાં;

ખાઇ કહેંતા ખશેડવા જેહ, કીધી અગ્નિ ખુણે લેઇ એહ. ૨
કર્યું કાંકરિયાનું એ કેવું, જગતને તે થયું જોવા જેવું;
કીધા સડકોના પણ કૈં સુધારા, મન ધાર્યાં સૈ પાર ઉતાર્યાં. ૩
કરી સ્થાનિક સ્વરાજનું કામ, કાઢયું રણછોડભાઇએ નામ;
દીધા સ્થાનિક સ્વરાજ્યના ડંકા, વડા રાવ થયા જોધ વંકા. ૪
પદરનું પણ કોણ ત્યાં પુછે, મોટા ખર્ચમાં વળ દીધા મુછે;
કીધા પ્રૌઢા કૈં પર ઉપકાર, અધિક દીઠા વૃત્તીના ઉદાર. ૫
અનાશ્રમ ઔષધાલય કીધાં, દામ કૉલેજ ફંડમાં દીધા;
મુંબાઇ સરકાર પણ થઇ માહીત, કલકત્તા સરકાર એ રીત. ૬
વેગે પ્હોચી વિલાયત વાત, મન હરખ્યાં વિકટોરિયા માત;
જન્મ દિવસ તારિખ કહું જેની, ચારે ચોવીશમી રૂડી મેની. ૭
મે[1] તો છવન સર્વનું જાણો, પાળક પ્રસુતા જે જનમી પ્રમાણો;
ચોવિશ અવતાર વિષ્નુના છે જેવા, દેહ ધરિ એક જનમી એ દેવ્યા. ૮
" રામ સબહિકા મજરા હૈં લેતા, જૈસા કૃત ઐસા ઉનકોં હૈં દેતા;
રીત એ માતાએ હતિ રાખી, સૂરજ ચન્દ્ર બે તેના છે સાખી. ૯
વડો દિન જન્મનો વર્ષોવર્ષ, હેડે ત્યારે ધરી મોટા હર્ષ:
જેની ચાકરિ તે દેખે જેવી, તેને કરે ઇનાયત તેવી. ૧૦
ગણના કરિ તેમ રાવના ગુણની, નેક નામી ગુણી એ નિપુણની,
આપ્યો સી. આઇ. ઈ. નો ખેતાબ, અવની પર વધારિયું આબ[2]. ૧૧
ઇસ્વી સાલ અઢારમો છ્યાશી, ખબરમાં તે શોભી રહિ ખાસી,
તારિખ પાંચમિ જ્યૂનનું તત્ર, મોટું રાવ પામ્યા માનપત્ર. ૧૨

### દોહરો.

કેવાં ઉત્તેજન અને, કેવી કહો કૃપાય;
વિશ્વ વિષે નહિ વીસરો, અહો વિકટોરિયા માય. ૧

---

૧. મે મહીનો અથવા વર્ષાદ. ૨ પાણી

## આપણાં માયાળુ મહાદેવી માતુશ્રી વિક્ટોરિયાની-

### ગરબી-

અચકો મચકો કારેલી, એ રાગ-

અહો મલ્લિકા મા અંબા. એ ટેક.

આ નવો અમલ જે અહિં આવ્યો, સુખ સંપતિ સાથે લાવ્યો માત; અહો.
કંપનિ[1] દ્વારા મુળ પગ કીધો, દુનિયામાં ડંકો દીધો માત; અહો. ૧
લૌકિક કે ધાર્મિક જે લેખો, મારેલી સજ્જડ મેખો[2] માત; અહો.
સતિ[3], સમાધ[4], ધરણા[5], સથારા[6], મધુ[7] કૈટભ[8] એતો માર્યાં માત; અહો. ૨
બહુ ચોરી, બ્હારવટાં, ધાડાં, દળ[9] મહિષાસુરના[10] ધાડાં[11] માત; અહો.
ગણિ જન થાકે નામો ગણતાં, એ વાર ન લાગી હણતાં માત; અહો. ૩
આણ્યો જન અસ્થિરતા[12] આરો[13], મહિષાસુર તેતો માર્યો માત; અહો.
કાઢ્યો અંધેર તણો ગોટો, એ ધુમ્રચક્ષુ[14] અતિ મોટો માત; અહો. ૪

---

૧. યુનાઇટેડ ઈસ્ટ ઇંડિયા કંપનીના હાથમાંથી આ દેશનો રાજ્યવહીવટ ઇ. સ ૧૮૫૭ ના બળવા પછી મહારાણી સાહેબે પોતાના હાથમાં લીધો તે. ૨. જંગલી વહેમી રૂઢીયો જે ખસેડી ન ખસે તેવી. ૩. કાંઈક શ્રદ્ધા ને કાંઇક જોરાવરી પછી એકલી જોરાવરીથી પણ સ્ત્રીઓને પોતાના ધણી પછી બળી મરવું પડતું તે. ૪. જીવતાં જમિનમાં દટાવું તે પરમહંસો કે સન્યાશીયો આદિ કરતા ૫. અમુક કામ કોઇ પાસે ફરજીયાત કરાવવા કોઈને ઘેર જઈ ત્રાગું કરવા ધમકી આપવી કે ત્રાગું કરી લોહી વહેતાં કોઇને ત્યાં જવું તે બ્રાહ્મણ ચારણ આદિ કરતા. ૬. ખાવું પીવું નહીં એ અનશન વ્રત લઇ મરવું તે સંથારાનું જૈન ધર્મમાં ઘણું ચાલતું. ૭.-૮. એ નામના દૈત્યો ચંડીમાં લખ્યા છે તે. ૯. લશ્કર. ૧૦. એ નામનો દૈત્ય ચંડીમાં લખ્યો છે તે ૧૧. જાડું-ઘણું. ઘટ ઉપરથી. ૧૨. પ્રજાની નાશભાગ-દોડાદોડી. ૧૩. છેડો. ૧૪. એ નામનો ચંડીમાં દૈત્ય લખ્યો છે તે

બહુ રાજકીય, ધાર્મિક બંડો, તે ચંડ[1] મુંડ[2] પ્રચંડો માત; અહો
જે જિવતા પી જનનાં લોહી, ક્યાં રક્તબીજ[3] એ કોઇ માત; અહો. ૫
જે ત્રાસ, જુલમ તે પરવાર્યા, એ શુંભ[4] નિશુંભ[5] સંહાર્યા માત; અહો
મા જે જે ચંડીમાં વાંચ્યું, તે કરિ દેખાડ્યું સાચું માત; અહો. ૬
મા મુગટ અલૌકિક શિર ધર્તાં, હીરા મણિ માણુક ફરતાં માત; અહો.
મા અસંખ્ય ભુજા[6] આપે ધારી, સિંહનિ[7] શોભે ખુબ સ્વારી માત; અહો ૭
મા પ્યાલા સુકીર્તિના પ્યાગ, દેવી સાક્ષાત અમારાં માત; અહો.
મા ખડ્ગ ખર્શ આપે ધાર્યાં, ને અગણિત પ્રાણ ઉગાર્યા માત; અહો. ૮
મા પડધમ પર ડંકા પડિયા, ત્યાં પાપીમાં ફડફડિયા માત; અહો.
મા બ્યુગલ આપનાં જ્યાં વાગે, ત્યાં ભડકીને સહુ ભાગે માત; અહો. ૯
મા અસ્ત્ર શસ્ત્ર તો છે એવાં, દેવોએ દીધાં જેવાં માત; અહો.
મા અદર્શ[8] આપ રહ્યાં આંહી, પણ શક્તિ સૌથિ સવાઇ માત; અહો. ૧૦
મા સુલેહ શાંતી પ્રસરાવી, ને દુનિયાને દીપાવી માત; અહો.
મા દયા ધર્મનાં મહાદેવી, અવતારી અન્ય ન એવી માત; અહો. ૧૧
મા વિદ્યા, કળા, વિવિધ વાનાં, મહા સુખ દીધાં મનમાન્યાં માત; અહો.
થિર કરિ સૌને સુખમાં થાપી, કઇ બંધન નાખ્યાં કાપી માત; અહો. ૧૨
જે ધર્મે રાજ્ય કહિયે જેવું, અહિં હતું કહો ક્યાં એવું માત; અહો.
મા રામ રાજ્ય કરિને મુક્યાં, સૌ મનના મનોરથ પૂર્યા માત; અહો ૧૩
વિસરે ઉપકાર ન વીસાર્યા, ગુણ ગણિ ન શકાય તમારા માત; અહો;
આ વખત કદાપી વહિ જાશે, પણ વાતો રહિ વચાશે માત; અહો. ૧૪
મા શાંતીમય શ્રૃષ્ટી કીધી, પછિ નિદ્ર સદાની[9] લીધી માત, અહો.

---

૧-૨-૩-૪-૫-એ નામના જુદા જુદા ચંડીમાં દઇતો લખ્યા છે તે ૬ હાથ અથવા લાવ લશ્કર રાજાના હાથ તેનું લાવ લશ્કર. ૭. બ્રીટીશ વાવટામાં સિંહનું નિન્હ છે ૮ આપણાં માયાળુ માતા મહાદેવી આ દેશથી તો અદર્શન રહ્યાં હતાં એ ખુલ્લું છે ૯ તા ૨૨ મી જાન્યુઆરી સને ૧૯૦૧ ને રોજે સ્વર્ગી થયાં.

મા નથી થએલ કે કોઈ થાવું, જે આપ સમાને આવું માત; અહો. ૧૫
મા આપ સિધાવ્યાં પ્રભુ ધામે, પણ અમર દિસો આ ઠામે માત; અહો.
મા અવિચળ પદ ઈશ્વર આપો, થિર સુખીયાં કરિ પ્રભુ થાપો માત; અહો. ૧૬
પ્રભુ રાજ્ય તેજ વૃદ્ધિ દેજે, આ અચળ અમલ અહિં રહેજે માત; અહો.
પ્રારથના કરિ નિત પ્રભુ આગે, મનમોહન એ સુખ માગે માત. અહો. ૧૭

**દોહરો.**

એ માતાના પુત્રનું, તપો પ્રભુ ખુબ તાજ;
અચળ અમલ ઇંગ્લીશનો, રાખો પ્રભુ મહારાજ. ૧

**સોરઠો.**

બહુ સુવાસિત બાગ, રૂડો જેવો રાવનો;
ભાખ્યો બીજો ભાગ, આ એવો ઉત્તરાર્વનો. ૨

..................

## ભાગ ૩ જો.

### રાવના પાણીકામ સંબંધે મે. ટી. સી. હોપ સાહેબનો પત્ર–તે સંબંધમાં મળેલી ગંજાવર સભા–ઉસ્કેરાયલી લોકલાગણી.

**ચોપાઇ ત્રિતાળી.**

રાવે હોપને જે પત્ર મુંકયા, ચટ ઉત્તર સાથે આવી ચૂકયા;
મોટા ગંભીર બહુ અર્થ માંહ્ય, જે જે વાંચે તે ખુશ થતા જાય. ૧
મૂળ કરવા ન્હોતું જેને મંન, પુરણ થયા તે સર્વ પ્રસન્ન;
તેમ રાવને પણ મળ્યો ટેકો, દીલ ધારી વિચારી જો દેખો. ૨
એથી એ વિશેનો ઉપકાર, મળી માનવા સભા શ્રીકાર;
કેક શેઠ વડા ને વેપારી, નોકર ચાકર કઇ સરકારી. ૩

કઇક વકિલો ને કઇક વિદ્વાનો, કેક હિંદૂ ને કઇ મુસલમાનો;
મળ્યા સૌ ટંકશાળ મોઝાર, સભાસદ બે હજાર સુમાર. ૪

ડીસંબર સન અઢારસો છયાશી, ભલી તારીખ ત્રીસમી ભાશી,
નગરશેઠ પ્રેમાભાઇ નામ, રાવસાહેબ મહિપતરામ. ૫

રાવબ્હાદુર બ્હેચરદાસ, ખરા મિત્ર જે રાવના ખાસ;
મણીભાઇ ને ત્રીકમલાલ,[1] વકિલ વ્રજરાય સાકરલાલ. ૬

રાવસાહેબ નિર્ભયરામ, પિતા સુજ કવિ દલપતરામ;
કાવસજી શેઠ કારંજાવાળા, વડા વડા મળ્યા વગવાળા. ૭

હતા હોપ સાહિબ જ્યારે આંઇ, કીધાં કામ સારે જે જે કાંઇ.
જણાવ્યો સ્નેહ તે સમે જેવો, અધાપી દીઠો એવો ને એવો. ૮

સૌએ સંભારી ગુણ સ્તુતિ ગાઇ, ચઢતી તે માટે તેમની ચાહી;
ગિસ્તર હોપનો ઉપકાર માની, ઉચરી જય માતા વિકટોરિયાની. ૯

પ્રેમે હોપ સાહિબનો જે પત્ર, બ્હેચી નકલો તેની સર્વત્ર;
છાપાંએ છેક મર્યાદા છાંડી, મહા મોટી ધમાધમ માંડી. ૧૦

શુણી ડયૂકેટે એ સર્વ વાત, જવાળા અંતર ઉઠી ઝળાટ;
વોટર વર્ક કે ડ્રેનેજ કેરી, પોતે યોજનાઓ જે જે પ્રેરી. ૧૧

શાણા હોપે જે શક તેમાં લીધા, દલીલોથી લખી દુર કીધા;
મુંકી સરકારમાં તે રિપોટ,[2] કીધી ખાત્રી સૌની ચડીયોટ. ૧૨

### તે સંબધમાં રાવની સ્મર્ણાર્થે યાદી.

### ચોપાયા વૃત્ત.

રૂડા હોપ તણા કાગળ પર, રચિ સ્મૃતિકા વળિ રાવે;

---

૧. શેઠ. મણીભાઇ પ્રેમાભાઇ તથા ત્રીકમલાલ જમનાદાસ.
૨. રિપોર્ટ

જેમ પ્રજાને માતપિતા મળિ, સ્નેહ સહિત સમજાવે. ૧
જાહેર તેમાં એમ જણાવ્યું, સૌને જાહેર થાવા;
શ્હેર આપણાની આરોગ્યતા, સુધરી થાવા વા ! વા ![1] ૨
બને તેટલી ચોકશિ કરવા, ને સલાહ મેળવવા;
અનુભવિ મેં જે હોય આપણા, લખિયું તેને લખવા. ૩
વોટર વર્ક ને ડ્રેનેજ કેરાં, કામ તણાં કાગળિયા:
તે સાથે મુંકયાં તે મુજને, પ્રત્યુત્તર સહ મળિયાં. ૪
સાહિબ આપણા છે શુભ ચીંતક, જરૂર સૌકો જાણો;
અમુલ્ય એના કહુ જે શબ્દો, અતરમાં તે આણો. ૫
"અમદાવાદ તણી આરોગ્યતા, સુધારવા ભલિભાતે;
મોટા ખર્ચે મ્યૂનીસીપાલે, જોઇએ કરવો જાતે. ૬
પીવા સૌને ચોખું પાણી, જો પુરજનને જડશે;
ગંદવાડ ને મેલું પાણી, પુર મ્હારે જો પડશે. ૭
એમાં જો નહિ ખામી આવે, કામ ઝપાટે થાશે.
મોટા દર જે છે મૃત્યૂનો, જરૂર કમી થઈ જાશે." ૮
સેનેટરી કમીશન કેરા, સાહિબ જેમ કહેછે;
સાહિબ શાણા હોપ તણો પણ, મતમાં મત તો એ છે. ૯
કમીશનર મ્યૂનીસીપલના, શ્હેર સુભેચ્છુ જે જે;
કહું તે પર બહુ વિચાર કરવા, છે બંધાયા તે તે. ૧૦
મારો પોતાનો તો એવો, અભિપ્રાય કહું એ છે;
ગમે તેવિ જો પડે અડચણો, વેઠિ લેવાનો રહેછે. ૧૧
સ્તૂતિપાત્ર આ સાર્વજનિક હિત, કારજ તે તો કરવું;
અને જેમ બને જલદી તેમ, જલદી કરમાં ધરવું. ૧૨

---

૧. વાહવાહ.

## મે. સર ટી. સી. હોપ સાહેબનું અમદાવાદ આવવું અને રાવના કામ માટે તેમની પ્રસન્નતા—

### રાગ ધન્યાશ્રીની દેશી—

રાવે વળી હૃદય એમ વિચાર્યું, સૌનુ થવા સમાધાનજી;
સાહિબ હોપ જો આવે શ્રીપુર તો સઘ ફરે આ શુકાનજી. ૧
ક્યાં કહ્યું પત્ર ને ક્યાં કહ્યું પોતે જોતની જુદી વાતજી,
અનેક પત્રના થાય અરથ ને સંકલ્પ વિકલ્પ અસંખ્યાતજી. ૨
હોંશ ધરી એથી હોપ સાહિબને પ્રેમે પાઠવિયો પત્રજી;
વીનય વિવેકની સાથે વિગતબંધ લખિ હકિકત સર્વત્રજી. ૩
સાહિબ હોપ તે સ્નેહના સાગર ના કરે કદિયે નકારજી;
પત્ર વાંચી તે અત્ર પધાર્યા અમદાવાદ મોઝારજી. ૪
દુધેશવરનો કૂવો દેખાડયો, મીલ માટે જે કીધોજી;
બીજી પણ યોજનાઓ બહુ બહુ, દેખાડી મારગ લીધોજી. ૫
સંતોષ પામ્યા સાહેબશ્રી ને, શાણો વરગ બીજો સમજ્યુજી;
સામું જુએ કોણ બોવે પછી, કદિ બાળક કે અણસમજુજી. ૬
ઇસ્વિ અઢારસો ઉપર સત્યાશિની, માર્ચની તારિખ ત્રીજીજી;
મીટીંગ જનરલ મ્યૂનીસિપાલની, રસ પર આવી રીઝીજી. ૭
મત ઝાઝા ત્યાં રાવને મળિયા, બાજી તે જીતી બેઠાજી;
હઠિલા જન તે હઠ નવ મુકે, હારી બેસે પછિ હેઠાજી. ૮
સો બલાઇ સમજુની કહિયે સમજાવતાં થાય સુખજી;
અણસમજુ સમજાવ્યો ન સમજે, એતું મોટું દુઃખજી. ૯
સાહિબ શાણે સમ્મતિ આપી, મંજુરી મ્યુનીસીપાલેજી;
વોટર વર્કનું કામ આરંભ્યું, રાવશ્રી રણછોડલાલેજી. ૧૦
ડ્યૂકેટની યોજનાને અનુસરિ, કર્યું મંડાણું એ કામજી;

અણસમજુને દીલ થયું એ, દાઝયા ઉપર જેમ ડામછે. ૧૧
વાટે ઘાટે રાવ જ્યાં વિચરે, ભાંડણાં જન સૌ માંડેછે;
કિંચિત રાવ ન ક્રોધ કરે, ગણિ અજ્ઞાનીમાં દ્રષ્ટિ કાઢેછે. ૧૨

## અમદાવાદના કેટલાક અજ્ઞાન વર્ગની તે સાથે વિરૂદ્ધતા અને તેમના પ્રત્યે રાવે રાખેલું મોટું દિલ-જમનાંબાઇ સ્માર્ક કુંડની સ્થાપના.

### ચોપાયા વૃત્ત.

એક વખત મ્યૂનીસીપાલે, જતાં રાવની ગાડી;
કાગટના લઇ પથરા ફેંક્યા, રીશ હૃદયની કાઢી. ૧
લોકો એવું વદવા લાગ્યા, લાજે જે લખનારો;
બોલનાર જે સમૂદાય તે, અજ્ઞાની બિચારો. ૨
કેવું માણસ કેને કહિયે, કેવા એના કામો;
અજ્ઞાનીના કશા ઓરતા, બોલી સંતોષ પામ્યા. ૩
પ્રજા પેટની તે પ્રસુતાને, કડવાં ઓષડ પાતાં;
પેટ વિશે જેમ મારે પાટૂ[1], મન પર લે ના માતા. ૪
રીતી એવી રાવે રાખી, સહન સહુનું કીધું;
અજ્ઞાના બોલ્યાં કે કીધું, લેશ ન મન પર લીધું. ૫
લોન મ્યૂનિસીપાલિટિ ખાતે, પાંચ ટકાની કાઢી;
રચના વૉટર વર્ક તણી ત્યાં, મોટિ ઝડપથી માંડી. ૬
એમ કરંતાં મહિનો આવ્યો, સુંદર શ્રાવણ માસ;
વિરપસલીનું ટાણું આવ્યું, રાવ થયા ઊદાશ. ૭
બેન સાંભર્યાં જમનાંબાઈ, જે નિજ સાથે રહેતાં;
ભાઈ વિના ભૂલાં જે ભમતાં, ભાઇ ભાઈ મુખ કહેતાં. ૮

૧. લાત.

સત્તર વર્ષો સ્વર્ગે ગયે ત્યાં, એને યાવા આવ્યા,
સ્નેહપાત્ર પણ સહોદરી[1] તે, એ પાછાં નન આવ્યાં. ૯
વિરપસલી તો દરેક વર્ષે, વળી વળી ફરિ આવે;
સ્નેહપાત્ર પણ સહોદરી તે, એ ફરિ ફરિ ક્યાં આવે. ૧૦
રૂપિયો કે અડધો રૂપિયો કે, પાચ રૂપૈયા પસલી;
રાવે રોક હજાર રૂપૈયા, વિર દીધી વિરપસલી. ૧૧
લેખું શોળ વરસનુ લેખી, સોસૈટીને સોંપ્યા;
સ્માર્ક ફંડ જમનાંબાઈ નામે, રોપ અમર એ રોપ્યા ૧૨

## ચોપાઇ ત્રિતાળી.

જેવો સ્નેહ તેવું તેવું સુખ, જેવો સ્નેહ તેવું અંતે દુઃખ,
ઘાટા સ્નેહમાં સુખ ઘણુ હોય, અલ્પ સ્નેહમાં દુખ ઓછું હોય. ૧
ભાઈ બેનનો સ્નેહ આ ઘાટો, ઘાટા સ્નેહનિ વસમી છે વાટો;
જાણનાર જે તે એજ જાણે, અવર તો અંદેશા રહ્યા આણે. ૨
પુરૂષ પરમ તે રાવ પ્રખ્યાતા, ફેલાવો સ્ત્રી કેળવણીનો ચ્હાતા;
કન્યાશાળાની કન્યા જે હોય, કરે સરસ ભાષણ તે જે કોય ૩
એને આપવા કાજે ઇનામ, સ્માર્ક ફંડ જમનાંબાઇ નામ;
એનુ બ્યાજ સોસાઇટિ લે છે, એનુ ફંડ એ હસ્તક રહેછે. ૪
કેવું રાવ તણું જુઓ કામ, નિજ બેનનુ પણ રાખ્યું નામ,
સ્વદેશે વળી કીધો સુધારો, જે સ્ત્રી કેળવણીનો વધારો. ૫
ગણતાં અબળા સ્ત્રી જાત ગણાય, દિલમાં રાવને બહુ તે દ્યાય;
ખાસ રાવે કર્યું દવાખાનું, પુર્ણ મન પણ પોતાનું ન માન્યુ. ૬
શોધી રાખિયો સર્જન સારો, દયા નીતિ વિદ્યા ધર્મવાળો;
જથારથની દવા દે તે જાણી, પ્રજાને બેટાબેટી પ્રમાણી ૭
ઊર પણ રાવ એમ વિચારે, નીતિ મર્યાદા સામુ નિહાળે;

---

[1] બેન

દારૂણ છૂપાં આ જાતનાં દર્દ, નરને કેમ કહી શકે નર્દ.[1] ૮
એમાં હેઠ તો છે કહું એવાં, જોતાં ઓચાનુભવ તણાં જેવાં;
તે જો સ્ત્રી તબીબો મળિ આવે, અલગ ઔષધાલય બહુ ઓપાવે. ૯
પામે સ્ત્રી જાત સર્વે તો સુખ, રહે મર્યાદા ને મટે દુઃખ;
દર્દ ખુલ્લે મોઢે શકે દાખી, ન દો બેશી રહે શર્મ રાખી. ૧૦
વિગને રાવ જ્યાં એમ વિચારે, કરવા ધાર્યું વળી કરતારે;
વડી ધરવા લાગી શુણી વાત, દિલે દિલસોજી આણી વિસાત. ૧૧
વૉઇસરોય ડફરિન જેહ આવ્યા, એનાં પત્નિને એ તર્ક આવ્યા;
એણે ખાસી ઉપાડી કમાન, હરખે આવતાં હિંદુસતાન. ૧૨

**નામદાર લેડી ડફ્રિન ફંડ–સ્ત્રી તબીબ શાળાઓની ઉન્નતિ.**

**રાગ ધન્યાશ્રીની દેશી.**

લેડી ડફ્રિન મહાલાયકિ વાળાં, પત્નિ તે પતિ પ્રમાણેજી;
તન મનથી માંડી મહેનત કરવા, વિશ્વ સહુએ વખાણેજી. ૧
જીલ્લાના જડજો કે કોઇ કલેકટરો, રસિડંટ, પોલીટિકાલજી;
તેમનિ બાનુઓ તે જોઇ તેમનું, તેમાં સામિલ થઇ તે કાળજી. ૨
ન્હાના મોટા કોંઇ રાજા રજવાડા, સારા કોઈ શ્રીમંતજી;
માગી મદદ ફંડ ઊભું કર્યું મોટું, ખૂબ ધરી મન ખંતજી. ૩
લેડી ડફ્રિન ફંડ નામ ઠરાવ્યું, સૌએ ગણી સંધાયજી;
સ્ત્રી તબિબોનું સંકટ મટે થાય, જન સુખિ સૌ સ્ત્રી જાતજી. ૪
રાવનો તો હતો મુળથી વિચાર એ, તેવામાં આવ્યું ટાણુંજી;
પાળક પ્રસુતાને[2] વર્ષ પચાશમું, તે રાજ્ય કરતાં ગણાણુંજી. ૫
જ્યૂબિલિ વીશમિયે થતું પેખ્યું, જ્યૂબિલિનું પુરૂં વર્ષજી;
સરકારે[3] શોભિ કૈમુઆરીનું, શુભ તે ઠરાવ્યું સહર્ષજી. ૬

---

૧. સ્ત્રી. ૨. માતા વિક્ટોરિયા. ૩. ઇંડિયા સરકાર તે વખતના નામદાર લોર્ડ ડફ્રિન સાહેબ.

કારણ હિદમાં વર્ષારૂતુ હોય, કહો શકે થઇ શુંયજી;
આગળથી લેઈ મંજુરી એથી, કીધું જે કરવાનુંયજી. ૭
મુદ્દત પ્હેલાં કઈ તૈયારિ માંડી, છાંડી આળસ સહુએજી;
બહુ બહુ મોટાં કામ આરંભ્યાં, રાજ શ્રીમંતો બહુએજી. ૮
કોયે કાલેજો તો કાઇયે સ્કૂલો, ધર્મશાળા દવાખાનાંજી;
કોયે નવા પુલ, પુસ્તકશાળા, મીલો, પ્રેસો મનમાન્યાંજી. ૯
અનેક મોટાં કામ આરંભ્યાં, જ્યૂબીલીને નામેજી;
ગણનાર તેહ ગણી ગણી થાકે, પાર ન લખનાર પામેજી ૧૦
રાવે પણ રોક વીશ હજારનિ, કાઢી રકમ એ કામેજી;
સ્રીયોના માટે કરી સ્રી તબિબની, ઔષધશાળાને નામેજી. ૧૧
પાંચ કુવા દરવાજે પુર બ્હાર, પ્રેમે નાખ્યો પાયોજી;
શુભ નામી કલેકટર રિડ સ્ડેરના[1], મીસીમે તેનાં સુહાગ્યોજી. ૧૨

## રાવનું જ્યુબીલી સ્રી તબીબ ઔષધાલય-તથા-દ્વારિકાં, નારાયણ સરોવર અને બદ્રીનાથ-હરદ્વાર વગેરે તરફ રાવનું યાત્રા નિમિત્તે જવું.

### ચોપાયા વૃત્ત.

હસ્પિતાળ જ્યૂબીલી એવું, નિરમ્યું તેનુ નામ;
નિજ નામે કરિ ડીસપેન્સરી, આ કીધું તે કામ. ૧
ભવ્ય મકાન ત્યાં પુર ભભકાનું, મોટું કરવા માંડયું.
જેવા મોટા રાવ જગતમા, એવું કામ ઉપાડયું. ૨
ઇંડિયન કોન્ગ્રેસ વિશે પણ, વળિ વિચર્યા એ સાલે;
વાહવાહ કહેવરાવી જ્યાં ત્યાં, રાવશ્રી રણછોડલાલે ૩
ઇસ્વી અઢારસો સત્યાશીની પૂરી થઈ સાલ;

1. તે વખતના.

વળિ યાત્રા નિમિત્તે વિચર્યા, લાયક રણછોડલાલ. ૪
સહકુટંબ પરિવારે સાતા, છઠી સ્વારિ જાણે રાજા;
નિર્મળ જેવી મનની વૃત્તિ, એવા પ્રભુ નિવાજ્યા. ૫
પુરી દ્વારિકાં કરિ સોરાષ્ટ્રે, ને શુભ શંખોદ્ધાર;
નેહ ધરી નારણસર કીધા, કચ્છ દેશ[1] મોઝાર. ૬
હરદ્વાર બદ્રી પછિ ચાલ્યા, રૂડો રીતે રાવ;
પવિત્ર દેશ તીરથનો પૂરો, દિસે જેમ દરિયાવ. ૭
ગુપ્તકેદાર કેદારનાથ છે, આદ્ય બદ્રિ ને બદરી;
ગવરીકુંડ ને નારદકુંડ છે, થઇ ના શકે ગણતરી. ૮
બ્રહ્મકપાળી ગંગા બીજા, તુગનાથ મ્હાદેવ;
પુરિ કૈલાશ વળી પેખતાં, ટળે પાપ તતખેવ. ૯
જોતાં ધૂણી જુગ ત્રેતાની, સંકટ જાય સમૂળાં;
ત્રિજુગિનારાયણ, રૂષિકેશ ને, તીરથ લક્ષ્મણ ઝૂલા, ૧૦
શ્હેર શ્રીનગર, કાટગોદામ કે, સમર મુરાદાબાદ;
જોવા થઇ જિજ્ઞાશા તે જોઇ, આવ્યા અમદાવાદ. ૧૧
ગિરિ ગિરનાર, સુદામાપૂરી, ડંકપૂર સિધપૂર;
પ્રભાસ આદી તીરથનું ફળ, પામ્યા રાવ બ્હાદૂર. ૧૨

**અમદાવાદની નામદાર ગુ. વ. સોસાઈટી અને રાવને તેના પ્રમુખપદનું પ્રાપ્ત થવું-સુ. દેવ લક્ષ્મીનો સ્વર્ગવાસ.**

**ચોપાઇ ત્રિતાળી.**

નામ ગણતાં તો પાર ન આવે, તિર્થ એવાં તો કૈક કહાવે;
રાવે ઘણાંખરાં તેમાં કીધાં, કે તો ખાસ બતાવી મેં દીધાં. ૧

---

૧. નારણસરથી વળતાં વવાણીયા બંદરમાં રાવને પોતાનાં નાની બેન કાશીબાઇના સ્વર્ગ ગમનની ખબર મળી તેથી તેઓ બહુજ દીલગીર થયા હતા—

ચાલુ પરંપરાનો જે ચાલ, રાખ્યો તે રાવ રણછોડલાલ;
પિતાપ્રપિતાદીની[1] જે જે રીતી, રાખી રાવે તે અથથી તે ઇતિ. ૨
થયા સોસાઇટીના પ્રમુખ્ય, પરમ જે સુધારામાં પ્રમુખ્ય;
ગુજરાત વર્નાક્યુલર જેનું નામ, કરે દેશ સુધારાનાં કામ. ૩
ઉત્તેજન દેશી ભાષાને આપે, સુધારા કઇ નવાનવા સ્થાપે;
કેક નવનવા ગ્રંથ કરાવે, વિવિધ બીજ વિદ્યાતણાં વાવે. ૪
અવર ક્યાંઇ દીઠી નથિ એવી, દીસે ગુજરાતે સાક્ષાત દેવી;
કહો જે જે સુધારાનાં કામ, નાખે[2] પ્હેલું સોસાઇટી નામ. ૫
અવર તે પછી એ લે ઉપાડી, એમ અહોનિશ ચાલે અગાડી;
અગ્રેશ્વર થયા આપ તે એના, જોતાં ઉમદા વિચાર તે જેના. ૬
એવે નવ્યાશિની આવી સાલ, ઇસ્વિ અઢારસો પર તે કાળ;
બન્યો એવામાં એક બનાવ, હૃદ્ય શોચ પામ્યા તેથી રાવ. ૭
નિર્મળ દેવલક્ષ્મી જે નિપૂણ, જેના નામ પ્રમાણેજ ગૂણ;
સૌભાગ્યવંતાં ચિનુભાઇનાં પત્નિ, સાક્ષાત મુર્તિ હતાં જેહ સત્યની. ૮
પુત્રી તુલ્ય જે રાવને પ્યારાં, દેહ તજી ગયાં પ્રભુદ્વારા;
અધિક દિલગિર થયા રાવ ઊર, સર્વ કુટુંબ થયું સોકાતૂર. ૯
શોચ રાવનો તે કહું સાચો, કોઇ રીતે પાયો નહીં કાચો;
કાઢયું ફંડ ત્યાં પરમાર્થ કામે, દેવલક્ષ્મી સ્મારક ફંડ નામે. ૧૦
સાર્વજનિક આરોગ્યતા સાથે, જડયું હેત એવું જગનાથે;
જતા જ્યાં જ્યાં ત્યાં એજ તે જોતા, પાછી એમાં પાની દેતા ન્હોતા.૧૧
આપ યાત્રા ગયા ત્યાંય એવા, કર્યા કામ જુઓ કેવાં કેવાં;
પુરા પુણ્યાત્મા ધરમાત્મા પોતે, યોગ્ય જે જે ઉપમાઓ કહો તે. ૧૨

---

૧. ચાલુ યાત્રાઓ કરવી, સ્વધર્મપર પ્રીતિ રાખવી, આરોગ્યતાની સંભાળ રાખવી વગેરે. ૨ ગુજરાતમાં વર્તમાન સમાચાર-કન્યાશાળા પુસ્તકશાળા, બુ. પ્ર. ચોપાનું તથા છાપખાનું પ્રથમ સોસાઇટીએ કાઢયુ હતું.

## સુ. દેવલક્ષ્મી સ્મારક ફંડ-રાવની યાત્રા પ્રસંગમાં બતાવેલી ઉદારતા-કેદારમાં ધર્મશાળા-બદ્રીનારાયણમાં ઘાટ. રાવના પૌત્ર રા. રા. ચીનુભાઈનું પુનઃલગ્ન.

### રાગ ધનાશ્રીની દેશી.

રોક રૂપૈયા શોળસો કેરી, કાઢી રકમ તે કામેજી;
સાર્વજનિક આરોગ્યતા સારૂં, આપી ધરમને નામેજી. ૧
જાત્રા બદ્રિનારાયણ જાતાં, જાજરનું દુખ જોયુંજી;
કરાવી ત્યાં તે જાત્રાળુ કેરૂં, ખરેખરૂં દુખ ખોયુંજી. ૨
કેદારમાં ધર્મશાળા કરાવી, રૂદ્ર પ્રયાગે ઘાટજી;
વીશસોની ત્યાં રકમ મોકલાવી, ઘેર આવી એ માટજી. ૩
અમદાવાદ કલેક્ટર અહિં હતા, સાહિબ પણ બહુ સારાજી;
ઑનરેબલ હાલ જેમ્સ કહાવે, તે મોકલી તે દ્વારાજી. ૪
તેવામાં જ્યૂબીલી ઇસપિતાળનું, કહું પુરૂં થયું કામજી;
રૅવન્યુ[1] કમીશ્નર ઉત્તર પ્રાંતના, શેફર્ડ એવું નામજી. ૫
તેવાંજ બાનું તેમનાં કહું તે, હેતે કરી નિજ હાથજી;
ખાતે કરી ખુલ્લિ મુકવાની ક્રિયા, માન સહિત વિધિ સાથજી. ૬
સાહિબ જેમ્સે ત્યાં સ્હાય કરી તેને, ભરી સભા બહુ ભાવેજી;
રોક રૂપૈયા ત્રીશ હજારની, રકમ કાઢી ત્યાં રાવેજી. ૭
સરકારને ચાલુ ખર્ચની સોંપી, તેતો વળી કહું વળિ તેનાજી;
કીધા રાવે રૂડી રિતે કરિ, અડગ પાયા એમ એનાજી. ૮
ઇસ્વિ અઢારસો ઉપર નવ્યાશિની, શુભ એ પુરી થઇ સાલજી;
કામ જુઓ. કર્યાં ત્યાં કેવાં કેવાં, વાહ રાવ રણછોડલાલજી. ૯

1. રેવિન્યુ કમીશ્નર

પૌત્ર ચિનુભાઇ ફરી પરણાવ્યા, [1]કીધું ઉત્તમ એ કામજી;
ચૂનીલાલજી ખુશાલરાયનાં, પુત્રી સુલોચના નામજી. ૧૦
ઊચું કૂળ ,ને અહમદાવાદમાં, શુભ જેવું પોતાને સોહેજી;
એવા ઘરનાં પુત્રી તે એમાં, હોય શું કહેવું ગોહેજી. ૧૧
સુભાગ્યવંતાં નામ સુલોચના, શુભ ગુણ એવા સુહાવ્યાજી;
દીસે, જેવાં કહું દેવ કુમારી, રાવનાં દ્વાર દિપાવ્યાજી. ૧૨

## પૌત્ર ચીનુભાઇના પુનઃલગ્ન સંબધે રાવે બતાવેલો હર્ષ-દેશની આરોગ્યતા વર્ધક અને મદ્યપાન નિષેધક ભાષણ ફંડની સ્થાપના.

### ચોપાયા વૃત્ત.

હૃદયે રાવ કુટબ હરખાયું, હરખ્યા હેતૂ લોક;
વિવા થકી નહિ ઉત્સવ વધનો, મરણ સમો નહિ શોક. ૧
શુભ એ વીવાના સ્મરણાર્થે, રાવે કર્યો વિચાર;
ઉન્નતિ દેશનિનો અનુસરતું, કરવા ધાર્યું કાર્ય. ૨
કરે ખરચ કે વડો વિવાનો, વાજીંત્રો વગડાવી;
રાવે જે રાખી તે રીતી, નથી અવરથી ચાવી. ૩
દેશ વિશે રાવે દીઠું તો, ગહા વધ્યું મધુપાન
બ્રાહ્મણ વર્ગ રહ્યો નહિ બાકી, જે કહિયે વિદ્વાન. ૪
અંગ્રેજો સુધર્યા ને મુકયુ, આ લોકે તે લીધુ;
હુનર કળા જે એ લોકોનાં, દિલ ત્યાં તો નવ દીધું. ૫
નૃત્ય કર્યું શિવ નારી આગળ, કૃષ્ણે કીધી ક્રીડા;
રહેવું એતો કરવું સઉને, પણ બીજી છે પીડા. ૬

---

1. માહાવદિ ૮.

વિષ હળાહળ શંકર પીધું, તે કેથી પીવાશે;
શ્રીકૃષ્ણે ગિરિવર કર તોલ્યો, તે કેથી તોળાશે. ૭
સહસા હિંમત[1] એ લોકોનાં, એનો મુંક્યાં અળગાં;
ખોટી નકલો કરવા શીખ્યા, વિવિધ વ્યસનમાં વળગ્યા. ૮
રાવે ઉરમાં એમ વિચાર્યું, એ રસ્તો દુર કરવો;
સુધરીને સુખિ થાય સ્વદેશી, એ રસ્તો આદરવો. ૯
ભરી સભાઓ ભાષણ થાશે, મદ્યનિષેધક જ્યારે;
જન સૌને ત્યારે સમજાશે, અને સુધરશે ત્યારે. ૧૦
પ્રતિ વર્ષે વળિ એજ વિષય પર, નવાં પુસ્તકો થાશે;
કુચાલ એ કે વર્ષે ત્યારે, દેશ વિશેથી જાશે ૧૧
રોક રૂપૈયા હજાર એની, કાઢિ રકમ એ કામે;
સોસૈટીને[2] રાવે સોંપી મદ્યનિષેધક નામે. ૧૨

## પશ્ચિમાત્ય લોકોનાં સહસા અને હિંમત વગેરે માટે સાબાશી.

### ગરબી.

મા પાવે તે ગઢથી ઊતર્યાં, મા કાળીરે. એ રાગ.
વાહવાહ માંડ્યો વેપાર, પશ્ચિમના વાશી;
સોદાગરના સરદાર, દઇયે સાબાશી. ૧
જ્યાં હતાં હામ ને દામ, પશ્ચિમના વાશી;
પણ ઠરવા ન હતું ઠામ, દઇયે સાબાશી. ૨
નહિ આગળ જાણુપિછાન, પશ્ચિમના વાશી;

૧. એ લોકોની શીશી બાબતની નકલ આપણે કરવા જેવી છે તે બતાવવાના હેતુથી નીચેની કવિતા અહીં દાખલ કરી છે ૨. ગુ વ. સોસાઇટી.

નહિ ઓળખતું એંધાણ, દઇયે સાબાશી ૩
કઇ રખડ્યા નિર ને નાવ, પશ્ચિમના વાશી;
ક્યાંઇ અધિક થયા અટકાવ, દઇયે સાબાશી. ૪
કઇ કતયે આવ્યા કામ, પશ્ચિમના વાશી;
મનથી નવ મુકી મામ,[1] દઇયે સાબાશી ૫
નહિ ભાષા જાણો નામ, પશ્ચિમના વાશી;
ત્યાં આવી કર્યા મુકામ, દઇયે સાબાશી ૬
બહુ હિંમતના બ્હાદૂર, પશ્ચિમના વાશી;
માનવની શી મગદૂર, દઇયે સાબાશી. ૭
છો મુલક મુલક મશહુર, પશ્ચિમના વાશી;
મન સ્વદેશ પર મગરૂર, દઇયે સાબાશી. ૮
છે અમ નૃપ ને અમ રાજ્ય, પશ્ચિમના વાશી;
દિલમાં જેને એ દાઝ, દઇયે સાબાશી. ૯
ચયનો[2] ક્યાંઇ પામી ધાસ, પશ્ચિમના વાશી;
ક્યાંઈ માગી કર્યો ગરાસ, દઇયે સાબાશી. ૧૦
થિર ન્હાના થઇ ઠાકોર, પશ્ચિમના વાશી,
જણુવ્યુ પછિ અમિ[3]નું જોર, દઇયે સાબાશી ૧૧
ક્યાંઇ અપજશ ને અન્યાય, પશ્ચિમના વાશી;
મ્હાભારથ કરતા થાય, દઇયે સાબાશી ૧૨
છો સગ્રામે શુરવીર, પશ્ચિમના વાશી,
વિદ્યાના બાવનવીર, દઇયે સાબાશી. ૧૩
ઉદ્યોગી ને ઉત્સાહિ, પશ્ચિમના વાશી
ગુણુ શા વર્ણુવિયે આપ, દઇયે સાબાશી ૧૪
નહિ મરણુ તણો ભય મન[4], પશ્ચિમના વાશી;

ધરણી સકુ કહે ધન્ય ધન્ય, દઇયે સાબાશી. ૧૫
નહિ આલસનું તો નામ, પશ્ચિમના વાશી;
બહુ કીધાં સહસા કામ, દઇયે સાબાશી. ૧૬
છો ટેકીલા શિરતાજ, પશ્ચિમના વાશી;
તે ચક્વે[1] કીધાં રાજ, દઇયે સાબાશી. ૧૭
ક્યાંઇ નીતિ ધર્મ કે ન્યાય, પશ્ચિમના વાશી;
તે નહિં તમ જેવાં થાય, દઇયે સાબાશી. ૧૮
જ્યાં અલ્પ દિસે અવરોધ, પશ્ચિમના વાશી;
સાહસ ત્યાં માડી શોધ, દઇયે સાબાશી. ૧૯
જે હુનર કળા છે હાથ, પશ્ચિમના વાશી,
તે રીઝ્યો ત્રિભુવનનાથ, દઇયે સાબાશી. ૨૦
જશ આપે શ્રીજગદીશ, પશ્ચિમના વાશી;
એવી દઇયે આશીષ, સાથે સાબાશી. ૨૧

## જ્યુબીલી હોસ્પીટલ સાથે લેડી રે વોર્ડની રાવે કરેલી સ્થાપના.

### ચોપાઈ ત્રિતાળી.

રાવે એ જે આપ્યા બે હજાર, મદ્યપાન નિષેધક મોઝાર;
વર્ષોવર્ષ આવે એનું વ્યાજ, કરે એમાં સોસૈટી એ કાજ. ૧
જેજે કામ કરે જેજે કોય, એમાં ખામી અવશ્યેજ હોય;
ખામી વેણુ[2] તો "માત્ર ખુદાનું," બાકી તો ના ગળે કો બિજાનું. ૨
એમાં પણ ઉર કઈ એમ આણે, સોને કીધી સુગંધ ન શાને;
કીધા કટક ગુલાબમાં કેમ, અવિનાશી ભુલ્યો કેમ એમ. ૩
વિભુએ તો કીધું સૌ વિચારી, પણ સ્વાર્થની વાત છે ન્યારી;
દોષ સ્વાર્થ તે પરનાજ દેખે, લાખ ગુણ મુકી અવગુણ લેખે. ૪

૧. ચક્રવર્તિપણે. ૨ વિનાનું.

કામ કરનાર તો ગણ્યે કોય, શોધનાર ખામીના સો હોય;
કરે તેને કહે સહુ કોય, ન કરે તેને એ ચિંતા ન હોય. ૫
રાવે કીધો એ સર્વ વિચાર, નિશ્ચય મનથી કર્યો નિરધાર;
પોતે જ્યૂબીલી ઇસ્પિતાળ, કીધી સ્ત્રીઓ માટે જે તે કાળ. ૬
એમાં સ્ત્રી જો દરદિ કોય આવે, જરૂર ત્યાંજ રહેવા જણાવે;
હતા તેને નહોતું ત્યાં ઠામ, કરવા ધાર્યું તે ઉત્તમ કામ. ૭
હતા લોર્ડ રે હાકમ ત્યારે, ગવરનર મુંબઇ મોઝારે;
લોર્ડ રે જેવા લાયકિવાળા, લેડી રે એવાં લાયકિવાળાં. ૮
નિરધારી તેને નામે નામ, કીધુ લેડી રે વોર્ડનુ કામ;
હેને રૂપૈયા અયુત[1] હજાર, રાવે એમાં આપ્યા એજ વાર. ૯
વસવા દરદી સ્ત્રીઓને ત્યાં વાસ, ઉત્તમ રાવે એ બાંધ્યો આવાસ;
જ્યૂબીલી ઇસ્પિતાળને અંગે, કીધું કામ એ અધિક ઉમંગે. ૧૦
આવ્યા લોર્ડ રે અહમદાવાદ, એની અહમેવ રહેવા યાદ;
હેને ખુલ્લું મુક્યું નિજ હાથે, ભરી ભાવે સભા ભલિભાતે. ૧૧
પરમ સાલ એ થઇ શુભ પૂરી, બડી રાવની દેખો બ્હાદૂરી;
શુભ કામ નવાં નવી સાલ, રૂચિ કરિ રાવ રણછોડલાલ. ૧૨

**સાખી.**

પ્રીન્સ નિકોલસ[2] પાટવી, જે રૂશિયાના ઝાર;
એ પણ કહું એ સાલમાં, આવ્યા હિંદ મોઝારરે. ૧

**રાવના પાણી કામની થયેલી પુરેપુરી જય—**
**અને ડ્રેનેજ કામનો રાવનો ઉપાડો—**
**રાગ ધન્યાશ્રીની દેશી.**

ઇસ્વી અઢારસેં ઉપર આવી, શુભ એકાણુંની સાલજી;
કામ પુરણ થયું વોટર વર્કનું, કહું આવી તે કાળજી. ૧

૧. દશ હજાર. ૨. હાલ તે નામદાર રૂશિયાના સેનશાહ છે.

લોર્ડ હેરિસ હતા મુંબઇ ગવરનર, હેને કરિ નિજ હાથજી;
ખાંતે આવ્યા મુંકવા ખુલ્લું, ભરી સભા ભલિભાતજી. ૨
ચોદશ શ્હેરમાં નળ થયા ચાલતા, પરસ્પરનું તે પેગીજી;
સોંઘું અને વળી હલકું સહુથી, કોણ મુંકે તે દેખીજી. ૩
પુરૂં એક કુવાથીજ પડિયું, દૂધેશ્વરનું પાણીજી;
કરતા કુવા એકસો એકતાળિશ, વદતા જે કોઈ વાણીજી. ૪
મ્હારાજોએ લીધું મંદિરોમાં, વૈષ્ણવો પીવા વળગ્યાજી;
બ્રાહ્મણોનું શું ગજું બાપડાનું, એ પછી ક્યાં રહે અળગાજી. ૫
બાગ બગીચા કે બેઠકો સુંદર, ચારૂ મંદિરોના ચોકજી;
ફરફર જ્યાં ત્યાં ઊડે ફુવારા, લાયક વખાણે લોકજી. ૬
પાંચ કુવાનાં ચાળસ્યા પાણી, ટાંકે દેવાયાં તાળાંજી;
ચળકતી સૌએ વસાવી ચકલિયો, રહ્યાં ઘરો થઇ રૂપાળાંજી. ૭
તાણી બેડાં મરતાં જે તૂટી, પડતી માથે ટાલજી;
આશિષ એ સહુ આપવા લાગ્યાં, કોણ બુઢાં કોણ બાળજી. ૮
મોટો કર જે પડવાની માથે, બહુ હતી ગન ખીકજી;
સ્વલ્પ કરે સુખ તે સાંપડિયું, થયું સહુ કહે ઠીકજી. ૯
ભાંડણાં જેઓ રાવને ભાંડતા, સૌ દેવા લાગ્યા સાબાશીજી;
પ્રાપ્યો તે વખણાય જગતમાં, થાય બીજાની હાંસીજી. ૧૦
પાણી કામની ફત્તેહ પૂરણ, પોતાની થઇ પેખીજી;
ડ્રેનેજનું પછિ કામ ઉપાડ્યું, દિલ વિચારી દેખીજી. ૧૧
સમજુ તે તો મનમાં સમજ્યા, વસ્યો મને વિશ્વાસજી;
કિંચિત માત્ર ન રાવના કામમાં, કદાપિ હશે કચાશજી. ૧૨

## ગટર કામ સંબંધે લોકોની રાવ સામે વિરૂધ્ધતા.

### ચોપાયા વૃત્ત.

અણસમજુને પણ નહિ ઓછો, સ્વલ્પ થયો સંતોષ;

મુંબાઇની જે મ્યુનિસિપાલીટી, તેડાવ્યા પૂરી ધરિ તેણે પ્રીતી. ૧
માત્ર ડ્રેનેજ કામને માટે, તેને તેડાવ્યા શ્રીપુર ખાતે;
હતું ચાલતું પ્રકરણ એહ, ત્યારે બીજું કર્યું કહું જેહ ૨
કરે જ્ઞાતિ વરા કરી કર્જ, એવી જ્ઞાતિની જે રહી ફર્જ;
ચિત્ત રાવ તે તો નહીં ચ્હાતા, એવી વાતમાં આગળ થાતા. ૩
કરવાં મુવા કેડે જે મિષ્ટાન, એતો જાણતા વીખ સમાન;
કોડે ધાર્યું તે તો બંધ કરવા, નિજ નાતથી પ્હેલ નિકળવા. ૪
ઇસ્વિ સાલ અઢારસો બ્યાશી, પરમ જે છે આગળ મેં પ્રકાશી;
બધી સ્વજ્ઞાતિ સ્નેહે બોલાવી, અતિ અગવડ જગ્યાની આવી. ૫
કરવા કેળવણીનો પ્રસાર, મ્હાતા રાવ સ્વજ્ઞાતિ મોઝાર;
દીકરા કે તેની જે દિકરિયો, ઉત્તમ હોય અભ્યાસે ઉતરિયો. ૬
એને આપવા કાજે ઇનામ, કરવા મેળાવા જેવાં જે કામ;
ન્હોતું જ્ઞાતિની વાડી કે કાઇ, થતું સર્વે હટકેશ્વર માંઇ. ૭
રાવે વાત તે સર્વે વિચારી, કરવા હટકેશ્વરમાં જગા ધારી;
સભામંડપ ત્યાં લઇ સુહાવ્યો, ઇંદ્રપ્રહરયથી જાણે આવ્યો. ૮
પ્રેમે જ્ઞાતિને અર્પણ કીધો, જશ લાખેણો જ્ઞાતિમાં લીધો;
બીજા પણ જઇ ભલેં કાઇ બેસે, લેશ કોયે વાંધો નહિં લેસે. ૯
કથા વારતા કે પૂજા અર્ચા, ભલેં બેઠા કરે ધર્મ ચર્ચા;
ભલેં ચોરાશી નાત જે જાય, નથી સભામંડપની તો નાય. ૧૦
બ્રહ્મસભા કે ધર્મસમાજ, ખાસ સભામંડપ છે એ કાજ;
મોટું કોય જાણે છે મંદીર, ધર્મ સ્થાન રચ્યું કાં કો ધીર. ૧૧
કાં કો વિદ્વાનોની વેદશાળા, પરમ કાં કો દિસે પાઠશાળા;
મનહર એવું સુંદર મકાન, નથી શ્રીપુરમાં એ સમાન. ૧૨

એકેક સાહેબજાદા દરેકને, પ્રભુએ હતા દઈ આપ્યાજી;
પિતાના ગુણ પ્રભુએ પરિપુરણ, સર્વ તેમાં લઇ સ્થાપ્યાજી. ૧૨

## કવિત.

કેણે ચીતર્યાં છે કહો મયુંરાડે[1] ચિત્રામણ,
કોણે મિષ્ટ[2] વાણી શુક[3]બચ્ચાંને શિખાવી છે;
કપોત[4] ને ઉલુકના[5] બચ્ચાંના કઠોર બોલ;
કડવાશ લીંબોળીમાં કહો ક્યાંથી આવી છે;
જાઇ, જુઇ, મોગરાદી પુષ્પમાં સુગંધી ક્યાંથી,
સંપતી સૌ વારસાની સૌએ સંપડાવી છે;
કુદરતે તેમ મનમોહન છે ખાનદાની,
ખાનદાન પ્રજામાં ખામુખાં લૈ[6] ખીલાવી છે. ૧
કાગડાની ચાલ કાગબચ્ચાંને શિખાવી કોણે;
હંસગતિ કોણે હંસબચ્ચાને બણાવી છે;
કહો રૂપ કોણે આપ્યું કબુતરનાં બચ્ચાંને,
શ્યામ રંગે કોણે રૂડી કોયલ શોભાવી છે;
ડુંગળી ને લશણમાં દીઠી તે દુર્ગંધી ક્યાંથી,
સંપતી સૌ વારસાની સૌએ સંપડાવી છે,
કુદરતે તેમ મનમોહન છે ખાનદાની,
ખાનદાન પ્રજામાં ખામુખાં લૈ[7] ખિલાવી છે. ૨

## રાવના પૌત્ર રા. રા. ચિનુભાઇનો ક્યાશ્મીર પ્રવાસ.

### ચોપાયા વૃત્ત.

પૌત્ર રાવના જે ચીનુભાઇ, ચંચળ ચતુરસુજાણ;
ચીત્ર કામના મહા અનુભવી, જગમ વિદ્યાનુ વ્હાણ. ૧

૧. મોરની ઇંડાંમાં ૨ મધુરી. ૩. પોપટ ૪. હોલો. ૫. ઘુવડ. ૬. લઇ. ૭. લઇ.

પિતા તણી પણ મીલ ગ્હી ને, પ્રપિતાની પણ મીલ;
વકીલ કરી પ્રજા હોય તે, અરધી હોય વકીલ. ૨
વીવા મુળ મોશાળ વિશે ને, પીરસણામાં માતા;
શિક્ષણ સારૂં પિતા તણા પણ, પિતા રહ્યા પ્રખ્યાતા. ૩
પુરશુ વર્ષ પચીશ થયાં ને, બીજું ઊપર ચાલ્યું;
પ્રવાસ રાવે પૌત્ર મુકવા, ધણિ 'હોંશે મન ઘાલ્યું. ૪
સોંપી ચાકરપેસાં સાથે, રસોઇયા શ્રીકાર;
રાજવળેથી સ્વારી જાણે, નિકળ્યા રાજકુમાર. ૫
બારામૂળા અને શ્રીનગર, થઈ ઇસ્માલાબાદ;
ગુલમર્ઘ ને વેરિનાથ થઇ, ગયા યમૂ તે બાદ. ૬
ક્યાશમીર એ દેશ કહીયે, શાલો થાય સુંવાળી;
કોય રેશમી કોર બુટાની, કોય વિવિધ કશબાળી. ૭
વચમાં જે જે શ્હેરો આવ્યાં, પ્રેમ સહિત તે પેખ્યાં,
મનુષ્યનુ તો લેખુ ન મળે, કરિયે કેવાં લેખાં. ૮
ચંચળ જ્યાં જ્યાં જાય ચિનુભાઇ, ઉપત ખપત સૌ પુછે;
જમીન કેવી ખનીજમાં શું, મુખ્ય વેપારો શું છે. ૯
રૂનો જે ધંધો પોતાનો, તે પણ જોયું ત્યાંનું;
રીત ભાત ત્યાંના લોકોની, કે જે જે જોવાનું. ૧૦
મળવા લાયક પુરૂષો તેને, માન સહિત જઇ મળિયા;
ભલે રાવના પૌત્ર થયા તે, ત્યાં પણ દીપિ નિકળિયા. ૧૧
વાતચીતમાં જે જે સાથે, કર્યો હશે વ્હેવાર;
તે પણ સભારતા હશે હજિ, ક્યાશમીર મોઝાર. ૧૨

સાખી.

કુપુત્ર દેશાટણ કરી, લજવે કુળ ને જાત;
સુપુત્ર જઇ દેશાટણે, ખરી વધારે ખ્યાતરે.

## ચોપાઈ ત્રિતાળી.

જુઓ રાવના કેવા વિચાર, કેવી રીતે કેવાં કર્યાં કાર્ય;
રાજ્ય વિના રાખી રાજ્યનીતિ, પૂરી રાજ્યનીતિ પર પ્રીતિ. ૧
રાવ જેવા કહો કોણ થાવા, એવા કેને વિચાર છે આવ્યા;
પુરો હોય પ્રભુ મ્હેરબાન, મુસ્કલ પણ થતું રાવ સમાન. ૨
ધરો ગર્વ ન ધન તણો કોય, ધન ઢેઢવાડે પણ હોય;
કલેશ કુટુંબમાં નહીં કાંય, જેવા પોતે તેવી સૌ પ્રજાય. ૩
ઇશ્વરે દીધાં સૌ હોય એવાં, જોઇયે સૌ પોતાને તે જેવાં;
મન બાકી દીધુ હોય મોટું, કોય ધન સામું તો નથી જોતું. ૪
હોય પૂર્વનાં જે પુન્ય એવાં, જોતાં તોજ દે તે જગદેવ્યા;
દાખલામાં તો રાવજ દેખું, પ્રભા સરખી જેની શોભે પેખું. ૫
કહું રીઝયો જેવો કરતાર, વિમળ એવાજ શુદ્ધ વિચાર;
દેશાટણ પર પુરણ ધરી પ્રીતિ, કીધી યાત્રાઓ અથથી તે ઇતિ. ૬
પૌત્ર પણ તે મોકલિયા પ્રવાસે, પરિક્ષા તો પુરણ જાણ્યું થાશે;
પ્રવાસે થાય પુત્ર પરિક્ષા, પ્રવાસે થાય દેશ નિરિક્ષા. ૭
પામે પુરૂષ પ્રવાસે પ્રખ્યાતી, ભલું શિક્ષણ પામે વિવિધ ભાતી;
કિંમત પુત્રની થાય પ્રવાસે, જવાહિર જે હશે તે જણાશે. ૮
જેમ માલ વિદેશમાં જાય, કેવો ઉકર્યો તે ત્યારે કળાય;
માલ જેવો તેવું જાણો મૂલ, ઉત્તમ રત્ન તો પુત્ર અમુલ્ય. ૯
મોંઘો માલ તો જેનો વેચાય, કમાયો તે વેપારી કહેવાય;
વિશ્વે પુત્ર જેનો વખણાય, ભાગ્યશાળી તો એજ ભણાય. ૧૦
એવા રાવ અંતરના ઉદ્દેશ, પાડયા પાર તે શ્રીપરમેશ;
ઘેર પૌત્ર વળી ફરી આવ્યા, ઉરે હર્ષ સૌને ઉપજાવ્યા. ૧૧

## રાવનું બેમ્બે લેજીસ્લેટીવ કૌઉન્સીલમાં બિરાજવું ને તે સંબંધે અમદાવાદીયોએ જણાવેલો ઉત્સાહ.

### રાગ ધન્યાશ્રીની દેશી.

ઇસ્વી અઢારસેં ઊપર બેઠી, શુભ બાણુંની સાલજી;
ઓણું વરસ એક શીતેરમાં રહ્યું, રાવશ્રી રણછોડલાલજી. ૧
જાહેર જે જે કામ કર્યા તે, કદર બુઝી સરકારજી;
કૌન્સિલ કેરા મેંબર કીધા, મ્હાબાયા પુરિ મોઝારજી. ૨
આનરેબલ રાવ ત્યાંથી લખાણા, મોટું પામ્યા માનજી;
તે પણ વળિ સરકાર તરફના, એજ મોટું અભિમાનજી. ૩
કાયદા કાનુન ધારાના ખરડા, જે જે નવા નવા થાયજી;
કૌન્સિલમાં તે થાય રજુ પછિ, મત મેંબરોના મગાયજી. ૪
જાય ઉડી જો ન મળે ઝાઝા મત, કાં સુધારા કાં વધારાજી;
મનગમતા કરિ પછિ બ્હાર મુકે, સરકારિ ગેઝિટ દ્વારાજી. ૫
લેજિસલેટિવ તેને કહીયે, કૌન્સિલ કેરૂં નામજી;
પ્રેસીડેંટ ગવરનર પોતે, બાકી છે મેંબર તમામજી. ૬
સરકારના વિશ્વાસુ સલાહકાર, આપ નિમાણા એમાંજી;
એ મોટું માન તો અહમદાવાદને, જન્મ તે રાવનો જેમાંજી. ૭
અહમદાવાદિયો આનંદ પામ્યા, કહી બતાવિયે કેવોજી;
કશી ન વાત રહી કહેવાની, એ ઉભરાયો એવોજી. ૮
આસોશિએશન મીલ ઑનર્સની, એ છે જે અમદાવાદજી,
પ્રેસીડેંટ તેના હતા પોતે, એ ઉર પામી આલ્હાદજી. ૯
મનસુખભાઇ ભગુભાઇ તેના, વાઇસ પ્રેસીડેંટજી;
ઉમંગસહ માનપત્ર સાં આપ્યું, ઉર ધરિ પ્રીતિ અસંતજી. ૧૦
સાઠોદરાની નાત સમસ્તે, એ પણ કીધું એવુંજી;

જેમ અવલ કોઇને નથિ જોયું, માન મળ્યું એ જોતુંજી. ૧૧
શહાપુર કરિ હિતેચ્છુ સભાયે, પ્રેમે આપ્યું માનપત્રજી;
મુજ પિતા પાસે રચાવી કવીતા, દાખલ કરેલું તે અત્રજી. ૧૨

## દોહરા.

છે સુત છોટાલાલના, અચળ બુદ્ધિ ઉદાર;
શુભ ન્યાતી સાઠોદરા, પામ્યા કિર્તિ અપાર. ૧

## હરિગીત છંદ.

સાઠોદરા શીરોમણી છે, વાસ અમદાવાદમાં;
ગણતાં સુનામ ગણાયછે, ઉમદા જનોની યાદમાં,
પ્રભુ પાસ પ્રેમે માગિયે, ઉત્સાહ ઉર ધરિને અહો;
પરમારથી પુરૂષ ભલા, રણછોડલાલ સુખી રહો. ૧
જે છે પ્રજાના પરમ હિતકર, મન થકી તન ધન થકી;
સદ્‌બુદ્ધિ સૌને આપનાર, વિવેક યુકત વચન થકી;
તેનું સદા સારૂં થજો, સૌ સજ્જનો એવું કહો;
પરમારથી પુરૂષ ભલા, રણછોડલાલ સુખી રહો. ૨
સાંચા કપડ ને સુત્રના, અહિં પ્રથમ તેઓ લાવિયા;
ઉદ્યોગ જાગ્યો જેહથી, ગરિબો ઘણાક નિભાવિયા;
બીજા જનો એ જોઇને, રૂડો વળી રસ્તો ગ્રહો;
પરમારથી પુરૂષ ભલા, રણછોડલાલ સુખી રહો; ૩
નર નારિયોનાં ઔષધાલય, ભિન્ન ભિન્ન કરાવિયાં;
એ તો ભલાં અતિ પુણ્યનાં, સંસ્થાન અચળ ઠરાવિયા;
ઉપકારિ એવા નર તણાં, દુખડાં પ્રભુ સઘળાં દહો;
પરમારથી પુરૂષ ભલા, રછોડલાલ સુખી રહો. ૪
સુધરાઇ ખાતાની સદા, ચિંતા ઘણી ચિતમાં ધરે;

સુખ થાય સરવે લોકને, એવા ઉપાય ઘણા કરે;
અતિ ધન્ય એની લાયકી, વળિ લાયકી વધતી રહો;
પરમારથી પુરૂષ ભલા, રણછોડલાલ સુખી રહો. ૫
કૌંન્સિલ તણા મેંબર થયા, સુણિ જન હજારો હરખિયા;
શાણી ધણી સરકાર એહ, પ્રવીણ નરને પરખિયા;
સંકટ હવે સૈનાંય વ્હેતા પૂરમાં સઘળાં વહો;
પરમારથી પુરૂષ ભલા, રણછોડલાલ સુખી રહો. ૬
શ્હાપુર હિતેચ્છુ સઉ સભાસદ માન આપેછે મળી;
ઈશ્વર કૃપાથી આયુ આપ, વિશેષ પદ પામો વળી;
અજ્ઞાનિ વાંકાં વેણ બોલે, તે ક્ષમા કરિને સહો;
પરમારથી પુરૂષ ભલા, રણછોડલાલ સુખી રહો. ૭

### દોહરા.

જન સરવે રણદાર છે, કરવા ઉદાર-કામ;
રણ છૂટયા રણછોડજી, સાર્થક કીધું નામ. ૧
જશ પામો જીવો ઘણું, બહુ પામો ધન ધામ;
ઉરથી આશીષ એટલી, દે છે દલપતરામ. ૨

## રાવબહાદુરની કન્યાશાળાની સ્થાપના

### ચોપાયા વૃત.

સરકારે સત્કાર કર્યો, જનમંડળે દીધું માન;
પ્રભુ કરુણા તો પ્રથમ થકી હતિ, હતા પ્રભુ ગુણવાન. ૧
રાવે લાભ લઇ તે તકનો, ઉરમાં એમ વિચાર્યું;
શ્હેર બધામાં સુંદરતામાં, સૌથિ ખાડિયા સારૂં. ૨
મ્હેતા મુસદ્દિ નાગર સઘળા, બ્રાહ્મણ ને બ્રહ્મક્ષત્રી;

તેતો સઘળા ત્યાંજ વસેછે, મોટા કુટંબ કળત્રી. ૩
બીજી પણ ઊંચી કોમો બહુ, ત્યાંજ વસેછે વાસ;
જો કન્યાશાળા ત્યાં થાશે, કશિ નહિ રહે કચાશ. ૪
અનુસરિ પ્રાચિન હિંદુ ધર્મને, ત્યાં કેળવણી દેવી;
થાય જ્ઞાન નીતિ ભક્તિ ને, સદાચરણનું એવી. ૫
એક અયુતના કરી સવાયા, [1]રોક રૂપૈયા રાવે;
સોસૈટીથી[2] સરત કરી તે, ભલિ વિધ સોંપ્યા ભાવે. ૬
આખા નામ ઇલકાબ સહિતે, રાવને[3] નામે નામ;
સોસૈટીએ શાળા સ્થાપી, કીધુ ઉત્તમ કામ ૭
મકાન માટે રાવે પાછા, આપ્યા પાંચ હજાર,
નામ મેવકાની જ્યાં વાડી, ત્યાં કીધું તઇયાર. ૮
સ્માર્કફંડ જે સુભાગ્યવંતાં, દેવલક્ષ્મિને નામે;
એ રાવે અહિંયાં ઉઘાડયું, સ્રી કેળવણી કામે. ૯
નિજ જ્ઞાતિની જે કન્યાઓ, ત્યાં અભ્યાસ કરેછે;
સ્કોલરશીપો એ સઘળીને એમાં થકી મળેછે. ૧૦
શુભ બીજાં પણ ફંડ રહ્યાં છે, અંગે એ શાળાને;
સ્કોલરશીપો અને ઇનામો, મળે બધી બાળાને. ૧૧
સરક્યુલેટિંગ લાયબ્રેરિ પણ, છે શાળાની સાથે;
જુઓ કામ રાવે જે કીધાં, હેને નિજને હાથે. ૧૨

## ચોપાઇ ત્રિતાળી.

સર્વ રાવ તણું જુઓ સુખ, દીઠુ જન્મે નથી જેણે દુઃખ;
જોતાં દુષ્મન કદી કોય જાગે, દુઃખ દે તો તે વસમું તો લાગે. ૧

૧. રૂા ૧૨૫૦૦ ચાલુ ખરચના. ૨ ગુ વ સોસાઇટી. ૩. રા બ. રણછોડલાલ છોટાલાલ સી આઇ. ઇ કન્યાશાળા એ નામથી સ્થાપન કરી

જ્ઞાની જન પણ ગણે નહીં કોય, હેતુ શત્રુને ગણતા તે હોય.
ચેતીચેતી દુષ્મનથી ચલાય, કામ ગામ વિચારી કરાય. ૨
હાની શત્રૂ જાણે કરૂં હુંય, પાર બેડો પાડે લઇ પ્રભુય;
માટે લેશ ધીણો નહીં ધરિયે, કર્તા એકનુ સમરણ કરિયે. ૩
વિરૂધ કરતા તે તેનું ભોગવશે, કીધું આપનું આપ અનુભવશે;
મન ગવને સૌ હતા નિત્ર, પોતે મહાજ્ઞાની ને પવિત્ર. ૪
દીસે ધરભંગનું ઘણું દુઃખ, મહાદુખમાં પણ એ કહું મુખ્ય,
ગણતીમાં પણ તે નહીં ગણતા, દિલ પોતાને હનિ એવી દહતા. ૫
પુત્ર પૌત્રમાં હરતા ને ફરતા, કામકાજ પરમાર્થનાં કરતા;
મુંકયા દ્રવ્યના તો ન્હોતા માગ[1], એવા ભાગ્યશાળી તે અથાંગ ૬
જાણે જગતમાં આખી જહાન, મોટું સરકારે દરબારે માન;
મોટા પુન્યશાળી તે પંકાતા, પરમાર્થું ધરમાત્મા ગણાતા. ૭
પોતાને ધર્મને[2] કષ્ટ પડિયાં, પાતક શું પુણ્ય[3]શ્લોકને નડિયાં;
સતી સીતા ને હરિચંદ્ર રાય, કષ્ટ પામ્યાં કેવું જુઓ કાય. ૮
કષ્ટ જોઇ કેનું હાસ્ય ન કરિયે, દ્રદય દયા ધરમ દિલ ધરિયે;
કરિયે શુભ વિધિ થાય જો સ્હાય, તેથી રીઝે ત્રિભુવનરાય. ૯
છે ફરતી સુખ દુખની છાંય, એમાં કોણ રંક ને કોણ રાય;
કહો સુખનું શું અભિમાન કરિયે, જોતાં ભરૂસો જેનો નથિ જરિયે. ૧૦
વાદળી છાંયાનો શો વિસવામ, એની કયાં લગી ટકવાની આશ;
કરે દુખ તો મનુષ્યની કસોટી, માટે હિંમત રાખિયે મોટી. ૧૧
કરી દુખ દુખ રોઇ ન મરિયે, કષ્ટ ધૈર્યતાથી સહન કરિયે;
અનેક છુટવા કરિયે ઉપાય, શ્રૃષ્ટિપતિની શુભ માગિયે સ્હાય. ૧૨

૧. માગી. ૨ ધર્મ રાજાને. ૩. નળ રાજાને

## રાવપુત્ર માધુભાઇનો મંદવાડ-તેમાંથી તેમનું સાજા થવું-તેમને માથે પાણી નાખતાં થયેલો આનંદ-ઉત્સવ-રાવે રાખેલી તે સબંધે માનગત-માધુભાઈનું કાંટે તોલાવું-વેદ-સનાતન આર્ય ધર્મ સભાની સ્થાપના-

### રાગ ધનાશ્રીની દેશી.

સારા જનોને પણ હોય સંકટ, સંકટ સૌને માથેજી;
સૂર્ય ગ્રેવાયછે ચંદ્ર ગ્રેવાયછે, જે રહ્યા અંતરિક્ષ માથેજી. ૧
માધુભાઇ કહું સુત[1] રાવના, રાવને એકના એકજી,
ઇંગજંગ[2] તબિયત તેનિ રહેતી, બગડી પડી તે છેકજી. ૨
ડાહ્યા ગયા ખશિ ડાકટરો દુર, સૌએ ખંખેર્યા હાથજી;
સંકટ સમયે સાજા કરે કોણ, વિના ત્રિભૂવનનાથજી. ૩
પશુ પંખી પણ બચ્ચાં પછાડી, હરદમ થાય હેરાનજી;
કહું નવાઇ મનુષ્યનિ ત્યાં કશિ, અર્પે એ માટે પ્રાણજી. ૪
પોતે જેવી પાળિ પિતૃાજ્ઞા[3], પુત્રો પાળે તેવીજી;
પોતે જે જોઇ પ્રીતિ પિતાની, તે પુત્ર પર ધરે તેવીજી. ૫
તેમાં રાવે તાત તણું તો, સંપૂર્ણ દીઠલ સુખજી;
સ્વરૂપે તે શિરનું નિજ સુતને, કહો દેખિ શકે કયમ દુઃખજી. ૬
જે મિત્ર સમ પુત્ર જ્યેષ્ટ કહ્યો તે, રાવનું પણ હતું તેવુંજી;
ક્યાંક હશે ભાગ્યશાળિ વિશે તે, આજ જગતમાં એવુંજી. ૭
પુત્ર સ્વરૂપ સાક્ષાત પિતાનું, પુત્ર પિતાનાં નેત્રજી;
પ્રાણ પિતાના પુત્ર કહ્યું છે, પુત્ર કહ્યું કલ્પ ક્ષેત્રજી. ૮

૧. દીકરો ૨ સાજી માદી ૩ પિતૃ-આજ્ઞા

આડે પડખે પુત્ર પડ્યો એ, કહો કહીએ કેવુંજી;
રાવને અન્ન[1] રહ્યું કયું એથી, જગતમાં દુખ એ જેવુંજી. ૯
શોગે તેમાં સુત સુકાયા, તન જેમ માધુભાઈજી;
સુરજના તેજ સાથે ઘટે જ્યમ, સરોજ[2]નિ સરસાઈજી. ૧૦
માધુભાઈ ન લે અન મુખમાં, રાવને ત્યાં ક્યમ ભાવેજી;
ડોલમડોલા વ્હાણુ મ્હોદરિયે, એનો શો ભરૂમો આવેજી. ૧૧
જે જાય માધુભાઈને જોવા, મુખ જોઇ થાય ઉદાસજી,
વૃદ્ધ અવસ્થા રાવનિ દેખી, નાખે સહુ નિશ્વાસજી. ૧૨

## ચોપાયા વૃત્ત.

શોચ કરે ને સુખ પડે નહિ, ગયને એકે સૂતે;
ઉંઘ જતાં આંખ્યો રહે ફાટી, સુજે ન શુ કરવું તે. ૧
પ્રીન્સ[3] તણી પીડા પેખી જ્યમ, કરવા લાગ્યાં માતા;[4]
પ્રજા સહિત પ્રારથના કરવા, રીઝવવા જગત્રાતા ૨
હતું હવે તો ફક્ત એક એ, રહ્યું ગયને કરવું,
બાકી તો કરિ થાક્યા બધુંએ, કશું રહ્યું નહિ કરવુ. ૩
ઇશ્વરનું છે નામ અમૂલક[5] મૂલ ન લેતાં લાગે,
સંકટ વખતે સાહ્ય કરે ને, તન[6] પીડા સૌ ત્યાગે. ૪
ભોંય પડ્યાં પણ એ ઊઠાડે, ગયા જીવ ફરિ ઘાલે;
જેમાં ધન્વંતરિ જેવા પણ, બેઠા પુંઠ નિહાળે. ૫
પુત્ર માટ ઇચ્છે સૌ પૈસો, પૈસાને શું કરવો.
પશુ પંખી પણ પેટ ભરેછે, શો અદેશો ધરવો. ૬
ચણ દેનારો ચતુર્ભુજ છે, દીધા જેણે દાંત;

૧. ખીજાું. ૨. કમળ. ૩. નામદાર પ્રીન્સ ઓફ વેલ્સની બીમારી ઇ. સ ૧૮૬૯ માં હતી તે ૪ માતુશ્રી વિક્ટોરીયા ૫. અમુલ્ય ૬. શરીર

ઉદ્દ કરે લે સૂક્ષ્મ મજૂરી, પણ ચાન દે નરનાથ. ૭
કરી પ્રતિજ્ઞા તે કહું રાવે, ઉરે વિચારી એવું;
તન[1] માથે ધન કાંટે તોળી, વિભુ નામે કરી દેવું. ૮
ત્યારી તો પ્રભુ બેઠા જપતા, કરતા પુન્યનાં કામ;
હતા દયા ને ધર્મનિ મૂરત, નવું નહોતું નામ. ૯
અંતર માયાની અરજ્ છે તે, ખચીત જાય ન ખાલી;
જડ ચૈતન ઉદ્ભિજ[2] આદીની, પ્રભુ લે કરિ પ્રતિપાળી[3]. ૧૦
અનગ્રહનાં અનનાં ક્ષુધાર્થું,[4] દરદી[5] ઔષધશાળા;
મજૂર મીલો[6]ના ને બીજા, પાણીના દુખવાળાં. ૧૧
બધા કે પ્રાગે જાનાગાં, કે અર્ભક[7] અભ્યાસી;
અને પ્રાર્થના બ્રહ્મ રાતની, કર ધરિ શ્રીઅવિનાશી. ૧૨

## સાખી.

સગા સબંધી હેતુ મળ્યા, પામ્યાં હર્ષ આપાર;
આશિષ મરડી ઊઠિયા, ઇડા રાવકુમારરે. ૧

---

૧. દીકરો ૨. વનસ્પતિ પ્રાણી ૩. પાળના. ૪. અનનાં ક્ષુધાર્થું સ્ત્રી પુરૂષો છોકરાં રાવબહાદુરના અનગ્રહમાં રહી પોતાનો ગુજરો કરતાં તે. ૫. રાવબહાદુરનાં દવાખાનાઓનાં જે દરદી સ્ત્રીયો, પુરૂષો છોકરાં એ દવાખાનાના લાભ લેતાં તે. ૬. પ્રથમ મીલ ઉદ્યોગ રાવબહાદુરે ઉભો કર્યો જેથી સંખ્યાબંધ વગર ધંધે રખડતા લોક રોજી ભેગી થયા એ પણ તેમનેજ આશિર્વાદ આપવા લાગ્યા. ૭. શાહપુર વિદ્યાલય તથા રાવબહાદુર કન્યાશાળા વગેરેના છોકરા છોકરિયો વગેરે. કારણ ગુજરાત કોલેજ વગેરે કેટલાંક કેળવણીનાં કામો કરવામાં તથા મ્યુનીસી પલ સ્કોલરશીપો સ્થાપવામાં પણ મુખ્ય ઉલટ રાવબહાદુરની હતી એટલુંજ નહિ પણ ગરીબ બાળકોને ફ્રી પુસ્તકો વગેરેની મદદ તે આપતા હતા વગેરે હકીકત પ્રસંગ પ્રમાણે આ ગ્રંથમાં લખી છે જેથી વાંચનારના જાણવામાં આવી હશે ને આવશે

## ચોપાઇ ત્રિતાળી.

રંગેચંગે ઉઠયા રાવજાદો, ગયો રોગ જે કીધો તગાદો;
હૃદય હર્ષ પામ્યા બહુ રાવ, નિકળે જેમ મધ્ય દરિયેથી નાવ. ૧
મોટો ઉત્સવ આંગણે માંડયો, દિવસ એવો પ્રભુએ દેખાડયો;
વિવાથી પણ આદરો વિશેષે, પુરી કરૂણા કરી પરમેશે. ૨
અતિ ઉભરાઇ નિકળ્યો આનંદ, વડાં હેતુ વ્હાલાનાં જે વૃંદ[1];
સગાં સંબંધિ રાવ કુટુંબ, ખાંતે દીઠાં ત્યાં હરખતાં ખૂબ. ૩
જાણે જન્મ નવો થયો જેવો, ઉત્સવ રાવે બનાવિયો એવો;
લાયક તેડયા વડા વડા લોક, સોહાવ્યા શુભ દ્વારના ચોક. ૪
તરિયા તોરણ બાંધિયાં ટોડે, ગાય ગીત કામનિયો ત્યાં કોડે;
થાય વિવિધ વાજિંત્રનો નાદ, ઉચરે વિપ્રો રહ્યા આશિર્વાદ. ૫
દીન જનને ત્યાં કઇ દીધાં દાન, શુભ વિધ કીધાં કૈનાં સન્માન;
પૂરી જાચક જનની પણ આશ, સર્વ રાવને કહે સાબાશ. ૬
શિશુ[2] શાળાનો ને બીજાં જેહ, અતિ રાવે રાજી કર્યાં એહ;
મનમાની વહેંચી મિઠાઇ, લાડવા રાવ રણછોડભાઇ. ૭
કાંટો માંડી જ્યાં તોળ્યા કુમાર, રૂપૈયા થયા સાત હજાર;
મીઠાં સૌને કરાવ્યાં મિષ્ટાન, દીધાં ગોર ગોરાણીને માન. ૮
હેતે વ્હેંચ્યા સુગધીના હાર, રહ્યો પુણ્ય તણો નહિ પાર,
ઉમદી કલગિયો કર મધ્ય આપી, વિશ્વે કિર્તિ સુગંધ રહિ વ્યાપી. ૯
મનમાન્યા વ્હેંચ્યા મુખવાસ, કોઇ વાતે રહી ન કચાશ;
ઉડયાં ઉમદાં અત્તર ને ગુલાબ, કેનો એનો રહે ત્યાં હિસાબ. ૧૦
ખાસાં નિજનાં જે જે કારખાનાં, અનાશ્રમ કે બીજાં દવાખાનાં;
શાળા શિશુઓની કે નિજ સ્થાન, દીસે વાવરે દેદિપ્યમાન. ૧૧
રાત્રે કીધી રોશની મનરંજ, ઉડયા આતસબાજી તણા ગંજ;
જગતપતિનો અતિ ઉપકાર જાણી, પુત્ર માથે નાખ્યું એમ પાણી. ૧૨

---

૧. ટોળાં ૨. બાળક

"મંગળ ગીત.

સરસ્વતિ સ્વામીને વિનવું, ગણપતિ લાગું પાયરે." એ રાગ.
સરખી સાહેલિયો સહુ મળી, આનંદ અદકેરો આજરે;
સુકૃતની ઘડિયો સફળ ફળી, આનંદ અદકેરો આજરે;
ઉત્તમ પગરણ આદર્યું, આ૦ મંગળકારી મહાકૃત્ય કર્યું, આનં૦ ૧
ધન્ય દિવસ અને ધન્ય ઘડી, આ૦ જોતાં જાણું નવે નિધ જડી, આનં૦
સોનાનો સૂરજ ઉદે થયો, આ૦ ઉત્તમ દિન આથી કહું કયો, આનં૦ ૨
મોતીના ચોક પુરાવિયે, આ૦ કેળના થંભ રોપાવિયે, આનંદ;
તરિયા તોરણ કોડે બાંધિયે, આ૦ ભાવતાં ભોજન રાંધિયે, આ૦ ૩
ધોળ મંગળ ગીત ગાઇએ, આ૦ હૈડામા બહુ હરખાઇએ, આનંદ;
અતર ગુલાબ છંટાવિયે, આ૦ પાનનાં બીડાં વ્હેંચાવિયે, આનંદ. ૪
કુટુંબ તેડો કોડે કરી, આ૦ નગરના જન તેડો નોંતરી, આનંદ;
નોબતખાનું બેસારિયે, આ૦ જયજયકાર ઉચ્ચારિયે, આનંદ. ૫
ભેર ભુંગળ વજડાવિયે, આ૦ સુખ તણો સિંધુ રેલાવિયે, આનંદ;
દુધડે મેહુલા વરશિયા, આ૦ સોનાના ડુંગર દરશિયા, આનંદ. ૬
જાચક જન આવી જાચશે, આ૦ નિર્દોષ અપસરા નાચશે, આનંદ;
ગુણી જન ગાયકો ગાવશે, આ૦ સારંગી નરઘાં બજાવશે, આનંદ. ૭
ઇશ્વરની આજે મ્હેર છે, આ૦ લક્ષ્મીની લીલાલ્હેર છે, આનંદ;
અવસર આવ્યો ઉત્તમ ઘણો, આ૦ દેવ રીઝયો દલપત તણો. આનંદ. ૮"

સાખી.

ગાય ગીત એમ ગોરિયો, રમત ગમત ખુબ થાય;
વિવાહથી ઉત્સવ વડો, વિશ્વ વિષે વરતાયરે. ૧

રાગ ધનાશ્રીની દેશી.

પુત્ર થયો ઉઠિ આળોટિ ઊભો, રાવે કમાન ઉપાડીજી;

કામ વળી પરમારથ કરવા, મ્હેનત પોતે માંડીજી. ૧
વેદ સનાતન આર્ય ધરમ છે, ઉર નિજ નિશ્ચય એવોજી;
કઇ પેર તેનો ઉદ્ધાર કરવો, કરનો અંદોળરત કેવોજી. ૨
તુલાથી જે પુત્ર તોળાણા, તેનું થયું જે નાણુંજી;
ગત દિવસ એ વિચાર રાવને, તેનું આવ્યું આ ટાણુંજી. ૩
સ્થાપન કરવા આર્ય ધરમ સભા, વિગતે કર્યો મન વિચારજી,
રક્ષણ કરવા પુરાતન ધર્મનું, રાજનગર મોઝારજી. ૪
વેદ સનાતન આર્ય ધરમની, સંરક્ષક સભા નામજી;
સ્થાપન કીધી સ્નેહ ઘણાથી, કીધું ઉત્તમ કામજી. ૫
સભા મંડપમાં થાય સભા તે, હટકેશ્વર મોઝારજી;
પંડિત શાસ્ત્રી જોષી પુરાણી, આવે વિદ્વાનો અપારજી. ૬
ચાલે ત્યાં આર્ય ધર્મનિ ચર્ચા, શાણા મળે બહુ શ્રોતાજી;
દ્રઢતા થાય પુરાતન ધર્મનિ, જાય સૈ સંશય જોતાંજી. ૭
ભાવ સહિત કઇ ભાષણો ભાણે, ઉત્તમ લહે તે ઇનામજી;
પંડિત પુરાણિ શાસ્ત્રી તણું થાય, ઠિક સન્માન તે ઠામજી. ૮
દર એક માસે દર એક પક્ષમાં, એકમ ને આઠમનીજી;
ચાર સભા મહિનામાં કરે મળિ, ચર્ચા આર્ય ધરમનીજી. ૯
સાત હજારનું ફંડ એ સ્થાપ્યું, એનું વધે જે વ્યાજજી;
એમાં થકિ એ થાય સભાનું, ઊપર કહ્યું કામકાજજી. ૧૦
જીવન આપિ સજીવન કીધી, ભલિ વિધ સસ્કૃત ભાષાજી;
આર્ય ધરમનું રક્ષણ કીધું, ઉરની જુઓ અભિલાષાજી. ૧૧
એને ભલે પ્રભુએ ધન આપ્યું, આપ્યા ભલે સુ[1]ત એનેજી;
ધન ખરચી જગમાં જશ લીધા, ને લ્હાવા સુતના જેણેજી. ૧૨

---

૧. દીકરા.

## રાવનું કૌન્સિલમાં નીમાવું–મહુડા બીલ–તે સંબંધે લોકોના હોહા–તે સામો રાવનો પ્રોટેસ્ટ છેવટ તે બીલનું પસાર થવું.

### ચોપાયા વૃત્ત.

એવામાં કૌન્સિલમાં ઉપડી, મહુડા બિલની વાત
મગ રાવને હતિ મન ગમતી, હોંશે લીધી હાથ ૧
અફીણ પર સખ્તાઇ આગલોથી, અફીણિ જન અકળાયો
દારૂ પર થતિ સખ્તાઈ દેખી, દિલ કઇ એમ દુખાયો ૨
છે દુર્દિશા દેશ બધાને, અરે દારૂએ દીધી,
આગ લગાડી જાદવકુળને, ને જાદવાસ્થળિ કીધી ૩
વર્ણન જો વિસ્તારિ કરૂં તો વધે ગ્રંથ વિસ્તાર
ચતુરને તો ચ્યાર અક્ષરે, સઘળો આવે સાર ૪
શ્રોતા મારા ચતુર સઘળા, જગત બધી તે જાણે
સો જાણે તેને છ વાળો શું કહિ વાત વખાણે ૫
નિર્ધન નિર્બળ દેશ બધો તો, દારૂએ કરિ દીધો,
વિપ્રો સુધાને વગ્વાની, એક આરે કીધો ૬
એ દારૂ દિસ્રો મઙડાનો, દુશ્મન જેવો દીસે
શાન હોય તે પર કયમ રાજી, જે નિંદ્યો જગદીશે[1] ૭
રચી જાદવાસ્થળી જનક[2] મુજ, પણ સંતોષ ન પામ્યા
ગરબાવળિમાં અવગુણ ગાયા વળતી આપ વિરામ્યા ૮
માદક[3] પદાર્થ માત્ર તણી છે, નિંદા તેણે છાપી
મનુ પરાશર મિતાક્ષરાદી[4], તણાં પ્રમાણો આપી ૯

---

૧ શ્રીકૃષ્ણભગવાને ૨ પિતા ૩ કેફવાળા ૪ મિતાક્ષરા–આદિ

ટેમ્પરન્સ[1] સોસાઇટિ કેરા, હતા સભાસદ રાવ;
હતા વળી બહુ દેશ હિતેચ્છુ, નિપુણપણાના નાવ. ૧૦
તેણે ત્યાં દીધો તન મનથી, મકડા બિલને ટેકો;
કેકે તો એ બીલ વિરૂધ કરિ, અરજીયો થઇ એકો. ૧૧
આસોસીએશનવાળા પણ, એથી રહ્યા ન અળગા;
વર્તમાનપત્રોમાં કઇ તો, ચર્ચા કરવા વળગ્યા. ૧૨

## ચોપાઇ ત્રીતાળી.

વાળ્યા તે તણા શર્વે જવાબ, વધે વિગતે કહેતાં કિતાબ;[2]
એથી સાર હું એનો ઉચારૂં, મારા સ્વદેશી બાંધવો સારૂં. ૧
સ્વલ્પે દારૂ વિશે નથિ સ્વાદ, એણે કઇના ઉતાર્યાછે નાદ;[3]
ગળે લાળ ને મુખ ગંધાય, પડે મુખમાં ને ક્રમક્રમે કાય.[4] ૨
દાઝે મુખ ગ્રીવા[5] અને પેટ, પ્રગટે જ્વાળા પ્રગટ ઠેકાઠેક;
ભૂલી ભાન ને ગડથોલાં ખાય, ભાગાં ખોખરાં વેણ ભણાય. ૩
સભા લાયક રહે નહિ શરીર, કદી ઉમદા ભલે હો અમીર;
ગાંઠ ખોઇને લેવો ગંડાપો, છતી આંખ્યોએ લેવો અંધાપો. ૪
કોણ પ્રસુતા, પુત્રી કોણ બેન, પીતાં તે રંચ ભાન રહે ન;
દીસે બાગી પશુ તુલ્ય ડોક, લાખે લેખાં હસે જોઇ લોક. ૫
શુભ કામ તેને નહીં સૂજે, પીએ પીતાં પછી પગ ધ્રૂજે;
ગુન્હાની પણ રહે નહીં ગણતી, રહે કાયમ નહીં મનોવૃત્તિ. ૬
જોતાં ખૂન એ થકિ થઈ જાય, ગણતાં દારૂડિયામાં ગણાય;
હોય ઓલાદ અમિરજાદાની, થાય આબરૂ એક ટકાની. ૭
મોટું લાખેણું માણુસ જેહ, તૃણવત પણ થઇ રહે તેહ;
વિશ્વ પણ સૌ તજે વિસવાસ, પ્રેમે કોય બેસે નહિં પાસ. ૮

---

૧. વિલાયતમાં અને હિંદુસ્તાનમાં ટેમ્પરંસ કેરૂં નિષેધક મંડળીના રાવ બહાદુર એક ચુસ્ત મેંબર હતા. ૨ ચોપડી. ૩. ગર્વ. ૪. કાયા. ૫ ગળુ.

કરતાં સોબત ડરે સહુ કોય, એનુ હલકું વજન બહુ હોય;
કહે જન છાકટો સહુ કોય, અને હડ હડ ફટ ફટ હોય. ૯
કશું સોંપે નહીં કોય કાજ, લેશ એની ગણાય ન લાજ;
એજ જિવિત એનું ગયું જાણો, પૂરો દુખિયો તો એજ પ્રમાણો. ૧૦
ખાય અફિણ, માઝમ પીએ ભાંગ, કરડયો એને કહુ કાળો નાગ;
દીસે અધિકો એ સર્વથિ દારૂ, એની વાત શી મુખથી ઉચારૂં. ૧૧
એક બુંદ પડે ક્યાંઇ એનું, ત્યાં થઇ વૃષ્ટી[1] ને તૃણ[2] થાય તેનું;
ધરે તૃણ એક તે મુખ ધેનુ[3], કહ્યું દૂધ હરામ છે એનું. ૧૨

## રાગ ધનાશ્રીની દેશી.

કાજી મુલ્લાં એમ કહેછે, હવે જુઓ સ્મૃતિકારજી;
સુરાપાનીને કહ્યું સીસું, પીવા સ્મૃતિ મોઝારજી. ૧
પ્રાચિન રૂષિયો ને પેગંબરોના, એ મેં છે મત ઉચાર્યાજી;
હવે કહું જે યૂરોપવાશિના, અભિપ્રાય રાવે ઉતાર્યાજી. ૨
પરદેશી એ પશ્ચિમાત્સ છે, ઠંડા મુલકના વાશીજી;
એ પણ કેવા એને ધિક્કારે, એનાજ જે અભ્યાસીજી. ૩
થાણા કલેકટર સિમસન સાહિબ, ઇસ્વિ અઢાર છત્રીશેજી;
કોલાબા અને થાણા જીલ્લાનો, અનુભવ જેને અતિશેજી. ૪
વસ્તિ વિશે ત્યાં કફ ગયો વધિ, તે તોખાંની તાળીજી;
સખ્ત લખાણુ કર્યું સરકારમાં, જુસ્સો શક્યા નહિ ઝાલીજી. ૫
દીસે થતો જે માહિથિ દારૂ, તે જાતનાં જોઇ ઝાડોજી;
કાપિ કુટી જુજ્ય જરરનાં રાખી, બાકીનો કરવો ઘટાડોજી. ૬
સાલસટી ને કરંજમાં દેફ્તું, આજ પ્રમાણે દીસેજી;
કારણ કહું તો પાકે બહુ છે, એવિ ચિજે ત્યાં અતિશેજી. ૭
કર પણ છે કમતી સરકારનો, દીસે ત્યાં સસતો દારૂજી;

૧. વરસાદ. ૨. ઘાસ ૩. ગાય.

અટકો ખપેછે દિન દિન એથી, એવું સાહેબે ઉચાર્યુંજી. ૮
ઇસ્વી અઢારસેં ત્રેસઠમાં ત્યાં, સર. બી. એચ. એલીસજી;
ઉત્તર પ્રાંતે રેવિન્યુ કમીશ્નર, દિલના વડા દિન નિશ્ચજી. ૯
જે સરકારી પડતર જમિનમાં, તાડી ઉભેલી ત્યાંયજી;
એ તરૂ સઘળાં નિર્મુળ કરવા, આપ્યો તેણે અભિપ્રાયજી. ૧૦
ઇસ્વી અઢારસેં અડસઠમાં હતા, એ. સી. ટ્રાવર્સ નામજી;
કરતા થાણા ફર્સ્ટ આસિસ્ટંટ, કલેકટરનું કામજી. ૧૧
સુરત કલેકટર હોપ હતા જે, સર ટી. સી. હોપ સુહાયજી;
એલિસ પેઠે લખી ચુકેલા એ, મત નિજ સરકારમાંયજી. ૧૨

## ચોપાયા વૃત્ત.

તરૂ કાપી તાડીનાં કરવું, સરકારી નુકશાન;
મહુડાનું પણ તેવુંજ માનો, સરવે તાડિ સમાન. ૧
તે કરિને પણ ધાર્યું કરવા, પ્રજા તણું કલ્યાણ;
કહિયે તે સાહેબો કેવા, મન કેવાં મેરાણ. ૨
જોઇ છાકટાપણું જતું વધિ, ને નિર્ધનતા દેશે;
દીઠાં તાડી મહુડો દુશ્મન, કરી ક્રોધ આવેશે. ૩
હોય પ્રજા અજ્ઞાની જ્યઇને, સંગ નીચનો કરશે;
નીચ ઉપર માબાપો તેનાં, કેવો ગુસ્સો ધરશે. ૪
પ્રજા પેટની જેરા પ્રાણો, લઇ ન શકે માબાપો;
પણ નિજ પ્રજા ખરાબ કરે તે, નીચને કહેશે કાપો. ૫
એમ કર્યું સાહેબોએ આ, રાવ પણ તેવા જાગ્યા;
દેશ શત્રુ દારૂને લેખી, ડફણાં દેવા લાગ્યા. ૬
થાણામાં સિમસન સંધાથે, જે ડેવિસ. જે. એમ;
સેકંડ આસિસ્ટંટ કલેકટર, કહો લખેછે કેમ. ૭
એ એવું દ્રષ્ટાંત આપેછે, જે પોતે જોએલું;

ત્રાસ ભર્યું ખુન ત્યાં દારૂ પી, કેટલાકે કીધેલું. ૮
પાનવેલમાં રાત પડ્યા પછિ, કેફ વિના નહિ કોઇ;
દફતર ઈસ્વિ અઢાર છપ્પનનું, જમાબંધિ લ્યો જોઇ. ૯
ઇસ્વી અઢારસો અડસઠમાં, ડેવિસને ઠેકાણે;
જે. ન્યૂજંટ હતા ત્યાં સાહિબ, એ આસિસ્ટંટ થાણે. ૧૦
કલેકટરને ત્યાં કાગળમાં, એણે લખિયું એવું;
વ્યસન જાયછે દિનદિન વધતું, જે છે લખવા જેવું. ૧૧
આજે ત્રીશ વરસનું જોતાં, આ છે અકરાકેર;
હતા સેંકડે દશ પીનારા, ત્યાં છે પંચોતેર. ૧૨

## સાખી.

ઓછામાં ઓછા લખ્યા, એ તો મેં આ ઠામ;
લખવું જુઓ ન્યુજંટનું, દેશનું એ બદનામરે. ૧

## ચોપાઇ ત્રિતાળી.

ઇસ્વિ સાલ અઢાર હોંતેર, સેસન જજ્જ હતા જે તે ઠેર;
ડબલ્યૂ એમ. જે કોગલેન, એક જજમેંટ એણે લખ્યું એન. ૧
એનો નવમો જુઓ પેરેગ્રાફ, સાહિબ એમાં લખેછે તે સાફ;
થિર છલ્લો કોલાબા ને થાણા, મુખ્ય દારૂ ઉપર છે મંડાણા. ૨
તેથિ સરકારેં દઈ ધ્યાન ત્યાંય, લેવા જોઈએ સખ્ત ઉપાય;
ચઢે પુશ્કળ નિશો જેહ પીતાં, બેસે આનો કહું એક બીતાં. ૩
સસતો દારૂ એતો નથી સારૂ, જોઇએ હદ કાંક ભળવામાં દારૂ;
ઘટે ગુન્હા ને મટે તોફાન, સંખ્યા અર્ધ રહે ન નિદાન. ૪
ઊર સંતોષ ના થયો એથી, તેણે કલેક્ટરને લખ્યું તેથી;
વડું દારૂનું દુષ્ટ વ્યસન, દિસે વધતું જતું પ્રતિ દિન. ૫
કોમ હલકી કોકણુની છે જેહ, તેને તમામ બગાડેછે તેહ;

એણે તુરંગખાનાં ભર્યાં આખાં, ખનેક લોકોનિ શાંતીમાં નાખ્યાં. ૬
માટે એ દુષ્ટને દૂર કરવું, વેર રાખીને તે સાથે વઢવું;
કરવા અસખ્ય એવા ઉપાય, જેથી દુષ્ટ વ્યસન દૂર જાય. ૭
ઇસ્વિ સાલ અઢારસો ત્રાશી, હતા ડાક્ટર કોકણવાશી;
રાવ બ્હાદુર કીર્તિકર જેહ, હતા એમ. ડી. સર્જન એહ. ૮
સિવિલ સર્જન અને જેલ થાણા, બંને હોદ્દે તે એક લખાણા;
પ્રેમે તેણે લખ્યો એક પત્ર, કલેક્ટરને તે કહ્યું સરવત્ર. ૯
માઠી હાલત જનની જે થાય, પુષ્કળ રોગ જે તનમાં ફેલાય;
વડું કારણ દારૂનું વ્યસન, એના જેવું દિસે નહીં અન્ય. ૧૦
કોમ હલકી જે કોકણ કેરી, એને એ લત લાગી ઘણેરી;
દારૂ પી કરે ગુન્હા અપાર, વિચરે જેલમાં વારમવાર. ૧૧
પ્રજા અજ્ઞાનિને જ્યમ માબાપ, આપી શિક્ષા સુધારેછે આપ;
દુષ્ટ વ્યસન કોકણથી એ દૂર, કરવા સખ્ત આકટનિ છે જરૂર. ૧૨

## સાખી.

ડાહ્યા એવા ડાક્ટરો, એ પણ નિંદે આમ;
કર ગ્રહિયે ક્યમ જેહનું, નહિ સુખ લઇયે નામરે. ૧

## રાગ દેશી ધનાશ્રીની.

ઇસ્વી સાલ અઢારસો બાણું, ત્યાં લગિ તો એ પ્રમાણેજી;
લાયક સાહેબ લીવારનર તે, લખેછે સાફ લખાણેજી. ૧
પ્રમાણ વસ્તી તણું લહું ઇસ્વી, અઢાર નેવું પ્રમાણેજી;
ગુન્હા ક્યાં ક્યાં કેટલા બનિયા, એ કહું આ ઠેકાણેજી. ૨
સંખ્યા એકસો સડતાલિશ તે, મુબઇ ઇલાકામાં એકજી;
અઠ્ઠોતેરે એક થાણામાં, છાંડી કોલાબે છેકજી. ૩
એકસો ને ઓગણીશ કહું એક, એકજ એ જીલ્લામાંજી;

કેટલો દારૂ ક્યાં ક્યાં ખપ્યો તે, હવે જુઓ કહું આમાંજી. ૪
ગુન્હા ચોરિયિ દારૂ ગાલ્યાના, કેટલા બનિયા ક્યાંક્યાંજી;
રિપોર્ટ રાવે આબકારીના, તમામ જોઇ જોઈ ટાંક્યાજી. ૫
ઇસ્વી અઢારસો પંચ્યાશિ છયાશિયિ, નેવું એકાણું શુધીજી;
વસ્તિના પ્રમાણુ સાથે બતાવ્યું, બલિહારિ રાવનિ બુદ્ધિજી. ૬
ઝાઝી દારૂની હોય ખપત જ્યાં, હોય ગુન્હા ત્યાં ઝાઝાજી;
પોલિસ પણુ ત્યાં રહે વધારાની, ત્યારે રહે લોક માઝાજી. ૭
ખર્ચના તેના આંકડા ટાંક્યા, ટાંક્યો માથા દીઠ દારૂજી;
વિગતે ચહો તો ગદ્યાત્મક[1] વાંચો, આંહિ હું સાર ઉચારૂંજી. ૮
સુરત, ભરૂચ, પંચમ્હાલ, કોલાબા, થાણુા અને ખાનદેશજી;
માથા દિઠ રાવે ગણિ માંડયો, શું પછિ ત્યાં રહ્યું શેષ[2]જી. ૯
નવ્યાશિ નેવુંને નેવું એકાણું એ, કીધા બે વર્ષના કોઠાજી;
કરિ સાલવાર છ વર્ષના બાકી, મુંક્યા આંકડા મોટા[3]જી. ૧૦
કેવો શ્રમ જુવો રાવે કર્યો ને, ક્યાંથી હકીકત કાઢીજી,
ઝાલી રાવે હાથ જે બાબત, પૂરી નજંર પહોચાડીજી. ૧૧
સાર કહું એ સર્વ તણો હું, શુણજો શ્રોતા મારાજી;
સારના સાર તણુા છો શોધક, હંસ જેવા અવતાર્યાજી. ૧૨

### ચોપાયા વૃત્ત.

જીલ્લા વિશમાં એક કમી છે, મુંબઇ ઈલાકામાં;
ચાતો ત્યાં દારૂનો વકરો, દીઠો અતિ થાણુામાં. ૧
સન અઢાર નવ્યાશી નેવુની, શુભ કહિયે સાલ;
વળતે વરસે પણુ વિલોકયો, ત્યાં એનો એ તાલ. ૨

---

૧. રા. રા. ભાઇ ભગવાનલાલે રા. બહાદુરનું જીવનચરિત્ર લખ્યું છે. તેમાં વિગતવારછે તે વાંચનારને વધારે જાણવા ઇચ્છા થાય તો વાંચી લેવું.
૨. બાકી. ૩. બાબતવાર મળીકુલ એકંદર આંકડો થાય તે મોટો આંકડો.

સુરત જેવું સ્હેર નથી કે, નથિ એ જેવો કાંપ;
સુરતનાં ગામડિયાં જેવો, થાણા જીલ્લો આપ. ૩
થોડો દારૂ ત્યાં ગામડિયે, આગ્રો થાણા જીલ્લે;
પુરૂં અન પામે નહિ પણ તે, પાણી દાખલ પી લે ૪
ચોરીથી દારૂ ગાળ્યાના, સુરતમાં ચોવીશ;
થાણામાં ત્યાં સતર ગણા તે, એક વરસના, ઇશ ! ૫
આખા ઇલાકાના કહું તો, છત્રીસો નેવુથી માંડી;
શત એકાદશ પર છયાશી ને, દશ સો ચૌદ અગાડી. ૬
એ તો દારૂ તણી બનાવટના મેં કહ્યા બનાવ;
બીજી હવે કહુ બાબતો, ભીતર આણી ભાવ. ૭
જેમ બનાવ એ વધતા ચાલ્યા, વધ્યા ગુન્હા પણ એમ.
સાત હજારથી દશ હજાર પર, ત્રણસો પચાશ તેમ. ૮
સડતાળી ટકા સેંકડે, જોતાં થયો વધારો;
રહે વધારાની પોલિસ નહિ એનો આઠયો આરો. ૯
પંદર હજાર સવા પાંચસો, રોક રૂપૈયા તેમાં;
પડ્યું ખર્ચ પ્રતિ વર્ષ પ્રજા પર, સઉ ધસડાયા એમાં. ૧૦
આખો જ્યાં મુંબઇ ઇલાકો, ધણો ખરો હિંદ આખો;
જન કઇ બ્હાર તણા જીવેછે, એક મુંબઇ પર લાખો. ૧૧
ત્યાં પાસે આ થાણા આવ્યું, તે અનને તલસેછે;
કારણમાં કારણ દારૂનું, દુષ્ટ વ્યસન કહું એ છે. ૧૨

## ચોપાઈ ત્રિતાળી.

થઈ વાત આ એક થાણાની, આખા પણ કહું હવે ઇલાકાની;
ઠરિયે અઢાર પંચાશિ છયાશી, કહું ખપત દારૂની પ્રકાશી. ૧
ત્રણ લાખ તેંત્રીશ હજાર, નવસો બાવન ગૅલન નિરધાર;
મણ તેના નવ્યાશી હજાર, તેટ ચોપન ઉપર નિરધાર. ૨

ઇસ્વિ અઢાર નવ્યાશી નેવું, કહું વ્યસન આવી વધ્યું કેવું.
લક્ષ ચાર ને તેત્રીશ માથે, ગેલન ચારસો ત્રાણું તે સાથે. ૩
વધતાં ખપત ખપ્યો એ વધારે, શુણો મણ તેના કહું હું સુમારે;
એક લાખ ને પંદર હજાર, બાકી બે રહ્યા છસો મોઝાર. ૪
વધ્યો જેમ દારૂ તણો વકરો, પડયો કરવો બંદોબસ્ત જબરો;
વધારાની પોલિસનો પમાર, વધી તે થયા વીશ હજાર. ૫
છસો નવ્વાણું લટકાના સાથે, પ્રતિ વર્ષ પડયા પ્રજા માથે;
નહીં પીતા કે જે લેતા નામ, એ પણ એમાં કુટાઇ ગયા આગ. ૬
સુકા સાથે લીલું બળી જાય, એતો કુદરતિ નિયમ કહેવાય;
અંધા ટોળીમાં દેખતો એક, વિલોકે કોણ કરિને વિવેક. ૭
અડે દારૂને હોય અજાણુ, પણ લેવાય વસ્તી પ્રમાણુ;
માથા દીઠ ખપ્યો જેહ દારૂ, એની હકિકત હવે હું ઉચારૂં. ૮
પૂરા થાણામાં ડ્રામ પચીશ, સુરત ખાતે તે ડ્રામ ત્રેવીશ;
દશ ભરૂચમાં દશ ખાનદેશ, પંચમ્હાલમાં એક વિશેષ. ૯
તેર કોલાબામાં કહ્યું તેવુ, સન અઢારસો નવ્યાશિ નેવૂં;
તોલા એક તણા ત્રણ ડ્રામ, એવું લેખુ કરી જુઓ આમ. ૧૦
વસ્તી પ્રમાણમાં નાખ્યો વ્હેંચી, ખપ્યો દારૂ સરાસરી ખેંચી;
નહીં પીનારા પણ અહિં ગણાયા, બીજા ચોરીના દારૂ પીવાયા. ૧૧
લેખામાં એતો છે નહિ લેખ્યા, પણ ગ્યાલન ખપ્યો લાખે લેખાં;
રહ્યાં તેમાં જુદાં દેશી રાજ્ય, રાખે લાજ તો–ગરિબનિવાજ. ૧૨

### રાગ ધનાશ્રીની દેશી.

અવલોકી એ એક ઇલાકાનું, દેશ આખાનું વિચારોજી;
દારૂએ તો દાટ વાળ્યો ને, ખોળિ મુલક બધો માર્યોજી. ૧
ઇસ્વિ અઢાર અઠોતેર કેરો, આકટ જે કહું આબકારીજી;
તેથિ પડયાં સૈ તાડી તણાં તરૂ, બંદોબસ્તમાં સરકારીજી. ૨

મહુડો રહ્યો છૂટ તેથે મુલકમાં, દિગંત[1] ફેકી ડાળોજી;
જાણ કઇ નવા બહુ પીનારા જાગ્યા, કઇ નવા જાગ્યા કલાલોજી. ૩
લાગ્યા કઇક બનાવવા દારૂ, ચોરી તણી બનાવટનાજી;
પીવા લાગ્યા પીતા નહીં તે, સંતાઇ છાના છપનાજી. ૪
ગમું પ્રમાણે વધી બહુ ગુન્હાનું, કેક ગયો વધિ કાંઇજી;
કેનો બનેવી, કોઇનો બાંધવ, કોઇનો પુત્ર, જમાઇજી. ૫
રેવિન્યુ, પોલિસ, જ્યુડિશિયલના, ઉત્તમ કઇ અધિકારીજી;
કરવા લાગ્યા કેક નિષેધક, ફરિયાદો બહુ કષ્ટકારીજી. ૬
રાખિ પ્રજા ખરચે ક્યાંક પોલિસ, ક્યાંક બંદોબસ્ત બીજાજી;
લખનાર જાહેર લખિ લખિ થાકયા, ભીતર કેનાં ન ભીન્યાંજી; ૭
પિતા કહે સુજ "જેહ રાજનની, પ્રજા કરે પુણ્ય પાપજી;
એમાં થકિ કાંઇ ભાગ ભોગવશે, અધિપતિ આપો આપજી. ૮
પ્રજા વિશે એ માટ રાજાએ, ધર્મ પ્રવર્ત્તિ કરવીજી;
અધર્મનો અટકાવ કરીને, હરકત સરવે હરવીજી." ૯
કહું રાજ્યમાં કાજ અમેરિકામાં, આજ થયું છે એવુંજી;
બધ છે દારૂની તદન બનાવટ, તેમ વેચાણનુ તેવુંજી. ૧૦
આ મહુડા આઠ શેર લગી તો, છૂટથિ વેચિ શકાશેજી;
છે નોંધ સોંધને ફર્જે નામાની, વેચાણ માલનિ વાંસેજી. ૧૧
જરૂર બનાવટ ચોરિના માલનિ, એથી પડી બંધ જાશેજી;
સ્વતંત્રતા મહુડાના માલેકોની, તે સાથે વળિ સચવાશેજી. ૧૨

સાખી.

ઘરસી અઢાર બાણુંઓ, માસ જુલાઇ મશહૂર;
તારિખ બીજીનું થયું, મહુડા બિલ મંજૂરરે. ૧

---

[1] દિશાઓના અંત સુધીમાં

## હિંદના હિમાયતી સાહેબ લોકો વિશે.

### ગરબી.

કાનુડે કામણ કીધલાં રે—એ રાગ.

આવીયા સાહિબો ઉલ્લાસથી રે, ભલે આવિયા સાહિબો ઉલ્લાસથી;
યુરોપ કે આકાશથીરે; ભલે. ટેક.
હેતુ જેણે થઈ હિંદ બચાવ્યો, પાપના વિવિધ પાશથીરે; ભલે. ૧
સ્ટીમરો, રેલવે, વિમાન રસ્તે, પ્રવાસિ ઉતર્યા પ્રવાસથી રે; ભલે. ૨
ઉન્નતિ આપણિ ઇચ્છે અહોનિશ, પૂરણ પંડ પ્રયાસથીરે; ભલે. ૩
વફાદારિ નિત આપણિ વધતી, વંચાય[1] જેના વિશ્વાસથી રે; ભલે. ૪
દિલના દયાળૂ વૃત્તિ ઉદારના, નિરાળા[2] આપણા નિશ્વાસથી રે; ભલે. ૫
મનના માયાળૂ ને મમતાળૂ, શોભી રહ્યા સુવાસ[3]થી રે; ભલે. ૬
અવલોકી ધર્મ ને કર્મ જે આપણાં, કીધા પ્રબંધો[4] કયાસથી રે. ભલે. ૭
જેવા અંતરના અવર મળે નહિ, એવા મળ્યા આસપાસથી રે; ભલે. ૮
શિથિલ પડેલી આપણી વૃત્તિયો, સુધરી જેના સહવાસથી રે; ભલે ૯
હિમાયતી જે હિન્દુસ્તાનના, પ્રકાસ્યા આપ પ્રકાશથી રે; ભલે. ૧૦
પરમારથૂ ને પરોપકારી, ઉજળા આદિત્ય આભાસથી રે, ભલે. ૧૧
ખરા ઉતરેલા ખાનદાનમાંથી, આવેલ નહિ કશી આશથી રે; ભલે ૧૨

---

૧. જે સાહેબ લોકો અહીં આવી પોતાનો ને આ રાજ્યનો આપણા મનમાં વિશ્વાસ બેસારી આપણે વફાદાર રહેવા કારણ આપ્યું અથવા આપણે વફાદાર છીએ એવું મહારાણી સાહેબ અને એ દેશના રહેવાશીઓના આગળ જેના વિશ્વાસ ઉપર વંચાય છે એમ જેમનો આપણને વિશ્વાસ છે. ૨. અળગા, અર્થાત જે કામોથી આપણે આપદામા આવી નિસાસા નાંખિએ તેવાં કામો કરવાથી કે બીજાના હાથથી બનતાં જોઈ તેથી તેમને અટકાવી ન શકાય તોપણ તે જોઈ કમકમાટી ખાઇ નીરાળા અળગા નાશી જાયછે ને તેમાં પોતે ભાગ લેતા નથી ૩ કીર્તિ ૪. કાયદા

આપણા હિત માટ મંગાયા[1] મુક્યા, નિધા કરિ નિજ નિવાસથીરે;ભલે.૧૩
જેને મળ્યા જુઓ સાહેબ નામે, કશિ ન દીઠા તે ક્યારથીરે, ભલે. ૧૪
આશીષ એમને અંતરથી આપિજે, વરનો વિવિધ વિલાસથીરે; ભલે. ૧૫

સોરઠો.

શ્રોતા તણા સુભાગ્ય, કહ્યું દુર્ભાગ્ય[2]રંજન દુષ્ટના,
ભાખ્યો ત્રીજો ભાગ, રાવ ચરિત રિત્તગર્ધનો ૧

.................

## ભાગ ૪ થો.

### ગરબી ૧ લી.

સુણજો સાજનોરે—એ રાગ.

સજ્જન લોક વિચારી, સારી શિખામણ મન ધરીએજીરે:
જેમ તેમ મુખ બોલાય જેથી, દિલમાં તેથી ડરીએ કેફ ન કરીએજી.૧
તાળી પાડી દોષ દેખાડી, કહુંછું દહાડી દહાડીજીરે;
મારૂં વેણ તમે માનો તો, તજજો મદિરા તાડી, કેફ. ૨
કેફ કર્યાથી ઘટશે ભાવ, ચિતમાથી ચતુરાઈજીરે;
ધન ખરચી લેવી રુસ્વાઈ, મોટી એ મુરખાઇ. કેફ. ૩
લાજ ઘટે ને કાજ ન સુધરે, એમ ન વિચારે અંધાજીરે.
સાર નથી એમાં કાંઈ અંતે, ઘર ખોવાનો ધંધો, કેફ. ૪
વેદ પુરાણ કુરાન કિતાબો, જોજ્યો તેહ તપાશીજીરે;
એ લક્ષણ તજવાથી ભળશે, સઘળેથી સાબાશી; કેફ ૫
કાજી મુલ્લાંનો મત એ છે, એ મત અધ્યારૂનોજીરે;

૧. દેવી અથવા માતુ વિક્ટોરિયા ૨ જે પારકી કીર્તિ સાંભળી જ વાસા પેઠે બળી જાય તે.

હિંદુમાં ગૌહત્યાથી પણ, દોષ ઘણો દારૂનો; કેફ. ૬
મદિરા સારૂ મારૂ તારૂ, ચોર્યાનું ચિત્ત થાશેજીરે;
કોઇ સગે સાંકડમાં આવી, જીવ તેમાંથી જાશે; કેફ. ૭
વસ્ત્ર તજીને લાજ વિનાના, ખરની રીત રખડશોજીરે;
કહે દલપત કરમાં દીવો લઇ, કોઇ ન કુવામાં પડશો; કેફ. ૮

## ગરબી ૨ જી.

## રાગ ધોળ.

સજ્જન સઘળાએ, કેફીનો સંગ ન કરવો;
સમજી કાળા સાપ સરીખો, પાપ ગણી પરહરવોરે; સંજ્જન. ટેક.
દારૂ પીએ તે દૈત સરીખો, કદિ વિશ્વાસ ન કરીએ;
ભાંગ્ય પીએ તે ભંગીઆ જેવો, તેથી વેગળા તરીએરે; સજ્જન. ૧
પીએ તાડી તે પ્રેત સરીખો, અફીણ ખાય તે એવો;
ગાંજાખોર તો ગંડીઆ જેવો, તે પણ તજીએ તેવોરે; સજ્જન. ૨
સંગ કર્યાથી અંગ વળગશે, રંગ જશે બદલાઇ;
મનમાં હશે ઉમંગ ઘણા તે, ભંગ થશે સઉ ભાઇરે; સજ્જન. ૩
પ્રથમ અફીણના પઇસા નહિં લે, ઘરનું પાશે ઘોળી;
વળગાડીને થશે વેગળા, રેહેશો ચક્ષુ ચોળીરે; સજ્જન. ૪
ખાશે કેફ ઘણા ગુણ ગાશે, પીશે ને વળિ પાશે;
જાશે જર જોબન દુખ થાશે, પછી ઘણા પ્રસ્તાશેરે; સજ્જન. ૫
સઉને સરખા કરવા ડોલે, બોલે વાત બનાવી;
નાકકટે જેમ નાત વધારી, ભોળાને ભરમાવીરે; સજ્જન. ૬
આવા ઓધને મેલી ઉંચા, લુચ્ચા દુરગુણ લેશે;
સારા જન સંતોષથિ સુણિને, દોષ વિસારી દેશેરે; સજ્જન. ૭
દોષ તજે સંતોષથિ સુણિને, રોષ ગમે તો રાખે;
દલપતરામ તો દુનિયા મધ્યે, દેખે તેવું દાખેરે; સજ્જન ૮

## લાવણી.

બરડેમેં બીલેશ્વર બકા, અટલ છત્રધારી;—એ રાગ.

ઉડી પલકમા ગયા મુલકથી, કેક જેઓ કરતા;
કેક જેઓ કરતારે, કદી શંકા મન નહિ ધરતા; ઉડી પલકમાં. ટેક.
બાગ ફુવારા હોજ બનાવી, સુખથી વીચરતા;
ગજરા તોરા હાર ફૂલના, ધરી મગન ફરતા;
ધરી મગન ફરતારે, કદી શંકા મન નહિ ધરતા; ઉડી પલકમાં ૧
જેની મુછો મોટિ વાંકડી, ઉપર લીંબુ ઠરતાં;
દેશ વિજ્ય કરિ, એક છત્રધરિ, દેવથિ નહિ ડરતા;
દેવથિ નહિ ડરતારે, કદી શંકા મન નહિ ધરતા; ઉડી પલકમાં. ૨
ગુણિજન નિજ જશ ગાન કરંતા, મુખ અમૃત ઝરતાં;
બડે જાઓ બડે જાઓ થાય અગાડી, શિર ચમર ઢળતા;
શિર ચમર ઢળતારે, કદી શંકા મન નહિ ધરતા; ઉડી પલકમાં. ૩
શત્રુ સકળનાં શહેર લૂટિને, ભૂમિ ખણી ભરતા;
ન ખમે કદિ અપમાન ડુંકારો, તરત લડી મરતા;
તરત લડી મરતારે, કદી શંકા મન નહિ ધરતા; ઉડી પલકમાં. ૪
ધ્રિગડ્ધ્રાં ધ્રિગડ્ધ્રાં ધિંચોધડિયે, ઘડિઘડિ ઘાવ પડતા;
રૂમઝુમ ઝણુણુણુ ઠણુણુ ચાલતી, નારિ સારિ વરતા;
નારિ સારિ વરતારે, કદી શંકા મન નહિ ધરતા; ઉડી પલકમાં. ૫
સોના સિંહાસન, બેઠક જાજમ, મખમલિ પાથરતા;
ઝળળળ કાંતી, અજબ ઝળકતી, ઘરની સુંદરતા;
ઘરની સુંદરતારે, કદી શંકા મન નહિ ધરતા; ઉડી પલકમાં. ૬
કેક કરી ગફલતમાં નિશદિન, શયન અનુસરતા;
કહેછે દલપતરામ, ધામ ધન, શત્રુ તણું હરતા;
શત્રુ તણું હરતારે, કદી શંકા મન નહિ ધરતા; ઉડી પલકમાં. ૭

## ચોપાયા વૃત્ત.

ગવ તણો પણ એજ હતો મત, મઉડા બિલને માટે,
ને ઉદ્દેશ સરકાર તણો પણ, ન્હોતો જૂદે ધારે. ૧
ઘણોખરો ચોરીનો દારૂ, ગોળ, ખજુર, મઉડાનો;
તેમાં નેવુ ટકા મઉડાનો, સઉ વેચાતો છાનો. ૨
જે દારૂ ચોરીથી નિપજે, તે સસતો વેચાય;
પીએ લઇ પીનારા છાનો, સખ્યા વધતી જાય. ૩
એ સઘળું અટકાવા માટે, કીધુ મઉડા બીલ,
સર્વોપરિ સરકાર તણું છે, દયાળુ મોટુ દીલ. ૪
બસ કરે દારૂ બનનો તો, કોણ કહો ના કહેછે;
જે પણ જાથુના પીનારા, એ પર રહેમ રહેછે. ૫
આસ્તે આસ્તે છોડાવા એ, આ કીધો ઉપાય;
શુભ મુબઇ સરકાર તણો આ, અવલોકો અભીપ્રાય. ૬
ઇસ્વી અઢારસો આડત્રી, શુભ સપટેમ્બર માસ;
શુભ દિવસ તારિખ સત્તરમી, પ્રેમે કરૂં પ્રકાશ. ૭
ઓગણસાઠ ચોત્રીશો ઉપર, કાગળ નંબર કેરો;
મઉડા બીલ તુમારે ખાસો, સરકારી છે મેરો. ૮
જણાવવાનું ખાસ સહુને, જે અહિં કલેકટરો છે.
મઉડા બીલ સંબંધે મતલબ, જે સરકાર તણો છે. ૯
ચોરી તણી બનાવટનો કે, કાયદેસરનો દારૂ;
સખ્ત જાપતો રહી શકે જો, તો તે પર બહુ સારૂં. ૧૦
છે સરકાર તણો ઇરાદો, મન ધરજો મનમાન્યો;
કુંવ ખપત તેની કમિ કરવા, અથવા અટકાવાનો. ૧૧
છે નુકશાન ઉપજમાં એથી, જાણેછે સરકાર,
થશે પ્રજાની નીતિ સુધરી, પણ ઉદ્યોગ પ્રસાર. ૧૨

### સાખી.

સારૂં તેથી સો ગણું, વળિ રહેશે તે વાર,
હાની બદલે લાભ એ, માનેછે મરફાગરે ૧

## રાવની ગટર કામ સંબંધે સભાઘાની સાથે મેળવેલી જીત-તેમાં અજ્ઞાની વર્ગનો ઉપાડો—રાવની સહનતા-પૌત્ર ચીનુભાઇનો પ્રવાસ—

### ચોપાઈ ત્રીતાળી.

કેના સરકારના એ વિચાર, થાય સમજુ તો ત્યા સાક્ષાકાર;
થયા સાલકાગ્ક રાવ તેમ, ખરેખ્ખાને ઇચ્છયુ સૌનુ ક્ષેમ. ૧
આકા સમજ્યા વગર કૈક ઊઠયા, વડા મેઘ બારે જાણે ત્રુઠયા,
વાળ્યા ચર્ચાપત્રોના જવાબ, અને ચઢતુ રાખ્યું સૌનુ આબ. ૨
સમજાવી સૌને કર્યા શાંત, ભાગી સર્વના મન તણી ભ્રાંત;
ભ્રાતી એજ ભેરવ એજ ભૂત, ગઇ ભ્રાંતી તો પછિ તૂતેતૂત. ૩
સહુ તૂત થકી શરમાય, કોણ રંક અને કોણ રાય;
કામ કૌન્સિલ કેરૂ દિપાવ્યું, જેનું સ્થાનિક સ્વરાજ્ય શોભાવ્યું. ૪
ફરિફરિ ત્રણવાર નિમાયા, ગણતાં ઑનરેબલમાં ગણાયા;
સાથે સ્થાનિક સ્વરાજ્ય સભાળ્યું, પ્રકરણ તેમાં પણ કૈ હતાં ચાલુ. ૫
બાલ્ડવિનલેથમ પણ આવ્યા, શુભ રીતે તેને સમજાવ્યા;
લીધા એના ઉત્તમ અભિપ્રાય, મુદિત એ પણ થયા મનમાંય. ૬
એણે જે જે બતાવ્યા સુધારા, દ્રઢય કરિ પોતે હૈયામાં ધાર્યા;
નિજ અનુભવથી વળી એમાં, કાઢયા કૈક તફાવત તેમાં ૭
મુકરર યોજના એ કરિ મુકી, ચિંતા જાણે એ ચિત થકી ચૂકી;
ઇસ્વી સાલ અઢારસેં બાણુ, ત્યાં તે ઉતરી ઉપર આવી ત્રાણું. ૮

રાવે જનરલ મીટીંગ બોલાવી, મ્યૂનીસીપાલિટિનિ જે કહાવી;
ચાલી રગઝગ ત્યાં જરિ વાર, વળતી સર્વેએ કીધો વિચાર. ૯
વગર વિચાર્યું રાવનું કામ, નહીં હોય તે તો એક નામ;
માટે આપણે જેવું તપાસી, ભલી વાત તે સર્વને ભાસી. ૧૦
થોડા ભાગમાં એક છલ્લામાં, સૌએ હા કહિ ડ્રેનેજ કરવામાં;
થયું રાવ જાણે આય ઠીક, થાય સ્હેજે ને કામ અઠીક. ૧૧
ન્હોતા દુરાગ્રહી રાવ નામ, કીધાં જે જે જુઓ સહુ કામ;
હતો હસમુખો મળતો સ્વભાવ, હતા રાવ તે રાવજ રાવ. ૧૨

## રાગ ધનાશ્રીની દેશી.

સમજૂ જનોએ સમ્મતિ આપી, અણસમજૂ શું જાણેજી;
દેખિ થતું કામ ડ્રેનેજ કેરૂં, જાણે માર્યા મોટા બાણેજી;
શાપ આપે કોઇ કોઈ દે ગાળો, ખોટી નિંદા કરે કોયજી;
બળે બિતરમાં કોય બળતરાથી, જેમ જવાસા જોયજી. ૨
ધન રાજા કેનું ઘટમાં લહે નહિ, ઉર રાવને પણ એવુંજી;
ડ્રેનેજનું જે કામ આરંભ્યું, થઇ પડ્યું જોવા જેવુંજી. ૩
સજ્જડ ઘરનિ ખાળોનિ સાથે, ગટરો જરા નથિ સાંધીજી;
કામ અધિક યુક્તિથી કર્યું છે, બહુ ચતુરાઇથિ બાંધીજી. ૪
ગંદિ હવા ગટરોમાં રહે નહિ, સદનો વિશે રહે સુખજી;
ઠેકાણે ઠેકાણે થાંભલા મુંકી, ખુલ્લાં રાખ્યાં છે મુખજી. ૫
પાણી તણા કામ પેઠ પડ્યું થઇ, પછિ તો આખા પુરમાંજી;
ઉપરાઉપર અરજિયો કરવા, સૌને ઉલટ વધિ ઉરમાંજી. ૬
ગાળો દેતા તે રાવ તણા ગુણ, કરવા લાગ્યા સહુ ગાગાજી;
જન મ્હેલા ને પોળોના મળિ, ગટરો માટે કંઇ જાગ્યાજી. ૭
કટકે કટકે ગટરો તણું કામ, સ્હેરમાં ચાલ્યું સપારેજી;
જાયનું સુખ સ્વલ્પ ખરચમાં, ગમ ન રૂચે શા માટેજી. ૮

ખાળકુવાનાં દુઃખ ગયાં ને, ખાઓ તણાં પણ સાથેજી;
કાદવિ પડતી જે ખાળકુંડિયો, નિત્ય ઉપાડી માથેજી. ૯
પાણી ઢોળે જો પેટનાં બચ્યાં, વઢવાં તેને પડતાંજી;
સુખ ગયું થઇ સ્હેર બધાને, દુઃખ ગયાં હડહડતાંજી. ૧૦
ન્હાવા ધોવા નદી વિના તો, એકે નહોતા આરાજી;
પ્રેમ ધરી ત્યાં ગંગાજિ પોતે, આજ ઘરોઘર પધાર્યાંજી. ૧૧
ભાગીરથી જે લાવ્યા ભગીરથ, કથા શુણી તે કાનજી;
ભુવન ભુવન રાવ લાવ્યા ભાગીરથિ, કોણ કળિમાં એ સમાનજી. ૧૨

## કોઇ સારા કામમાં પાછા પડતાં ન પસ્તાવા વિશે.

### ગરબી.

કામણ દીસેછે અલબેલા, તારી આંખ્યમાંરે. એ રાગ.
પાછા પડતાં ના પસ્તાશો, શાણા સોબતીરે;
મારા મ્હોબતીરે, પાછા પડતાં— ટેક.
કામ વડું જો કરવા ધારો, વ્યર્થ પ્રયત્ન પ્રથમ વિચારો;
મેખ તોય દૃઢતાની મારો, મન વતીરે; પાછા. ૧
ઉતાવળે આંબા નહિ પાકે, કામ થાય નહિ એક તડાકે;
ચાકે પીંડો શી ઊતરશે, આકૃતિરે; પાછા. ૨
પુરૂષ પ્રયત્ન પ્રભુની ઇચ્છા, એ આગળ શી આપ અતિચ્છા;
પ્રીછયાની શી વાત, પહોચે ક્યાં મતિરે; પાછા. ૩
વધુ પ્રયત્ને રહેતું વળગ્યા, પડતાં પણ થાતું નહિ અળગા;
ખલકા પ્હેરી હૃદય ન, શરમાશો રતિરે; પાછા. ૪
નરમાંથી નારી થઇ ડોલે, થાતાં થઇ ભવાયા બોલે;
એમ સોલે મધિરે ચાલ ફરીશું, શું જતીરે, પાછા. ૫
કરતાં નિંદા કૈક કરેછે, નેટ શુધી સાગાજ નડેછે;

આંપે જશ પણ એ ઉચરેછે, તે અતિરે; પાછા. ૬
સહસા, ધૈર્ય, સહનતા સારી, મન દ્રઢ જોઇ રિઝે મુરારી;
હારી સઉ સંસારી, કથરો કીરતીરે; પાછા. ૭
જય જયના તો ઘોષ જાગશે, માન અરીવો તણાં ભાગશે;
હશે કામ મ્હાભારથ કેરી, પ્રાપતીરે; પાછા. ૮
હારી કામ જો મુકી દેશો, લાભ જશ તો કદી ન લેશો;
સ્હેશો કષ્ટ જગત હસશે, છે વિનતીરે, પાછા. ૯

## ચોપાયા વૃત્ત.

પૌત્ર રાવના જે ચીનુભાઇ, ચંચળ ચતુર સુજાણ;
પુત્ર થકી પણ પ્રિય રાવને, જેવા જીવનપ્રાણ. ૧
ક્યાશમીર તે હતા ગયેલા, પણ જલદી વળિ આવ્યા;
મંદવાડ માધુભાઇનો શુણિ, બન્યું ન આગળ જવા. ૨
અમરનાથજી આદિ કૈક તો, રહી ગયું જોવાનું;
જે જોયું તે પણ નહિ જેવું, મન તેથી નહિ માન્યું. ૩
ક્યાશમીરનો પ્રવાસ કરવા, ઇચ્છા થઇ ફરિ એથી;
તમામ હકિકત તે જઇ પૌત્રે, પ્રપિતાને કહિ તેથી. ૪
વડા વિવેકી પૌત્ર ચિનુભાઇ, વધા વિનયનાં બેણ;
સ્નેહાર્ણવ રૂપ પ્રભુ સ્વરૂપ છો, સદા પિતા સુખદેણ. ૫
આપ તણી છાયામા અહોનિશ, ખુબ કર્યા છે ચેન;
સહ્યાં નથી સંકટ કે તડકા નથી નિહાળ્યા નેણ. ૬
પ્રભુ દયાથી કરિને પામ્યા, આપ સરીખા તાત;
પત્ર પુષ્પ સુરતરૂએ સર્જ્યું, છે એ તો હરિ હાથ. ૭
પરમ ખુશીથી આજ્ઞા આપો, જો કદિ આપ પિતાજી;
અમરનાથજીનાં કરિ દર્શન, હદયે થઇયે રાજી. ૮
અડસઠ તીર્થ માતપિતા છે, એથી વડિલ અધીક;

એ આગળ શું અમરનાથજી, પણ છે રિત લૌકીક. ૯
જે ત્યાં જાતાં દિવસો જાશે, નિકોલ વડિલનો થાશે;
એક દિવસ સો સંવત્સર સમ, જિવમાં જરૂર જણાશે. ૧૦
પણ પુરૂષને આ પૃથ્વિમાં, પરમ સહુંથિ પ્રવાસ;
આપ થકી કંઇ નથી અજાણ્યું, કહેવું કેના પાસ. ૧૧
વિનય વચન શુભ પૌત્ર તણાં શુણિ, રૂદયે હરખ્યા ગત્ર;
સમુદ્ર પેટ જ્યમ સત[1]ને પેખી, જળનો થાય જમાવ. ૧૨

## ચોપાઇ ત્રિતાળી.

રાત્રે પછિ શુભ બોધનિ સાથે, હેતે આપી રજા નિજ હાથે:
વ્હાલું નાણુંથી સર્વને વ્યાજ, પ્રિય પુત્રથી સુત પુત્રનાજ. ૧
સોંપી ચાકર રસોયા સૌ સાથે, હેતે વિદાય કર્યા નિજ હાથે;
ઉત્તમ પ્રકારે દીધી આશીષ, કહ્યું રક્ષા કરો જગદીશ. ૨
ચીનુંભાઇ પ્રવાસ સિધાવ્યા, છડી સ્વારી જ્યમ કુંવર સુહાવ્યા;
નેહે નિરખિયા જઇ અમરનાથ, લેઇ શુભ રસાલો નિજ સાથ. ૩
બાળામૂરા ગયા સાર બાદ, શ્હેર શ્રીનગ્ર, ઇસ્લામાબાદ;
ગુલમર્ગ અને વૈરિનાથ, જોયું ભાત્રે જમ્મૂ ભલિભાત. ૪
કોડે જોયા ફરી કાશમીર, ન્હાયા જેલમ અને સિંધુ નીર;
બીજાં વચમાં આવ્યાં જેહ ગામ, વડાં શ્હેર કે પૂર તમામ. ૫
જોયેલાં કઇ ફરી જોઇ લીધાં, નેક કદમ નવાં ક્યાંઈ કીધાં;
જૂના મિત્રોને પણ મળ્યા જોઇ, કીધા નવા સમાગમ કોઇ. ૬
જ્યાં જ્યાં કસ્તુરિ પરભૂમિ જાય, વણ જોયે ત્યાં મૃગ વખણાય.
મૃગમુલક પણ પ્રખ્યાતિ પામે, જશ કસ્તૂરિનો ખૂબ જામે. ૭
દેખો દેને રૂડો દાખિદાંત, વખણાયો તે કઇકઇ વિખ્યાત;

---

[1] ચંદ્ર સમુદ્રનો દીકરો થાયછે, તેને જોઇ હર્ષના આવેશમાં સમુદ્રમાં ભરતી આવેછે.

હદપાર પામ્યા માન હાથી, દશે દિશ રાજ્યદરબારમાંથી. ૮
ગણુતાં સેનાનું[1] નાક ગણાયા, ભલી ઉપમામાં[2] એજ ભણાયા;
જનીતા[3] પણ વખણાણી જેની, યોગ્ય માતાઓ[4] ઉપમા લે એની.૯.
જાય સુપુત્ર જે પરદેશે, વિખ્યાતી થાય કુળની વિશેષે;
માતતાતનું નામ વધારે, પૂરો લે જશ લાખ પ્રકારે. ૧૦
મૂલક પણ એનાથીજ પંકાય, અવર એથી કઇ ઓળખાય;
રાજ્યદરબારે લાજ વધારે, પ્રજા પણ સદા ત્યાંની સંભારે. ૧૧
કહું સુપુત્રનાં એજ કામ, નેટ સુપુત્ર તો એવું નામ;
કરી એવાં ચિનુભાઇ કામ, વળ્યા વતને લઇ સૌની સલામ. ૧૨

## રાગ ધનાશ્રીની દેશી.

સ્થાનિક કોન્ફરંસ થયું ત્યાં, પ્રોવિન્શિયલ તે કહાવેજી;
તેની થઇ રિસેપ્શન કમીટી, લીધું પ્રમુખપદ રાવેજી. ૧
અઢારસેં ચોરાણુંનિ આવી, શુભ ઇસ્વીની સાલજી;
પાૈત્ર પ્રવાસથિ ઘેર પધાર્યા, નિરખી થયાં સહુ ન્યાલજી. ૨
વોટર વર્ક ને ડ્રેનેજનિ, પણ થઈ ફત્તેહ તમામજી;
શ્રુદ્ધા સાહ્ય કરે તો તેનું, કીધું ન થાય શું કામજી. ૩
રામે એકે રાવણ રોળ્યો, બોળ્યો સમુદ્રમાં બેટ[5]જી;
સો કૌરવ પાંચ પાંડવ જીત્યા, ભગવત પર બાંધી બેટજી. ૪
રાવ તણું પણ મૂળ વિચારો, તો સહુ દીસે તેવુંજી;
તેમ પિતાનું ને પ્રપિતાનું, એ પણ કહિયે એવુંજી. ૫
દેશી રાજ્ય વિશે ખુબ દરજ્જા, ને ખુબ પામ્યા માનજી;
પણ સરકાર વિશે તો પહેલું, રાવ પામ્યા સનમાનજી. ૬

---

૧. ફોજ. ૨. કોઈ પુરૂષને ગંભીરતા સંબંધે ઉપમા આપવી હોયતો હાથીજેવો કહેવાયછે. ૩. માતા. ૪. સારી ગંભીર સ્રીયોને હાથણીની ઉપમા અપાયછે. ૫. લંકા.

વગસગ કે નહિ જ્યાં કંઇ વશીલો, મ્હેતાગિરીનું કામજી;
જાતિ મહેનત ને હુશિયારિયે, પામ્યા શુભ પરિણામજી. ૭
પોલીટીકલ એજંટ પાગે, પ્હેલા દફતરદારજી;
આસીસ્ટંટ થયા પછિ એના, રેવાકાંઠા મોઝારજી. ૮
છોડી દઇ સરકાર તણું ઘર, બેસે ઉદ્યમ છાંડીજી;
પણ પેખો આ મહાપુરુષે, કઇ નામનાઓ કાઢીજી. ૯
થાત નહીં સરકાર વિશે રહિ, જે થિર જગમાં નામજી;
તે થિર જગમાં નામ ગયું રહિ, કીધાં એવાં કામજી. ૧૦
આફતમાં પણ અલ્પ ડગ્યા નહિ, હિંમત બેઠા ન હારીજી;
શત્રુઓનું શું થાય ધાર્યું, સાહ્ય જો થાય મુરારીજી. ૧૧
કામ સદૂ પરિપૂરણ કીધાં, ડંકા દિધા વગડાવીજી;
બોલાય જો રણછોડનિ તેણે[1], રણછોડજીની બોલાવીજી. ૧૨

## શયના ઉગતા સાથે વિદ્યાભ્યાસ-વિચારો-ભોગવેલાં સુખો અને મેળવેલો વૈભવ તથા કરેલા કામો સંબંધે લોકોની અપ્રીતિ ને પાછળથી પ્રસન્નતા તથા તે સંબંધે તેમના અને લોકોના વચમાં થયેલો આનંદ.

### ચોપાયા વૃત્ત.

વય સાથે વિદ્યામાં વધતાં, વિધવિધ વધ્યા વિચારો;
સ્વતંત્ર ધંધો હતા શોધતા, જે પોતાને પ્યારો. ૧
નવીન હુનર ને ઉદ્યોગો, એ નિત્ય હતા નિરખતા;
જલદી તેમાં કિયો જામશે, એજ મનન મન કરતા. ૨

1. માણસોએ અથવા રણછોડરાય દ્વારિકાંધીશ ભગવાને.

જોતાં જોતાં મીલ તણો જે, ચિત્ત પોતાને ચડિયો;
નામાન્કિત ગયા થઇ જેમાં, એવો જે નીવડિયો. ૩
ખાસ વરસ દશ તો અનુભવ ને, અજમાગોમાં ખોયાં;
પાંચ વરસ તો બેઠે પરનાં, પરિણામો પણ જોયાં. ૪
કૈક વખત તો ટોચે આવ્યાં, કામો ભાગી પડિયાં;
હિંમત જરિયે રાવ ન હાર્યા, વિઘ્નો કઇ કઇ નડિયાં. ૫
એક મીલ જ્યાં થાવા ઊભી, ઉમેદ ન હતી ઉરમાં;
શુભ મીલો ત્યાં પિતા પુત્રની, સોહાવી શ્રીપુરમાં. ૬
દફતરદાર તણા કામથી, અધિક થયું આ કામ;
જર જશ જામ્યા પદવી પામ્યા, નિશ્ચળ રહિયું નામ. ૭
પ્રપિતા થઇ નિજ પિતા નિહાળ્યા, પુત્ર પૌત્ર નિજ જોતા;
ભર્યા કુટંબના ભાગ્યશાળિ નર, વિરલા એનો ઓતા. ૮
મારો કહેનારાં જે માતા, તેનું પણ સુખ પુરૂં;
માન સન્માન ઇજત આબરૂ, એકે નહીં અધૂરૂં. ૯
ઉત્તમ રૂડું અનાશ્રમ બાંધ્યું, સ્કૂલો, ઇસપિતાળો;
વોટર વર્ક ડ્રેનેજ કરીને, હદનો આંટો વાળ્યો.
કઇ તીરથ જાત્રાઓ કીધી, કશું રહ્યું નહિ બાકી;
ક્રોડપતી બીજા શું કરશે, નાખ્યા કઇને ઢાંકી. ૧૧
પામ્યા માન પ્રજા રાજાનું, પૂરણ સૌને પ્યારા;
આરસ પરસ એ હર્ષ પ્યારના, ફરફર છુટ્યા ફુવારા. ૧૨

## ચોપાઇ ત્રિતાળી.

દીઠું જગનું જે પુરજને દુઃખ, સર્વ તે જતાં સાંપડ્યુ સુખ.
ખાળકુંડિયોથી ગાળો ખાતાં, દેતા રસ્તે જે આવતાં જતાં. ૧
વળે કુંડી ઢોળી 'કોય વામા[1]', ધરો હોય જે લગના કે સામાં;

1. સ્ત્રી

એ પણ લડવા પડોશિયો ઊઠે, બૂમો પાડતાં તે ધાપ પુઠે. ૨
તે સહુ દુઃખ ગયાં સુખ પામ્યાં, પ્રથમ જે થતાં રાવને સામાં;
પેખી તે ભૂલ સર્વ પોતાની, નિર્ખિ તે સહુ નિજની નાદાની. ૩
પૂગં લાગ્યાં તે પસ્તાવો કરવા, અને રાવનિ કિર્તિ ઉચરવા;
સૌને ઉભરાયો હર્ષ અપાર, પ્રગટ્યો રાવ ઉપર સૌનો પ્યાર. ૪
હોય શિશુઓ તણો મ્હેતા સામે, પ્હેલો તો અણગમો સહુ ઠામે;
એજ માને પછી ઉપકાર, પેખ્યો જેવો મ્હેતા તણો પ્યાર. ૫
પેખો રાજ્ય તણી કહું પેર, લાયક જેવી સમુદ્રની લ્હેર;
કહું એનો તે વિશ્વાસ કેવો, જાણો આકાશ માંડવો જેવો. ૬
શુભ કદર બુઝી સરકાર, દરજ્જો દીધો દફતરદાર;
આસિસ્ટંટ પોલીટીકલ એજંટ, થયા રાવ પછી ગતિવંત. ૭
પાલણપુરનું પામ્યા રૂડું રાજ્ય, રીઝયા આવી પ્રભુ મહારાજ;
સ્નેહી જાગ્યા પછી સંગમ, એ પણ ગમતું એને થયુ આમ. ૮
રાવે જ્યાં તજિ નોકરી તેહ, જર જવાના ત્યાં મંડાણા મેહ;
અધિક પદ પણ પામિયા એથી, જગને નામ રહી ગયાં જેથી. ૯
પ્રમાણિકપણું પુરું જણાયુ, વફાદારીમાં નામ વંચાયું,
શુભ રીતે રિઝી સરકાર, સોંપ્યો સ્થાનિક સ્વરાજ્યાધિકાર. ૧૦
સાથે રાવ બ્હાદુર પદ સુહાતું, પછી સી. આઈ. ઈ. નું પંકાતું;
કૌન્સિલર પછી સરકારે કીધા, લાયક ગણિ નિજ પક્ષમાં લીધા. ૧૧
પડયુ અરસપરસનુ પિછાન, જાણે જે રીતે આખી જહાન;
પ્રજાએ પણ પુરું પિછાણ્યા, જન હિતકારી સર્વેએ જાણ્યા. ૧૨

સાખી.

શુભ મુબઈ સરકાર ને, કલકત્તા સરકાર;
રીઝયાં માત વિકટોરિયા, રીઝ્યો સૌ સંસારરે ૧

## રાગ ધનાશ્રીની દેશી.

દુનિયાં તણી થઇ અમૃત દ્રષ્ટી, સર્વે વખાણે શ્રૃષ્ટીજી;
વિશ્વે જ્યાં ત્યાં જન મુખવચનની, પડી થઇ પુષ્પ વૃષ્ટીજી. ૧
રાવ તણું સહુ નામ સુણીને, ભલા ભલા સહુ ભાખેજી;
રૂચી ધરી રાવને નિર્ખવા કૈક, ઉરમાં આપેક્ષા રાખેજી. ૨
શ્હેરમાં તો રાવ રાવ પડયું થઇ, પ્રત્યેક પોળાપોળેજી;
શેરિયાશેરી ને સદનેસદન, સહુ રાવ તણા જશ બોલેજી. ૩
સુધરાઇ ખાતાં સર્વે પ્રકારનાં, કે ધરમાદા ખાતાંજી;
વિદ્યા ખાતાં કે વેપાર ખાતાં, શુભ જે કહો સોહાતાંજી. ૪
મેળાવડા કે મીટીંગો મોટી, કે ગિન્જલસો જે કાંયજી;
રાવ વિના એક પગ પણ આગળ, એ કદિયે નવ હોયજી. ૫
શુભ કારજમાં સર્વદા જેવા, પ્હેલા પાટ ગણેશજી;
અમદાવાદ વિશે કહું એવા, એ રાજમાન રાજેશજી. ૬
પુત્રી મણીભાઈ સાહેબ કેરાં, બેન ચતુરબા નામેજી;
આવ્યાં આમંત્રણ રાવને તેના, શુભ વિવાહના કામેજી. ૭
શ્રીમંત રાવ મ્હારાજ સિયાજી, ગુણનિધિ ગાયકવાડજી;
સોહાવિયું પદ ગુર્જરાધીશનું, ગુજરીના પાળણ લાડજી. ૮
પ્રેમથિ તે એ વિવામાં પધારતાં, કરવા તે સાથે વાતજી;
શુભ પેટલાદે રાવ સિધાવ્યા, ભાવ ધરી ભલી ભાતજી. ૯
કચ્છ, કાઠિયાવાડ, ભરૂચ, સુરત કે, મુંબાઇ કે મદ્રાસજી.
કલકત્તામાં રાવ છના કહું, વિખ્યાત પ્હોચી સુવાસજી. ૧૦
ઇન્ડસટ્રીયલ જે કોન્ફરંસ, પૂના તણી કહેવાયજી;
પ્રમુખ પોતે રાવ તે તેના, કહો બાકી હવે કાંયજી. ૧૧
હેત હરખ સહુ રાજા પ્રજાનાં, સન્માન ને સત્કારોજી;
ઉભરાઇ નિકળ્યાં અંતરમાંથી, ફૂટે જે રીત ફુવારોજી. ૧૨

## અમદાવાદમાં મધ્ય બજારમાં માણક ચોક આગળ મુંબઇબેંક સામે રાવ બહાદુરે જનાવરોને તથા માણસોને પાણી પીવા બાંધેલો ફુવારો.

### સાખી.

આનંદ ઉભરાયો અતી, હિમે જેમ દરિયાવ;
ફેડો મધ્ય બજારમાં, રચ્યો ફુવારો રાવરે. ૧૩

### લાવણી.

"બરડામાં બિલેશ્વર બંકો, અટલ છત્ર ધારી" એ રાગ.

ફર ફર ફર ફર છુટે ફુવારા, હેત હર્ષ ભરિયા;
હેત હર્ષ ભરિયારે, ફુવારા દિલ ખુશના દરિયા; ફર ફર. ટેક.
પૃથ્વિ પેટ આનંદ પથરાયો, નીર ઉપર તરિયા,
વ્યોમ[1] વિશે આનંદ વરતાયો, રંગ વિવિધ કરિયા;
રંગ વિવિધ કરિયારે, ફુવારા દિલ ખુશના દરિયા; ફર ફર. ૧
ઇજ્જત આબરૂ અધિક અહોનિશ, વિશ્વે વિસ્તરિયાં,
માનીતા સરકાર તણા ને, પ્રજા તણા હરિયા;
પ્રજા તણા હરિયારે, ફુવારા દિલ ખુશના દરિયા; ફર ફર. ૨
લાયક હાકમ લોર્ડ હેરિસે, નેક કદમ કરિયાં;
સભા ભરી શુભ રાવ તણા ગુણ, પ્રદરશીત કરિયા,
પ્રદરશીત કરિયારે, ફુવારા દિલ ખુશના દરિયા; ફર ફર ૩
ઇસ્વી વર્ષે અઢાર ચોરાણું, ભલાં રંગ ભરિયાં,
ધિમત લોર્ડ હેરીસે હાથે, તે ખુલ્લા ધરિયા.
તે ખુલ્લા ધરિયારે, ફુવારા દિલ ખુશના દરિયા: ફર ફર ૪

---

૧. આકાશ

દિલથી સજ્જને દ્વેષ ગયા ને, ક્લેશ રહિત કરિયા;
એશ થયો આનંદ બધાને, દિક અંતર ઠરિયાં;
દિક અંતર ઠરિયાંરે, ફુવારા દિલ ખુશના દરિયા; ફર ફર. ૫
બ્હાદુરમાં બ્હાદુર બનિ બેઠા, જ્હાં બરાબરિયા;
જ્યાં ત્યાં જય કરિ વિજય મેળવ્યા, નામ અમર કરિયાં;
નામ અમર કરિયાંરે, ફુવારા દિલ ખુશના દરિયા; ફર ફર. ૬
સદાચરણમાં રહી સર્વદા, શ્રીહરિને સ્મરિયા;
માન નહીં મોટાઇ નહીં, નહિ અભીમાન ધરિયાં;
નહિ અભીમાન ધરિયાંરે, ફુવારા દિલ ખુશના દરિયા; ફર ફર. ૭
પરોપકારે પ્રાણ સમર્પે, દયા તણા દરિયા,
ભલેં પુરૂષ અવનીમાં આવી, એવા અવતરિયા;
એવા અવતરિયારે, ફુવારા દિલ ખુશના દરિયા; ફર ફર. ૮
કર્ત્તા પ્રભુની કૃપા થકી કઇ, તાર્યા ને તરિયા;
દીન કવિ દલપત્ત તનુજ કહે, જન્મ સફળ કરિયા;
જન્મ સફળ કરિયારે, ફુવારા દિલ ખુશના દરિયા; ફર ફર. ૯

## શાર્દુલવિક્રીડિત છંદ.

રૂપૈયા શુભ વીશ સો ખરચિને, રાવે ફુવારો કર્યો;
કે શું છે દ્રૂજદંડ દિગ્વિજયનો, જે સ્હેર વિચ્ચે ધર્યો;
કે શું આ સ્મૃતિ છે હમેશ નિજની, સ્નેહે કરી શ્રૃષ્ટિમાં;
તે રાવે ધરિ સ્નેહ સુંપત કરી, મ્યૂનીસિપાલીટિમાં. ૧

## ગીતી છંદ.

ઉદ્યમિને તો અગે, કામ પર કામો હોય કરવાનાં;
નિરુદ્યમિ નિંચ સગે, ન હોય ફોકટ કદાપિ ફરવાનાં. ૨

## રાવે ઉપાડી લીધેલો કરંસી કવશ્ચન.

### ચોપાયા વૃત્ત.

મહુડા બિલ માટે કરિ ઊપર, રાવે કીધું જોગ;
આજ કરંસી કવશ્ચન કરમાં, રાવે લીધો એમ. ૧
વર્ત્તમાન[1] તો વળિ એનાં એ, વળિ એના એ રાવ;
સેવા એજ પ્રજા ગજાની, નહિ બીજા મન ભાવ. ૨
જાણે નથી જુવાની આવી, વૃદ્ધ થયા તે જોગ;
કમર કશી વળગ્યા તે કામે, રાવ બહાદુર એમ. ૩
કુદરતિ જ્યાં રૂપાની ખાણો, જે દેશોએ ઝાઝી;
બહુજ ભાવ ગયા ત્યાં બેશી, નિકાશ થઈ તે ઝાઝી: ૪
અતિ આયાત વધી દેશમાં, જન હરખ્યા તે જોઈ;
સોંઘારતથી થાય ખુશી સૌ, કરે વિચાર ન કોઇ. ૫
જાનક માલનિ ઉપન ઘટી ને, ઓછો લાગ્યો જાવા;
પરદેશી માલનિ આવક તો, અતિ લાગી ઉભરાવા. ૬
સરસ ચલણ જ્યાં જ્યાં સોનાનું, એ આવક સઉ ત્યાંની;
લે રૂપું કોણ સોના બદલે, નથી વાત એ ન્હાની. ૭
પૌંડ ગીની મોનાના શિક્કા, કે શુભ સોવરીન;
વધી ગયા ભાવો વિલાયત, છે સઉ દઇવાધીન. ૮
ખોટ હુંડિયાગણુમાં લાગી, જરૂરપણે બહુ જાવા;
રૂપાનાણું નહિ પ્રવાહ સમ, ખુબ લાગ્યું ઘસડાવા. ૯
રૂપું લઇ જે રૂપિયા પાડે, એ પણ ઠીક ન લાગ્યું;
જેવું તેવું ભાવ હુંડિના તરફ રહે ચિત ટાંગ્યું. ૧૦
શું કરવું કેને નવ સુઝે, એકે તરેહ ઉપાય;
પૌંડ ગીનીના ભાવ ઘટે કયમ, હુંડી હલકી થાય. ૧૧

---

૧. વર્ત્તમાન પત્રો.

પાડે ચાંદી લઇ રૂપિયા કદિ, મળે લાભ મનમાન્યો;
પણ ઉલટો વધિ જાય હુંડિ ને, ભાવ સુવર્ણ શિક્કાનો. ૧૨

## સાખી.

શું કરવું સરકાર તે, વિધવિધ કરે વિચાર;
કેમ હુંડિ હલકી પડે, સુધરે કેમ બજારરે. ૧

## ચોપાઇ ત્રિતાળી.

થયો ચાંદીનો એમ ઉછાળો, થઇ બંધ બધી ટંકશાળો;
પ્રભુ ધરતી અને નૃપ મનની, તેનો જાણમાં આવે ન જનની.૧
પડતુ રૂપાનાણુ બધ પડિયું, ચિત્ત સૌનું ચાંદી પર જઇ ચડિયું;
સોંઘી ચાંદી સૌ લાગ્યા સંઘરવા, વાસણકુસણ આભૂષણ કરવા. ૨
ધંધા એજ વિશે સહુ ધાયા, લીધી ચાદી તે જાણે કમાયા;
વિવિધ બાકી જે કરતા વેપાર, વિલાયત સાથ જેના વ્હેવાર. ૩
બહુ તેને નડયાં હુંડિઆઇ, ગયાં હુંડિયામણમાં તે ખાઇ,
રહ્યું કોક પાસે રૂપાનાણું, આવી એવું મંડાણું આ ટાણું. ૪
ચર્ચા ચાલે તે પર ખુબ ચલાવી, જેવી ઉકલત પોતાને આવી;
સર્વે તેનો કહીશ હું સાર, વાંચો ગદ્ય ચહો જો વિસ્તાર. ૫
સ્થિતિ ચાલતી તે સૌ શુણાવી, બધી હરકતો પડતી બતાવી;
બહુ એના બતાવ્યા ઉપાય, જેથી અળગી સૌ અડચણો જાય. ૬
લાભ રાજા પ્રજા બન્ને પામે, ધંધા વેપાર પણ તેવા જામે;
જતી ખોટ તે પુરાઇ જાય, આખા દેશની ઉન્નતિ થાય. ૭
એવા રાતના કહું ઉદગાર, શુણો શ્રોતા સહુ નરનાર;
પડી બધ બધી ટંકશાળો, ભલું ખર્ચ તેનું કહે બાળો. ૮
પુરે બે લાખ એંશી હજાર, નહીં ફેર એમાં નિરધાર,
ઉપજમાં ફક્ત શોળ હજાર, વિશોકો કેવો કહિયે વેપાર. ૯

છતાં શીલક છત્રીશ ક્રોડ, ભરવું વ્યાજ એ મોટી છે ખોડ;
ઉપાડી દશ ક્રોડ એમાંથી, વિલાયતથી લે ચાંદી વેચાથી. ૧૦
પ્રેમે તેના રૂપૈયા જો પાડે, દશ ક્રોડ તો પરભાર્યા કાડે;
પંદર લાખ ને બાસઠ હજાર, પૌંડ પાંચસો તે પર નિર્ધાર. ૧૧
નફો કેટલો તે આ નિહાળો, વળતર દેવામાં જો કદિ વાળો;
ઉતરે માથેથી એટલું વ્યાજ, ટંકશાળોનાં પણ ચાલે કાજ. ૧૨

## રાગ ધનાશ્રીની દેશી.

છે તિથિ[1] લક્ષ મહસ્ર સુ–બાસઠ ને શત પાંચ સુ–પૌંડજી;
એ કોટિ સડસઠ લક્ષ સહસ્ર તો, પંચાશિ, શત સાત ચૌદજી. ૧
પૌંડ તણી એ કીંમત કહી મેં, જે રૂપિયાને માટેજી;
દુષ્કાળ ફંડાદિ બાંધ કરી વળિ, ઇન્કમટાક્સાદિ વાટેજી. ૨
ઇચ્છેછે કરવા સરકાર એટહિ, એથિ થશે આ અધીકજી;
કર કરા અપ્રિય કરવા પડે નહિ, જેની પ્રજાને છે બીકજી. ૩
ઉપયોગિ કામ થતાં નહિ અટકે, જે તે રહેશે જારીજી;
નહિ કાપકૂપથિ કરવાં પડે કંઇ, જે ખરચો સરકારીજી. ૪
દેખો રાવનું ડહાપણ કેવું, લાયક કેવું લખાણજી,
સાપ મરે કે ન સાણસિ ભાગે, કામ કર્યું એ પ્રમાણજી. ૫
કરવા બચાવ કર્યું વસતીનો, ઇનકમટાક્સાદિમાંથીજી;
અપ્રિયતા દિધિ દર્શાવિ એની, જો સમજે તે કલાથીજી. ૬
દુષ્કાળ ફંડાદિ બંધ પડે તે, ગણતાં ઉલટું ગણાયજી;
સરકારને તે સૌ સમજાવ્યું, કહેતાં જે રીતે કહેવાયજી. ૭
ખાડો પૂરવા ખોટતણો પણ, ઉત્તમ બતાવ્યો ઉપાયજી;
એ પણ એવો કે તે પુરતાં પણ, કાંક વધારો થાયજી. ૮
બીજો પણ વળિ રસ્તો બતાવ્યો, તે પણ જોવા જેવોજી;

---

1 પૌંડ ૧૫૬૨૫૦૦ તેની કીંમત રૂ ૨૬૭૮૫૭૧૪ થયા.

રાજ્યે વધે લાભ, ભાવ હુંડીના સ્થીર સદા રહે એવોજી ૯
ચાંદી આવેછે ચોદશ બ્હારથી, દેશનિ નથિ એ પેદાશજી;
જકાત કરવા તે પર જણાવ્યું, એ પણ કરિ અજમાશજી. ૧૦
એકસૌ કે કદિ એકસૌ પાંચથિ, વધે ઘટે નહિ ભાવજી;
જકાત નાખવિ એ પર નજરે, રૂપા ઉપર કહે રાવજી. ૧૧
સઘ થશે બંધ સદા થતા ને, સુધરશે જનની સ્થિતીજી;
રાવે જુઓ કેવી કાયમ રહેવા, રાખી નજર જન નીતીજી, ૧૨

## ચોપાયા વૃત્ત.

ઉન્નતિ વળિ નિજ દેશનિ અર્થે, કીધુ રાવે કેવું,
રાવ કને એતો રહિ સમજણ, કોણ થશે એ જેવું. ૧
રાજદ્વારી માણસ મોટુ, બુદ્ધિની બલિહારી;
બોલવું ચાલવું રાજદ્વારી, લખવું રાજદ્વારી. ૨
પ્રથમ લાભ સૌને પોતાનો, વિશેપ વ્હાલો લાગે;
સુણતાં સૌને સ્નેહ ઉપજે, ભર નિદ્રાથી જાગે. ૩
કરિ મુકયું છે એમ કુદરતે, નથિ એ નવું કહેવું,
થતા હોય એમાં પરમારથ, તો બીજું નથિ એવું. ૪
પોતાનુ પોષણ કરતાં જયમ, કૃમિનું પોષણ થાશે;
પોષણ ગર્ભ રહ્યા પામશે, ગર્ભિણિનું જે થાશે. ૫
રાવે એમ વિચાર કરીને, ખાસો રસ્તો ખોળ્યો;
રાજ્ય લાભને દેશ ઉન્નતિ, સાથે રાખી તોળ્યો. ૬
રૂડો તાદ્રશ્ય લાભ રાજ્યને, દેખાડી તે દીધો;
કરે ન કરે મરજી સરકારનિ, રસ્તો પણ સૌ સીધો. ૭
પરદેશી જે માલ મુલકમાં, અહિં વેચાવા આવે;
ત્યાં આયાત જકાત નાંખવા, તે પર કીધું રાવે. ૮
માલ બનાવાની જે ચીજો, કે જે સાંચા કામ,

કે સામાન રેલવે કેરો, દેશ સુધારા કામ. ૯
તેમાં પણ જે માલ આંપનો, દેશ વિશે પોતાના;
વગર જકાતે દેછે જાવા, તેમ માલ સૌ ત્યાંના ૧૦
જવા આવવાની છુટ રાખી, ને બાકીને માટે;
જકાત નાખવા રાવે કીધું, માથું માથા સાટે. ૧૧
જકાત અહિંના માલ ઉપર લે, એની લેવિ જકાત;
રાવ કહે સરકારને એમાં, શીછે મોટી વાત. ૧૨

## ચોપાઇ ત્રિતાળી.

ઇસ્વી અઢારસો બાણું જાણું, તણું વર્ષ જુઓ જે લખાણું;
બોમ્બે ઍડમિનિસ્ટ્રેશન રિપોર્ટ, તપાશી એ જુઓ એક ચોટ. ૧
આવ્યો એવા દેશોનો જે માલ, કોટિ અગિયારનો કહું એ સાલ;
આખા દેશનો જો ગણિ પેખો, દ્રષ્ટિએ તો સુમાર ન દેખો. ૨
ગણો પાંચ ટકા જો જકાત, કહું વધુ તો શી વિસ્તારિ વાત;
અકારો કર પ્રજા પર એકે, રહેશે નહીં નાખવો રેખે. ૩
કહો રાવે કથ્યું જુઓ કેવું, અવરને તે સુજે કયાંથી એવું;
ખુબ લાભ જકાતી દેખાડયો, શુભ રસ્તો નીતિનો સુજાડયો. ૪
મળે મહિપતિયો જયાં મહાન, નમે સર્વે પરસ્પર સમાન;
જો ત્યાં કોક વધુ લળિ જાય, ગણતાં ઓછપ એની ગણાય. ૫
નથી માન મહિપનું પોતાનું, એનો માન છે દેશ બધાનું;
કહો રાજાનું જો કહિ માન, નથી રાજાઓ થોડા નિદાન. ૬
ધુઆડ રાજા અને બાળ રાજા, રાજા તેલિયા ને નામ રાજા;
કવિરાજ ને પંડીતરાજ, વૈદરાજ એ સૌ નામતાજ. ૭
રાજા દેશપતી તે કહેવે, એને તોડે ન કોઇએ આવે;
જેને ઘેર છે જેટલો દેશ, પામે એટલું માન નરેશ. ૮
ત્યાંની વસ્તી કે ત્યાંનો જે માલ, એનો માલેક એ મહિપાળ;

તે તો સર્વ ગણાયજ તેના, અવર માલેક નહિ કોય એના. ૯
શ્રુજ્યો ઇશ્વરે સંબંધ જેવો, પરસ્પર પ્રેમ જોઇયે એવો;
પ્રજા ભક્ત રાજા તે પંકાય, રાજ્ય ભક્ત પ્રજા વખણાય. ૧૦
ઉર અભિમાન બંનેને તેવું, અરસપરસમાં જોઇયે એવું;
જેહ દેશનો માલ જ્યાં જાય, જેવી રીતે ત્યાં જઇ તે વેચાય. ૧૧
તેવી રીતે તે દેશનો માલ, પાળી આપે તે દેશ ભૂપાળ;
એ છે રાખ રખાપત રીતી, અને રાજ્યની એ રાજનીતિ. ૧૨

## રાગ ધનાશ્રીની દેશી.

રાવનુ ત્યાં પણ ડહાપણુ નિહાળો, ડહાપણુનો નહિ પારજી;
રાક્ષસિ મોટી રકમો જકાતનિ, દીધી બતાવી આ ઠારજી. ૧
સરકારને જે જકની નથી સ્વલ્પ, ખાદ્મિમાં જાયછે ખારીજી;
હર સાલ ખોટી થાયછે એટલિ, રકમ કહ્યુ સરકારીજી. ૨
એક ઇલાકાની કોટિ એકાદશ, કીધી જેણે કમાઇજી;
આખા દેશ તણી અવલોકો, તો થાય કાંઇનિ કાંઇજી. ૩
દાખલ જેના દેશ વિશે થાય, વગર જકાતે માલજી;
તે દાણ અહિંના માલ ઉપર લે, કેનો કહો એ તાલજી. ૪
એ કહિ વાત જકાત સબંધે, પણુ એ પરથી વિચારોજી;
કેટલો પૈસો કુલ પરદેશે, મિત્રો જતો વિચારોજી. ૫
હુંડિયામણુની ખોટનું કહિને, નાણાં ભીડ બતાવીજી;
ને પરદેશી માલનિ સાથે, કીંમત પણુ દરશાવીજી. ૬
પૈસા કેની પાસ રહ્યા નહિ, રંક અને કોણુ રાયાજી.
સઉ પરદેશી માલનિ સાથે, ત્રમઝટ જાય તણાયાજી. ૭
તે પર કરવા જકાત તેથી, રાયે બળાબળ શોધીજી,
લેતા નથી તે કનેથી ન લેવી શ્રેષ્ટ કરી વાત શોધીજી. ૮
એમ થતાં પરદેશી માલનિ, આવક ઓછી થાશેજી.

દેશ વિશે માલ દેશી વધારે, તે ઓટલો વપગશેજી. ૯
દેશમાં આવશે નાણું ભરી તો, શુભ કમાશે સરકારજી;
નવા પ્રજા પર કર નહિ પડે જે, થાય પ્રજા બેજારજી. ૧૦
જે માલ અહિંનાનિ જકાત લેછે, આંખ્ય ઉઘડશે એનીજી,
કેવા ઉદ્દેશ ને કલ્પનાઓ, રાવ વિના શક્તિ કેનીજી. ૧૧
એક કરસી કવશન અંદર, રાવે બેચ્યા કઇ સારજી;
રંગ રે રંગ કહું રાવ બ્હાદુર, વડાના વડા વિચારજી. ૧૨

## સાખી.

મોટાના મુખ વાક્યના, ચોખા અક્ષર ચ્યાર;
એકેક કહિયે લાખનો, ચાર લાખ સુગારરે. ૧

## ચોપાયા વૃત્ત.

એક કરંસી કવશ્ચન ઊપર, કીધું રાવે કેવું:
પુસ્તકનાં પુસ્તક જો ભરિયે, પાર ન આવે એવું. ૧
હલકાં વચનો હલકા કાઢે, જે મોટા નહિ જાણે:
સંઅહિ દુર્ગંધી પ્રકાસે, ગુલાબ ક્યાંથી આણે. ૨
કૌનસીલમાં રાવે બાબત, જઇ એની એ કાઢી;
પણ એનું એ કામ નહોતું, ચાલે કેમ અગાડી. ૩
કલકત્તા સરકાર તણું એ, કહું હતું એ કામ;
લક્ષ વિશે તેણે એ લીધી, રાવનિ વાત તમામ. ૪
સામટિ સો વાગે શરણાઇયો, શુણે નહીં કોઇ સાદ;
આખું લશ્કર ખળભળિ ઊડે, નોબતનો શુણિ નાદ. ૫
શબ્દેશબ્દો રાવ તણા તે, કલકત્તા સરકારે,
વડા હર્ષથી તે ખુબ વાંચ્યા, શુભ આદર સત્કારે. ૬
એમાં લખવા યોગ્ય જણાયું, વિલાત તે લખિ વાળ્યુ;

પણ ત્યાં નાણાં સબંધિ પ્રકરણ, હતું પ્રથમથી ચાલુ. ૭
હતું કમીશન ત્યાં થાવાનું, નાણાં સબંધિ કામે;
ને ત્યાં છેવટ હતો થવાનો, ઠરાવ પણ તે ઠામે. ૮
કર્ત્તા તેતો એક પ્રભુ છે, ફીધું એવું થાય;
માનવિ તો મહેનત કરિ છૂટે, ત્રૂટે તો જગરાય. ૯
વડા કદાપી રહે ન વળગી, કરમાં લઇ એક કાર્ય;
કરોળિયો કેવા કાઢેછે, કહો કેટલા તાર. ૧૦
પરોપકારના કામોમાં પણ, હડશા ન પાછા પોતે;
જર ઘરથી દઇ કેંક જમાવ્યાં કરથી જોતે જોતે. ૧૧
નામ સુ-કલ્ણ ગુજરાત[1] કહેછે, છે શ્રીપુર મોઝાર;
તેના પણ એ વડા હતા, કહું રાવબહાદુર માર. ૧૨

## રા. બ. રણછોડલાલ મેડીકલ હોમ રીલીફ ડીસ્પેસરી તથા સુ૦ જેઠીબાઈ ઓબસ્ટ્રેટ્રીવ વોર્ડની સ્થાપના.

### ચોપાઈ ત્રીતાળી.

પુત્ર આવ્યા કહું પિતા પગલે, તો તે રાવ કહું ડગલે ડગલે;
પિતા જનને જે ઉપદેશ કરતા, દીઠી પુત્રની તે પર દ્રઢતા. ૧
ભલાં કામ પિતા મન ભાવ્યાં, ખૂબ ખાંતે તે રાવે ખિલાવ્યાં;
પરમાર્થે પિતાની જે પ્રીતિ, રાખી રાવે તે અથથી તે ઇતિ. ૨
જેવી શ્રદ્ધા સ્વધર્મે પિતાની, હતી રાવની એવી હઇયાની;
સાર્વજનિક આરોગ્યતા સંગે, હેત જેવું પિતાજીને અંગે. ૩
રૂડું સાચવ્યું તે કેવું રાવે, એતો જનને આશ્ચર્ય ઉપજાવે;
પિતા વૈદ્ય જે પરમાર્થે કરતા, શુભ રાવે તેની કરી સ્થિરતા. ૪
ખાસાં વિરચ્યાં વિવિધ દવાખાનાં, મનગમ્યાં તે મોટાં મજાનાં;

[1] એ કલણનું મકાન બાંધવામાં રૂ ૨૦૦૦ રાવબહાદુરે આપેલા એમ મારા જાણવામાં આવ્યુ છે પણ તે વિશે ખાત્રીથી કહી શકતો નથી.

ધનવંતરિનાં જેવાં ધામ, વ્યાધિ નાશક જનવિશરામ. ૫
પણ જે ત્યાં અશક્ત જવાને, કે અશક્ત જે ત્યાં વસવાને;
એવાં નિર્ધન આપંગ નિરાધાર, હોય પીડાતાં વ્યાધી મોઝાર. ૬
મોટું નામ ઈજ્જત હોય મોટી, ખોળ્યે દમડી જડે નહીં ખોટી;
લાયક દાકતરો તે ક્યાંથી લાવે, હૃદય એમ વિચારિયું રાવે. ૭
એક તનદુરસ્તી તન મોઝાર, કહે લાખ ન્યામત નરનાર;
રહસ્ય એનુ તો જાણતા રાવ, પિતા થકિ જેનો પામ્યા પ્રભાવ ૮
રોક રૂપૈયા વીશ હજાર, કીધા શુભ વિષ સ્વાધિન સરકાર;
મેડીકલ હોમ રીલીફ નામે, કીધી ડિસ્પેન્સરી એવા કામે. ૯
દીન દરદીનાં દુખ દિલ ધરિયાં, બાપાબાઇ નામ સાર્થક કરિયા;
પ્રજાના થયા બાપ ને ભાઇ, અને કીધી એથી અધિકાઇ. ૧૦
ખાસ સર્જન રાખ્યો એ ખાતે, થઈ જે ન શકે પિતા ભ્રાતે;
જુવે દરદીને જઇ નિજ દ્વાર, દવા દઇ શુભ કરે સારવાર. ૧૧
પણ માગે ન સુખ એક પાઇ, એવો રાવ હુકમ, ભાઇ ભાઇ;
કહો રાવ તણાં કેવાં કામ, રીઝે એ સુણે કેમ ન રામ? ૧૨

દુહો.

શુદિ ફાલ્ગુનિ ચતુર્દશી, શત ઓગણિ પંચાશ;
પૌત્ર પૈર પુત્રી થયાં, નામ જ્યતિ પ્રકાશ ૧

રાગ ધનાશ્રીની દેશી.

ઇસ્વી અઢારસો ચોરાણુંની સાલ, શુભ પુરી થઇ સાલજી;
વય એક્યાનેર વર્ષનું વીત્યું, રાવશ્રી રણછોડલાલજી. ૧
બાલિભાતે વર્ષ આડ્યાશિ ભોગવિ, પિતા ગયા પરલોકજી,
આજ વખતમાં આયુષ્ય એટલું, ક્યાંક ભોગવશે કોકજી. ૨
આરોગ્યતાના નિયમ અનુસરિ, ચાલતા આપ વિચારીજી;

જે કામ કરતાં રહિ જાય તેની, રાખતા ગણતી ભારીજી. ૩
સ્મારક ફંડ સહોદરિ કેરૂં, સ્થાપ્યું શોભે વરશેજી;
એટલે વરસે બેનનાં આંસુ, ને સ્નેહ કેને સાંભરશેજી. ૪
પત્નિને પતિ કે પત્ની પતીને, કે પેટનો કદિ પુત્રજી;
કેને એથી અધિક કહીએ, સઘળું જે પર ધરસત્રજી. ૫
આંસુ પાડી દશ દિન એનાં, પાછે વિસારે વાતજી;
વર્ષ વિતે તેમ સુરત વિસરે, હો ભલે પ્રેમ અઘાતજી. ૬
રાવનું તેવું કામ નહોતું, ન્હોતી ફરજેતી ફાંસજી,
અવર શકે અવલોકિ ન રાવનાં, ખરા અતરનાં આંસુજી. ૭
પ્રેમનું પાત્ર પતિવ્રતા પત્ની, રાવ તણાં જે રૂડાંજી;
અઢાર વર્ષ એ વાતને વીત્યાં, પરલોક જઇ જે પોઢયાંજી. ૮
પૌત્ર ચિનુભાઇ બાર વરસના, દીમે કહું તે દહાડેજી;
મોટા તણાં હોય ફરજંદ મોટાં, મોટાં કામ ઉપાડેજી. ૯
કૃષ્ણે માર્યો કંશ કહો એ, ઉંમરનું શું કહેવુંજી,
મોટા કેરી ઉંમરનું સહુ, ન્હાને મોટા જેવુંજી. ૧૦
એમ ચિનુભાઇએ કઇ ઉપાડયાં, છોટાં મોટાં કામજી;
વિદ્યાભ્યાસે પણ ગયા વધતા, નવ અટકયા કયાંઇ નામજી. ૧૧
કઇ વ્યવહારિક ઘર કામ ને કઈ, મીલ તણાં કહું કામજી;
જેમ ચિનુભાઈ લાગ્યા ચલાવા, અલગ થયા રાવ આગજી. ૧૨

## ચોપાયા વૃત્ત.

ચીનુભાઈ ચલાવા લાગ્યા, જેમ રાવનાં કામ,
એમ રાવ અલગા જઇ ઊભા, તજિ એ કાર્ય તમામ. ૧
પણ પોતાની દેખરેખ તો, અંત લગી રહિ એવી;
બ્હાર ફરતી બહિર દ્રષ્ટિ, અહિં અંતર દ્રષ્ટી એવી. ૨

ચિનુભાઇ વય નીશે પ્હોચી, એકત્રિસમાં આવ્યા;
ત્રેપન વર્ષે. માધુભાઇને, એ પણ યાવા આવ્યાં. ૩
પોતાને પણ બ્હોતેર પોચ્યાં, રાવે કર્યો વિચાર;
નામ પડ્યું તેનો છે નાશ-જ, નથી દેર પડનાર. ૪
કાલ કર્યાનું આજ કરી લે, કેણે દીઠી કાલ;
આજ કાલ કરતાં ઓચીંતો, કાલ પકડશે કાળ. ૫
ધાર્યું તે સઉ પડ્યું રહેશે, અણધાર્યું તે થાશે;
કરશું તેતો સઉ કહેવાનું, કીધુ. તે થઇ જાશે. ૬
સ્વપત્નિ જેઠીબાઇ તણું જે, સ્થીર રાખતું નામ;
એ માટે કરિ વિચાર ઉરમાં, રાવે કીધો આમ. ૭
નિરાશ્રીત અબળાઓ કેરૂં, સંકટ નિર્મુળ કરવું;
ખાસ સુવાવડ ખાનું ખાસું, એ માટે આદરવું. ૮
સુભાગ્યવંતાં સ્વપત્નિ કેરે, નામે તેનુ નામ;
ઓબસ્ટેટ્રિક વોર્ડ તણું એ, કીધું ઉત્તમ કામ. ૯
રોક રૂપૈયા વીશ હજાર ત્યાં, વ્હાલ ધરી વાવરિયા;
ખાંતે તેનાં ખાત મુહૂરત, લોર્ડ હેરિસે કરિયાં. ૧૦
લાયક હાકેમ સેન્ધ હર્સ્ટ જે, હેરિસને ઠેકાણે;
ગુણી ગવરનર મુંબાઇ કેરા, જન સૌકો મન જાણે ૧૧
ખાંતે તેણે ખુલ્લો મુંક્યો, વ્હાલ ધરી એ વોર્ડ;
ધન્ય રાવ, ધન્ય લોર્ડ હેરિસ, ધન્ય સેન્ધ હરસ્ટ લોર્ડ. ૧૨

## ચોપાઇ ત્રીતાળી.

ઇસ્વી સાલ અઢાર પંચાણું, જોતાં વર્ષ પુરૂં થયું જાણ્યું;
વળી રાવે કર્યો ત્યાં વિચાર, કયું રહ્યું કરવું હવે કાર્ય. ૧
કહું ફર્જ તો છે નૃપ કેરી, ઘટમાં ચિંતા તો તેને ઘણેરી;
જરૂર જોઇએ દ્રઢ દિલ ધરવી, પ્રજાની જેને પાલના કરવી. ૨

ખાટયું વળી પ્રજા તણું ખાનું, મન મેળવીને મોંઘા થાનું.
ધરાધીશના એ સહુ ધર્મ, પ્રભુને છે એ તો પ્રિય મર્મ. ૩
પ્રજા પેટનીને જેહ પાળે, સાચા સ્નેહે કરી જે સંભાળે;
પાળન પોષણ કરી પુર્ણ પ્રીતે, રૂડી આપે કેળવણી સુ-રીતે. ૪
તનદુરસ્તી સદા રહિ તપાસે, કરે કાંકરા પૈસો તે વાંસે;
ચાહથી શુભ રસ્તે ચડાવે, નીતિ અનુસરિ લાડ લડાવે. ૫
જેમાં બચ્ચું જરા ન મુંઝાય, ઉલટી રમ્મત ગમ્મત સૌને થાય;
તેની ખાવા પીવા તણી ચિંતા, જેવી ધરે જનક ને જનીતા. ૬
ધરાધીશે પ્રજા તણી ધરવી, પહિ પ્રભુ દીધી સાર્થક કરવી;
ત્યારે તેજ ખરો કહું રાય, ચિત્ત પ્રજા પણ તેને ચહાય. ૭
મારે પ્રજાને મ્હેતો કો માર, કરે માબાપ તેનો વિચાર;
મારાં બચ્ચાંને કહે કોણ મારે, થાય રાતાં પીળાં તે તે વારે. ૮
પ્હોચે નહિ તો પછાડે ત્યાં હાથ, આહા! માબાપ પ્રેમ અઘાત;
એવો પ્રેમ પ્રજા પર રાખે, પ્રજા છત્ર એ પર વારી નાખે. ૯
જરા[1] વયમાં કે આપદકાળે, જેમ પ્રજા માબાપને પાળે;
થાય ક્ષિતિપતિને એમ સ્હાય, વળી રીઝે ત્રિભુવનરાય. ૧૦
મસ્તક આગળ ધરે વણ માગે, લેશ વાર એમાં નહિ લાગે;
એવા રાજા પ્રજાના જે ધર્મ, એનો સર્વને સમજાવા મર્મ. ૧૧
શુભ તાર્યું આ સ્થાનિક સ્વરાજ્ય, મને આપ્યું જે-શ્રી મહારાજ;
એનો દાખલો એવો બેસાડું, શુભ બોધક રાજા પ્રજા સારૂં. ૧૨

### સાખી.

વળી ધર્મનું કામ છે, રાવે કર્યો વિચાર;
પૈસા ખરચી પદરના, કરવા પરોપકારરે. ૧

૧. ઘડપણ.

## મુંબઈ ગવરનર નામદાર લૉર્ડ હેરીસ ટ્રાવેલીંગ ડીસ્પેન્સરીની સ્થાપના—ફીલપૉટ મેમૉરિયલ ફંડ—મુંબઇ વગેરેમાં પેદા થયેલી મરકી ને તેના બંદોબસ્ત.

### રાગ ધનાશ્રીની દેશી.

રવિનું તેજ ને શશિની શિતળતા, વેગ તો વાયુનો હોયજી;
જળ પરજન્ય[1]નું, દયા પ્રભુની, સ્નેહ તો રાવનો સોયજી. ૧
ભણ્યા ભુલે કે લખ્યા ભુલે કદિ, કે ભુલી જાય વિધાતાજી;
ભળા બેઠા પણ રાવ ન ભુલે, છો વર્ષ સો વીતી જાયજી. ૨
લાયક હાકમ લૉર્ડ હેરિસથી, રાવનો સ્નેહ અથાહજી;
સદા રહેવા તેનું સંભારણું, વિશ્વે થવા વાહવાહજી. ૩
અધિપતિયોને અસર થવા ઉર, ચમકાવા ચાણુક પ્રમાણેજી;
દવા દઇ દુવા લેવા દરદિયોની, રાવે વિચાર્યું આ ટાણેજી. ૪
સ્હેરમાં તો હોય સૈકડો વૈદો, દાક્તરોનો નહિ પારજી;
ગામડામાં તે ગળે નહિ ગોત્યા, રાવે કર્યો મન વિચારજી. ૫
ગરિબ બિચારા ક્યાં પ્હોચે ગામડિયા, સમજે દવામાં શુંયજી;
નિર્ધન બિચારા ધંધામાં નિશદિન, કરિ ન શકે તે કશુંયજી. ૬
વિણુ ખુટિયે જાય તે વલવલતા, દવાદારૂ નહીં દેખેજી;
વાર એની તો વિશ્વંભર કરે તો, લેખામાં અન્ય ન લેખેજી; ૭
આશીષ લેવા એવાઓની, રહેવા સદા વાત તાજીજી;
સ્થાનિક સ્વરાજ્યના રાજા[2]ધિરાજા, રાવ હતા બહુ રાજીજી. ૮
લાયક મિત્ર જે લૉર્ડ હેરીસ તે, સ્નેહે સિધાવ્યા સ્વદેશજી;
સ્નેહનું તેના રહેવા સંભારણું, હેત ધરી તે હમેશજી. ૯

---

૧. વરસાદ. ૨. વાર્ડ વાર કમિશનરો તે રાજા અને તેના પ્રેસીડેન્ટ તે અધિરાજા તે વખત રાવ બહાદુર હતા.

હોગ રિલિફ ડિસપેંસરિ કીધી, જેમ પોતાને નામેજી;
વીશ હજાર એમાં વસુ[1]આપ્યા, પુર[2]જન જયમ સુખ પામેજી. ૧૦
એમ આ દસ્ક્રોઇ તાલુકામાં ફરિ, દેવા દવા ગામેગામજી;
" લોર્ડ હેરિસ ટ્રાવેલિંગ ડિસ્પેંસરિ," નિશ્ચળ કરી રાખ્યું નામજી. ૧૧
વાહવા સ્નેહ ને વાહવા નાતો, રાવે કેવો રાખી જાણ્યોજી;
સ્થાનક બેઠા સહુ કોઇ પૂજે, ગયો હાકમ કેણે જાણ્યોજી. ૧૨

### સાખી.

ફીલપોટ[3]મેમોરિયલ, થયું ફંડ જે ઠામ;
રાવે આપ્યા રોકડા, ગણી સવાસો દામરે. ૧

# મરકી.

### ચોપાયા વૃત્ત.

આવી પૂરિ થયા એમ કરતાં, શુભ એ પણ વળિ સાલ;
પુર મુંબઇમાં મરકી પ્રગટી, જેવી બળતી જ્વાળ. ૧
જરા જ્વાળ લાગી જઇ જેને, એ ટાણે તે ઊડયા;
મોટામોટાને પણ મનમાં, વિચાર પેઠા ઊંડા. ૨
સારા માટ કરેછે સઉકો, ઇશ્વર સરખું આણે;
અનુમાનીક ઉપાયો કરતાં, પાર પડે કોઇ ટાણે. ૩
જમીન ને વરષાનાં ચિન્હો, તે જાણે કૃષિકાર;
સઉસઉના ધંધામાં માહેર, સઉ જાણે સંસાર. ૪
જોતિષ્યમાં ડાહ્યો જોતીષી, વ્યાકરણી વ્યાકરણે;
પીંગળમાં કવિવરને પૂછે, વિગત સહિત તો વરણે. ૫
ડાકટરો વૈદકમાં ડાહ્યા, સૌકો એને પૂછે;

૧.-૫. નાણું રૂપિયા. ૨ અમદાવાદના લોકો. ૩. અમદાવાદના જડજ હતા.

શોધે મુળ વ્યાધી સરવેનાં, ને શુભ ઔષધ શું છે. ૬
અટકે એ કામ આગળ વધતાં, એના જેહ ઉપાય;
ડાક્ટર કે વૈદો દરસાવે, કરી જુએ તે રાય. ૭
અભાવનું ઔષધ બચ્ચાંને, એ પણ એઓ આપે;
કહી કયરી તે પડે પળાવવિ ને પાવું માબાપે. ૮
એમ દરદ આ ચેપી હોવા, એઓએ દરશાવ્યું;
જે દરદી તેના તે જુદા, રાખવા કાજ જણાવ્યું. ૯
ઇસપિતાળો ન્યારી એની, ઠેરાવી સરકારે;
અગ્નિબસની કરી ગાડિયો, ફરતી પુર મોઝારે. ૧૦
વિભાગ પાડી શ્હેર તણા ને, વાર્ડ વિવિધ કરિ દીધા;
દરદી તેમાં શોધિ કાઢવા, કઇને મુકરર કીધા. ૧૧
કીધું નોટિસ કરિ સરકારે, કે જે નિજ આવાસે;
કેસ છુપાવશે મરકી કેરા, તેને શિક્ષા થાશે. ૧૨

### સાખી.

અઢારમો છન્નુ તણી, ઇસ્વીસનની સાલ;
સપ્ટેમ્બરથી થઇ શરૂ, મરકિ મનુષ્યનો કાળરે.

### ચોપાઈ ત્રિતાળી.

નાખી મરકીની છાવણિ નોખી, ક્વારેન્ટૈન કહેવાય તે ચોખી;
બને જે ઘરમાં તે બનાવ, પડે તે સૌનો ત્યાં જઇ પડાવ. ૧
સાફસુફ તે ઘર બધું થાય, જળાવી કઇ સામાન દેવાય;
પાંચ ઘર જે પડોશનાં તેનાં, હાલ થાય જેવા થયા એના. ૨
જેવો થયો બંદોબસ્ત જેમ, આવી મરકીનો ભય વધ્યો એમ;
જ્વર જેને આવી જરા જાય, તરત હિંમત છુટી તેની જાય. ૩
જે કો પાડાપડોશી તે જાણે, ઉરે અંદેશા મરકીના આણે;

રખે જાણે વળગશે એ રોગ, પડયાં પણ થઇ કે મરકીના ભોગ. ૪
જેને મરકી લાગુ થઇ જાય, તેમાં સાજું ભાગે કોક થાય;
એવાં અનેક મરે દિન એકે, સમર્થ સરકાર તે એ તો લેખે. ૫
રોગ પ્રસરતો અટકાવા કાજે, જુદા રાખવા દર્દી તેના જે;
આગ્નિબસ જાય એવાં ઉપાડી, પણ જીન ઘાલે ક્યાંથી કાઢી. ૬
જેનુ આવી ભરાય જે વારે, તેને મરકી લાગુ પડે ત્યારે;
તોપણુ શ્રમ લીધો બહુ સરકારે, જાણે પ્રજા બચે કોઈ પ્રકારે. ૭
નવા ડાકટરો કૈંક તેડાબ્યા, અભ્યાસે કૈંક બ્હારના આવ્યા;
કરી પ્લેગ ખાતું જૂદુ કાઢયુ, મોહું ખર્ચ તે માથે ઉપાડયું. ૮
એ તો સરકાર એજ ઉપાડે, કેનો ભાર ? બીજા ક્યાંથી કાઢે;
ચોસઠ જોગણિયો મળે જેવી, એક મરકી એ થઇ પડી એવી. ૯
તેમ થયા બદોબસ્ત તેવા, અને આવી કે ગભરાયા એવા;
ઘરમાં કેને મરકી લાગુ થાય, કોણુ મેળે ચેતાવવા જાય. ૧૦
જિવતા કોણુ જુવતિ કાઢી આપે, પ્રજા કેમ અપાય માબાપે;
મોત કુદરતિ જો કદિ થાય, માગે જીવ પ્રત્યક્ષ જમરાય. ૧૧
પ્હોચે નહિ તો દે જિવ પોતે પ્હેલો, કાતો ગારે કાઢી હડશેલો;
હાથોહાથ આપે કેમ આપ, પતિ પત્નિ કે પ્રજા માબાપ. ૧૨

### સાખી.

કહે અચિજ્વર કોઈ ને, કોઇ ગ્રંથિ સનિપાત;
રાત એક કાં બે રહે, નહીં વધારે વાતરે. ૧

### રાગ ધનાશ્રીની દેશી.

ત્રાસ વડો વરતાવ્યો મરકિયે, હાજા ગયા સૌના ગગડીજી,
ભયથી કંઇ તો છૂટિયા ભાગી, કાઢયા મરકીએ તગડીજી. ૧
બંધ પડી સ્કૂલો, કોલેજો, બંધ પડી કંઇ બજારજી,

બંધ પડી ઓરીમો કઇ ને, બંધ પડ્યા વેપારજી. ૨
કોઇ તો સાચવે-એક વખારને, ક્યાંઇ રહે બે સંગજી;
બાકી આવે દશ વાગે બ્હારથી, પોતાનો જેવો પ્રસંગજી. ૩
સાંજથિ મોર તો જાય સિધાવી, સહુસહુને સ્વસ્થાનેજી;
મુંબઇ તજી કોય નાઠા તદ્દન જ્યાં, મન પોતાનુ માનેજી. ૪
રહ્યા કોય અધવચ રસ્તામા, કોય પ્હોચ્યા ઠેકાણેજી;
એના તણુખા જ્યાં જ્યાં ઊડયા, ત્યાં થયું એજ પ્રમાણેજી. ૫

પૂનામાં પણ મરકી પ્રગટી, કોઈ રહ્યું ન કલકત્તાજી;
સુરત, ભરૂચ, વડોદરા શ્રુધી, પાલનપુર, મેસાણાજી. ૬

કચ્છ હાલાર ન મુકિયાં કોરાં, છેવટ સુદામાપૂરીજી,
ભાવ ભજાવ્યો ભાવનગરમાં, દાખવિ જયાં ત્યાં બ્હાદૂરીજી. ૭
સિંધ સિધાવી જોવા કરાંચી, કીધો જ્યા ત્યા કેરજી:
શીખ મુલકમાં પંજાબ પ્હોચી, બજાવવા સમશેરજી ૮
મુખ્ય મથક તો મુંબઈ એનું, કાંક કરાંચી કહિયેજી,
બાકી છૂટવછૂટ ગામોએ, જાય આવે છે બહુએજી. ૯
ઉતર મધ્ય કે દક્ષિણ હિંદમાં, હવે નથી એ અજાણીજી;
શું કરે ડાકટરો શું કરે વઇદો, જેનું કોલેરા ત્યો જાણીજી. ૧૦
કીધાં શરૂવાતમાં તો કવારેન્ટૈન, સ્થળ સ્થળ સ્થાનિક રાજ્યેજી,
વેપાર અટક્યા, વ્હેવાર અટક્યા, મરકી ન અટકી આ-જે જી. ૧૧
સરકારે પણ છૂટ મુંકી હવે, માત્ર તપાસે નાડીજી;
ઔષધ ઉપચાર ચાલુ તેના કરે, પ્રતિબંધ નાખ્યા કાઢીજી. ૧૨

## સાખી.

છે ઔષધ સઉ વાતનાં, સર્વ કહે સંસાર:
બ્હેમ તણું ઔષધ નથી, કર્યું જગત કરતારરે. ૧

## ચોપાયા વૃત્ત.

જોસ વધ્યો મરકીનો જેવો, વધ્યાં મરણ પણ એમ;
અધિકા બંદોબસ્ત થયો જ્યમ, વિશ્વે પ્રગટયો વ્હેમ. ૧

દીઠા ફરતા પોલિસ ડાકટર, જતા ઘરોઘર જોવા,
શોધી કાઢી દરદી સઘળા, કવારેન્ટૈનમાં લેવા. ૨

ઉપાડતા દીઠા કરિ આગ્રહ, ઝાલિ શકયા નહિ જોસ;
દોષ કહું સરકાર તણો શો, દુનિયાનો શો દોષ. ૩

સરકારે તો કરવા સારૂં, એ કીધા ઉપાય;
બચે નહીં પણ ઔષધ કરતા, એનું તે શું થાય. ૪

"ચેપ ઘટાડવા કારણ કહિને, દરદીયો લઈ જઇને;
દાકતરો નાખેછે મારી, દવા વિશે વિખ દઇને." ૫

દોષ એમ કઇ લાગ્યા દેવા, અણુસમજૂ અજ્ઞાની;
મ્હેનો કે માબાપ ન લે મન, બાળકની નાદાની. ૬

દાક્તરો, સ્થાનિક સરકારો, સઉએ ધાર્યું એવું;
છો બોલે જેને ફાવે જગ, હૃદયે સમજી રહેવું. ૭

જન કઇ હરામખોરો જાગ્યા, પ્રજા કનડવા લાગ્યા;
પોલિસ ને ડાકટરિ પોષાકો, પ્હેરી ફરવા લાગ્યા. ૮

પકડાયા તે શિક્ષા પામ્યા, બીજા કઇક ફગાયા;
કવારેન્ટૈનને નામે કઇકે, મેળવિ મોટી માયા. ૯

જતાં રાખવા દરદી જૂદા, થયાં કયાંઇ તોફાન;
મશહુર છે તેમાં મુંબઇનું, જાણેછે સૌ જહાન. ૧૦

પૂનાનું પણ તેવુંજ પ્રીછો, મુંબઇનું નહિ એવું;
યુરોપિયન બે અધીકારિનાં, ખૂન થયા એ કેવું ૧૧

એક જુઓ ને બીજું વિસરો, એક એકથિ ચડિયાતાં,
મરકીની મ્હોકાણોમાંથી, દીઠાં એ ફળ થાતાં ૧૨

આ પુરૂષો સરવેની નાડી, જોતા ડાકટર એક;
એમાંથી પણ ઉપદ્રવ થાવા, સંભવ હતા અનેક. ૧૩
સ્ત્રીયોને તો સ્ત્રિયો તપાસે, મરદો તે મરદોને;
આમે સાહિબ મડમ સૈંધાયે, શક પછિ શો લોકોને. ૧૪
મુંબઇમાં તો જાત વાર વળિ, કીધી ઘાસપિતાળો;
બલિહારી વાહ બ્રિટિશ રાજ્યની, વ્હેમ પ્રજાનો ટાળ્યો. ૧૫

## સાખી.

આફ્રીકામાં ઊતરી, મરકી ગઇ મોરીસ;
છુટવછુટ યૂરોપમાં, જઇ ઊપાડયું શીષ[1] ૧

## ચોપાઇ ત્રિતાળી.

ઇસ્વીસાલ અઢારમે છન્નું, વીત્યું વર્ષ તે કેણે ન જાણ્યું,
સતાણુંનું પણ અધ ગયુ વીતી, રાવે નિરખ્યું તે અથથી તે ઈતી.૧
વાંચી સાંભળિ અનુભવ લીધા, રક્ષણ રાજનગરનાં ખુબ કીધા;
પોતે અનુભવિ પણ હતા પક્ષા, પડે શુભ જેના નામના શિક્ષા ૨
વોટર વર્ક કે ડ્રેનેજ કામ, પ્રથમ રાવે કીધાં જે તમામ;
જાણે ભવિષ્ય તે જાણતા હોય, કીધેલા એ રિતે સહુ કોય ૩
મેલા પાણીની મોરિયો જેહ, અધર ગટરથી ગળી સૌ એહ;
જેથી એક હવા નહિં થાય, અંતરિક્ષ અધર ઉડી જાય.
સ્વચ્છ પાણીના નળ છેટા એથી, લાગે ગંદી હવા નહીં જેથી,
કીધી ખાઇયો પણ દુર કેરી, એની હવા આવે નહિ એવી. ૫
નથી ગટર જ્યાં, ત્યા કીધી ગાડી, મેલાં પાણી તે જાય ઉપાડી.
ધાડી વસ્તી હતી જ્યા ઘણેરી, ફરતી ઉઘાડ પડી તે ચોફેરી. ૬
ગયા ગદાં હવા અને પાણી, કયાંય ગલિંગીની રહી ન એંધાણી;

[1] માથુ.

નહીં અગાઉ થયેલો એવો, થયો ભુકંપ આ વાર. ૨
ડાર્જિલીંગ, કલકત્તા, ધાકા, અને વળી આસામ;
અતિ નુકશાન થયું કહું એમાં, મુવાં મનુષ્ય કઇ ઠામ. ૩
બાકી થડકો હતો બધે તે, ક્યાંઈ ઝાઝો ક્યાંઈ થોડો;
શું કચ્છ ને સૌરાષ્ટ્ર કહું શું, ક્યાંઇ પળ વ્હેલો મોડો. ૪
દક્ષિણ દેશે વળી દુકાળે, પ્રજા કરી હેરાન;
વધે ગ્રંથ વિગતે લખતાં તે, જો અહિં કરૂં બયાન. ૫
ઘડી રડાવે ઘડી હસાવે, ઇશ્વરનું છે એવું;
જાય ભુલી જન એક ઘડીમાં, દુખ મહાભારત જેવું. ૬
ખાસાં બાંધ કામ સરકારે, દુકાળ માટે ખોલ્યા;
શ્રીમતોએ પણ તે સમયે, કીધા ફંડો બ્હોળાં. ૭
મરકી પણ ક્યૉંઇ શાંત પડી ને, ક્યૉંઈ નાબુદ થઇ નેટ;
હલકા બંદોબસ્ત પડ્યા સહુ, રાજ્યનું મોટું પેટ. ૮
ડાયમંડ જ્યૂબીલીનો ત્યાં, ઉત્તમ અવસર આવ્યો;
બ્રિટિશ સેનશાહત આખીમાં, શુભ રીતે સોહાવ્યો. ૯
મિત્ર રાજ્ય કે ખંડિયાં રાજ્યો, કે અધિકારિયો તેના;
કે શાણા શ્રીમતો તેના, ઉત્સવિયા સહુ એના. ૧૦
ક્યાંઇ મિજ્લસો મોટી કાઢી, ક્યાંઇ કચેરિ જમાવી;
નાચતાન ક્યૉંઇ, રાગરંગ ક્યૉંઇ, આતશબાજિ ઉડાવી. ૧૧
ભરી સભા ક્યાંઇ ભાષણ કીધાં, ખુબ કરાવ્યા ખેલ,
વિધવિધનાં વાજાં વગડાવ્યાં, રંગનિ થઇ રહિ રેલ. ૧૨

## સાખી.

પ્રારથના પ્રભુની કરી, બોલાવી જયકાર;
માતા વિકટોરિયા તણી, ચાહિ દુવા બહુ વારરે. ૧

## ચોપાઇ ત્રિતાળી.

કરે ધડૂડૂડૂ તોપ ધડાકા, ભૂલી જન જાય ગણતાં ભડાકા;
માતા વિકટોરિયા તણે નામે, થવા લાગિયા તે ઠામઠામે. ૧
જમ્યા પછિ ઘેર જઇ સૌ પોતાને, બહુ હેને સાથે લઇ બિજાને;
મનમાન્યા કીધા મુખવાસ, આવી રીત્યે જાણ્યું અવિનાશ. ૨
ગયો જ્યૂબીલી ઉત્સવ જેવો, એથી અધિક પ્રગટિયો આ એવો;
ચાહન માતા વિકટોરિયા ચોખુંટ, જ્યુબીલી ટેકનીકલ ઇન્સ્ટીટ્યૂટ. ૩
સરકારે મુંબઇમાં જેમ સ્થાપ્યું, અત્રે પણ ઉત્તેજન આપ્યું;
રાવે એને ઉત્તેજન આપી, મ્યૂનીસીપલ સ્કાલરશિપ બે સ્થાપી. ૪
કીધાં કઇ એમ બીજાઓએ કામ, નિરખ્યાં જ્યૂબીલીને નામે નામ;
શુભ આ સમે એમ આ સ્થાન, મોટું હાઇસ્કુલ કેરૂં મકાન. ૫
રાવે કીધો તે કરવા વિચાર, કાઢ્યા રૂપૈયા ત્રીશ હજાર;
ડાયમંડ જ્યુબિલિ હાઇસ્કુલ, આપ્યું નામ પોતાનું અમુલ્ય. ૬
રૂડું સોહાવું રાજનગરમાં, કરવા રાવે ઇચ્છા ધરી ઉરમાં;
હજી પણ તે થયું નથી કાર્ય, કાયમ છે પડયા ત્રીશ હજાર. ૭
હનો દક્ષિણ દેશે દુકાળ, જે હું ઊપર કહી ગયો હાલ;
આપ્યા ધરિ ઉર કરૂણા અપાર, રાવે રૂપૈયા એક હજાર. ૮
વાહ રાવ ને રાવની નીતિ, પરીપૂર્ણ પરમાર્થમાં પ્રીતિ;
નીતિ ભક્તિ ઉપર પણ નેહ, સ્વલ્પ એમાં કશો નહિ સંદેહ. ૯
હતો રાવનો ઇંગ્લિશ અભ્યાસ, ન્હોતી ફારશિમાં પણ કચાશ;
મોડી, મરાઠી, સંસ્કૃતે શૂર, હતા સૌ વાતે પ્હોચેલા પૂરા. ૧૦
શાસ્ત્રો પર પણ શ્રદ્ધા બહુ ભારી, હતી રાવબુદ્ધિની બલિહારી;
કીધા સંગ પ્રસંગ અનેક, પણ રંગ તો એકનો એક. ૧૧
આસ્થા ધર્મે ઉપર પણ એવી, જોતાં ક્યાંક હશે એહ જેવી,
ઇસ્વી સાલ સતાણુંની એમ, ગઈ જગનો પ્રવાહ જાય જેમ. ૧૨

## સાખી.

વય ચવોતેર વર્ષની, થઇ શવનિ આ વાર;
પચાશ પંચાવન તણી, જોતાં કહે જોનારરે. ૧

## રાગ ધનાશ્રીની દેશી.

કોકજ અનુમાન સાઠ તણું કરે, જૂની વાતો જે જાણેજી;
એથી અધિક જો કોઇ કહે તો, ઉર સહુ અંદેશો આણેજી. ૧
બાપુભાઇને વર્ષ પચાવન, તેત્રિશ ચીનુભાઇજી;
મર્યાદા કોની કો નવ મુકે, મોટી એજ પુણ્યાઇજી. ૨
સાંજ સવાર જમે સહુ સાથે, બેસે ભેળા બે કલાકજી;
કરે બાકી કામકાજ પોતાનું, ન આવે તફાવત ટાંકજી. ૩
સરકારના જેવા આકટ સુહાવે, રાવના એવા રૂલજી;
એમાં કેને કોઇ આવે ન આડે, જેવા સડકના પુલજી. ૪
ખાવું પીવું, કામકાજ જે કરવું, બેસવું ઉઠવું બધુએજી;
સતા તણા પણ નીયમ સકેના, નિયમ બહાર ન કશુંએજી. ૫
સાદા હતા જેમ રાવ સ્વભાવે, ખાવે પીવે પણ એવાજી;
પેરવે ઓઢવે પણ હતા સાદા, પુત્ર ને પૌત્ર પણ તેવાજી. ૬
જનક વખતથી જીન્હા સ્વાદની, કરે અપેક્ષા ન કોયજી;
ખાવે પીવે કે બોલવે ચાલવે, પાળે પરેહજી સૌ કોયજી. ૭
ભર્યા કુટુંબના મે બાલપણવાળા, પુત્ર પૌત્રાદિ પરિવારજી;
શમ દમ ઇંદ્રિયો વશ કર્યું સર્વને, સુહાવ્યો ખુબ સંસારજી. ૮
આરોગ્યતાના નિયમ અનુસરિ, અહોનિશ વરત્યા આપજી;
શક્તિ કાયમ નેત્ર ને શ્રોત્રની, તન નહિ કશો પરિતાપજી. ૯
પંક્તિ બરાબર દાંતની પૂરી, દીસે વજ્રમય દાંતજી;
ચાલવામાં શું જુવાન ચાલશે, ધમકારાથી વાતજી. ૧૦

શંખ ચક્ર વિષ્ણુની પૂજા, એ સઉ મુકયાં અળગાં;
સ્વદેશ કેરી કરવા સેવા, તનમનધનથી વળગ્યા. ૬
કોઇ કહે ચોરાઇ ગયાં તે, નહીં ફરીથિ વસાવ્યાં;
વાત ખરી પણ મળત ફરી જો, સેત બિજાં મન ભાવ્યાં. ૭
પણ જે પાર ગયા છે પામી, એને શું છે કામ;
માનસીક પૂજા જેવું તો, નથિ બીજું કંઇ નામ. ૮
એ સાથે વળિ દેશ ઊન્નતી, કેરાં કરવા કાર્ય;
સજવા સેવા શોખ સ્વદેશનિ, એ ઉર અપરંપાર. ૯
નિર્ધન નિર્બળ દેશ થયેલો, દેખિ થતા દિલગીર;
ગયુ દાઝના દેશ તણીથી, હઇયાનું બળિ હીર. ૧૦
સિપારશો લઇ ફરે શોધતા, વાંકડિ મુછોવાળા;
નોકરિ માટે વલખાં મારે, જોઇ ઉઠે તન જ્વાળા. ૧૧
ઉદ્યમ કે ધન રહ્યાં ન એકે, દેશ વિશે એ દાઝે;
હાર્ટ ડિસિઝનું દરદ રાવને, એથી પ્રગટયું આ-જે. ૧૨

## સાખી.

સંધ્યાદિક કરિ સુખડનુ, કરતા તિલક કપાળ.
ઊભું અંગૂઠા વડે, જે પૂરવ[1] સંસ્કારરે. ૧

## ચોપાઈ ત્રિતાળી.

વિશ્વે વાત ખોટી નથી વરણી, કરણી તેવીજ પાર ઉતરણી;
કહે મનુષ્ય કૈ કળિ શકે મોત, જો હોય નિષ્કપટિ ને ધર્મ સોત. ૧
દિસે રાવનુ પણ કહું એવું, એવું કોણ કહો રાવ જેવું;
દિઠા પુત્ર પૌત્રના પરિવાર, અન ધન કે ઇજતનો નહિ પાર. ૨

૧. પુર્વે તપસ્વી હતા તે

કરવા ધારેલાં જે પોતે કામ, તે સૌ જોયાં સંભારી તમામ;
એમાં કામ બાકી દીઠું એક, વિચારી જોતાં કરિને વિવેક. ૩
કેનું કીધુ થતું નથી કાર્ય, કરનાર છે જગ કરતાર;
માત્ર ધારણા મનુષ્ય તો ધારે, અને પાર તો ઇશ્વર ઉતારે. ૪
કરે ધારી મનુષ્ય કંઈ કામ, આવી રહે ઉણું કંઈ પરિણામ;
મોટી પણ પ્રભુની હતી મ્હેર, થતો સાહ્ય પ્રભુ ઠેરઠેર. ૫
મહાભારત કો મોટાં કામ, થતાં ચપટીએ[1] રાવને આમ;
આ પણ સ્હેજે ગયું થઇ એવું, જુઓ કામ મ્હાભારથ કેવું. ૬
મિત્રવર્ય પ્રેમાભાઇ નામ, જેનું નિશ્ચળ રાખવું નામ;
કહો સ્હેજે કરી રહે કેમ, કેમ મિત્ર ફરજ બજે એમ ૭
આગળ સોસાઇટી મે ઉચારી, એતો દેવી જે કહિયે અમારી,
સાહિબ ફાર્બસે સ્નેહથી સ્થાપી, પૂજા માટ અમ પિતાજીને આપી. ૮
જેણે સુધારા દેશમાં કીધા, ડંકા દેશવિદેશમાં દીધા;
હિમાભાઇ ઇનસ્ટીટ્યૂટનિ સાથે, હતો લેક્ચર હોલ તે માથે. ૯
બાકી હેઠે હતી લાઇબ્રેરી, ટુંકી જગ્યા ને સાંકડ ઘણેરી;
થોડો ધંધો જ્યાં સા બેઠી થાય, ભર ચૌટે જયમ ગુજરી ભરાય. ૧૦
ભાવે પછિ કો દુકાન ભાડાય, નિરખી પછિ તે વખાર નખાય;
જામે ધંધો પછી થાય જોર, એની તો પછી વાત છે ઓર ૧૧
વધ્યું એમ સોસૈટીનુ કામ, પ્રસર્યું એમ સોસૈટીનું નામ;
મોટું નામ પ્રમાણે મકાન, કરવું જોઇએ શુભ જોઇ સ્થાન. ૧૨

### રાગ ધનાશ્રીની દેશી.

આવ્યો કઇને વિચાર એવો, સોસાઇટીને કાજેજી,
જનરલ મોટિ મિટિંગ મળી જ્યાં, ઊપડી ત્યાં વાત આ—જે જી; ૧
પ્રમુખ તો રાવ પોતે હતા ત્યાં, લાલશંકર સેક્રેટરીજી;

---

1 અંગુઠા અને મધ્યમાના ટેરવા ભેગાં કરી વગાડતાં.

બન્ને મળિયા બ્હાદુરે બ્હાદુર, રાવેરાવ લહેરીજી. ૨
સુપુત્ર ઉમિયાશંકર કેરા, લાલશંકર એ કહાવેજી;
પામ્યા રાવ બહાદુરનું પદ, શુભ ગુણ જેમાં સુહાવેજી. ૩
શિક્ષક ટ્રેનીંગ કોલેજના મુળ, ગણિત વિદ્યાના ગણાયજી;
થયા શિરસ્તેદાર પછી તે, કોરટ સ્માલકોઝમાંયજી. ૪
પાસ પરિક્ષા[1] આપી થયા ને, પામ્યા જડજ અધિકારજી;
માન સહિત પ્હેલંહેલા પધાર્યા, પંઢરપુર મોઝારજી. ૫
નિરાશ્રિત બાળરક્ષક ગ્રહ ત્યાં, ઉત્તમ રીતે ઉઘાડયુંજી;
આજે અમદાવાદમાં આવી, એવુંજ કામ ઉપાડ્યુંજી. ૬
ટ્રેનીંગ કોલેજના પ્રિનસીપાલ, જે રાવ મહિપતરામજી;
સોસાઇટીના સેક્રટરીનું, કરતા તે હતા કામજી. ૭
પ્રમુખ હતા પ્રારથનાસમાજના, સુધારાના આગેવાનજી;
સ્વર્ગી થતાં તેનું નામ રહેવા, શુભ વિચાર્યું આ સ્થાનજી. ૮
રાવ મહિપતરામ નિરાશ્રિત, બાળ રક્ષક ગ્રહ નામજી;
આજે થઇ જજ અહમદાવાદમાં, કીધું એ મોટું કામજી. ૯
સેવા છોડી સોસાઇટીની, ઘેર બેઠા અમ તાતજી;
સ્વર્ગી થયા રાવ મહિપતરામજી, શોચે સોસાઇટી માતજી. ૧૧
રાંવ બ્હાદુર લાલશંકરે લીધી, સેક્રટરીની પદવીજી;
પ્રમુખ પદ તેનું રાવે સ્વિકાર્યું, જાણી સોસાઇટી નિજનીજી. ૧૦
સ્નેહ સહીત સુધાર્યું વધાર્યું, સોસાઈટીનું કામજી;
ધન્ય બન્ને કહું રાવ બહાદુર, અવિચળ રાખ્યાં નામજી. ૧૨

ચોપાયા વૃત્ત.

રાવેર[2] હકિકત કહી રાવને, ને મિત્રો બીજાને;

---

૧. સબાર્ડિનેટ જડજની. ૨. રા. બ. રણછોડલાલભાઇએ રા. બ. લાલશંકરભાઇને કહી.

સોસાઇટીના મકાન સારૂ, ફંડ કિધું કરનારે. ૧
ઠરી ચાલસો નાણાંથી, થયું ચાલતું તેડ;
પીસતાળીશસો ને ચોતેર, ઉપજ્યા રૂપિયા એક. ૨
સો.સૈટીના મકાનફંડની, રકમ એક મેં ભાખી;
સન અગ્યાર પંચ્યાશી તેના, વ્યાજનિ તેમાં નાખી. ૩
નગરશેઠ પ્રેમાભાઇ કેરૂં, નામ અમર વળી કરવા;
હોલ એક પ્રેમાભાઇ નામે એ સાથે આદરવા. ૪
શેઠ પ્રેમાભાઇ સ્મારક ફંડ પણ, વળી થયું જે વાર;
કોય હજાર કોય પાંચસો, પછિ શી લાગે વાર. ૫
રાવે પણ શુભ બસો રૂપૈયા, ઉમંગ સાથે આપ્યા;
મિત્રધર્મ પ્રેમાભાઇ કેરાં, નામ અમર કરિ થાપ્યાં. ૬
જૂનું મકાન સોસૈટીનું, એ સાથે છે જેમ;
શુભ હીમાભાઇ ઇન્સ્ટિટયૂટ છે, આ વખતે પણ એમ. ૭
હીમાભાઇના સુત પ્રેમાભાઇ, નગરશેઠ નિરધાર;
સોસૈટીની સાથ ચાલતો, પરંપરા વ્યવહાર. ૮
મણીભાઇ ને મયાભાઇ જે, પ્રેમાભાઇના બાળ;
મુકે કેમ કહો આ વખતે, પરંપરાની ચાલ. ૯
હંસજન્યાં તે હંસજ જેવાં, ચાલ કરે નહિ બીજી;
સિંહજન્યાં તે સિંહ પ્રમાણે, થાય ન બીજી ત્રીજી. ૧૦
શેઠ તણા સ્મારકના આપ્યા, રૂપિયા બાર હજાર,
બાકી નાખી સોસાઇટિયે, ખરચ્યા વીશ હજાર. ૧૧
સોસૈટીના મકાન સાથે શુભ પ્રેમાભાઇ હોલ[1];

---

૧. રા. બ. નગરશેઠ પ્રેમાભાઇ સ્મારકફંડ કમીટીએ રૂ ૧૨૦૦૦ એ ફંડમાંથી આપ્યા તથા રૂપીઆ ૪૫૦૭ સોસૈટીના નવા મકાન ફંડના આપ્યા તથા રૂ. ૧૧૮૫ વ્યાજના બાકી રૂપીયા સોસાઇટીએ ઉમેરી રૂ. ૧૯૬૩૪ ખરચી એ મકાન બંધાવેલુ છે

હાઇ સ્કૂલના મકાન સામે, કીધું સામી ઓળ. ૧૨
પડખે જૂની પોસ્ટ ઓફિસ છે, સડક પર તે કીધું;
જુનું મકાન તે હીમાભાઇ, ઇન્સ્ટિટ્યૂટને દીધું. ૧૩
મકાન બંને ભદ્ર વિશે છે, ભાવ સહિત તે ભાળો;
વિશ્વકર્માએ વિરચી જાણે, હદનો આટો વાળ્યો. ૧૪
દરિયાપર કાલુપર વચ્ચે, દિલ્હી પ્રેમ દરવાજે;
તેવો પ્રેમાભાઈ હોલ આ, સ્મર્ણ સ્થંભ કહું તાજે. ૧૫

## સાખી.

વય પચોતેર વર્ષની, વીતિ અર્ધ આ વાર;
સજવા જાણે લાગિયા, રાવ ધરી મન પ્યારરે. ૧

## ચોપાઈ ત્રિતાળી.

અતરની વાત એતો અંતરમા, બિતર્નું તે તો સર્વે બિતરમાં;
મોટાનો એતો નિયમ મનાય, કહો પ્રભુ ગતિ કેથી કળાય. ૧
બાકી કરવાનું તે કીધે જાય, ક્યાંઈ જાણ્યા અજાણ્યા પણ થાય;
જરૂર પડતાં ક્યાંઈ જીભ હલાવે, બોલતાં બહુ આળસ્ય બતાવે. ૨
રીઝ ખીજ નયનથી જણાવે, રાજી અધિક થઇ મુખ મલકાવે;
હ્રદય વ્યાપે અધિક જે રીશ, મરડે મુખ કાં ધુણાવે શીશ. ૩
બોલે બોલ તો તોળી તપાશી, એ તો બોલ કહીએ આકાશી;
કયે પાર ન કેથી પમાય, અકથ મોટાઓનો મહિમાય. ૪
હતું રાવનું પણ એવું કામ, નહીં ખબર પડી કેને નામ;
જાણે પેટમાં રાખી એ વાત, ન કરે વ્હાલાં સગાં વર્ષોપાત ૫
અનાથ બાળકોને યાદ આણી, મોટું દાન વિદ્યાદાન જાણી;
આપ્યા રૂપૈયા એકસો શીના, સર્ટીફિકેટ લઇને ખાત્રીનાં. ૬
અન્નક્ષેત્ર છે જે અલ્હાબાદ, એને પણ કર્યું આ સમે યાદ,
રૂપૈયા એકસો મોકલાવ્યા, જેવા એ અન્નક્ષેત્રમા વાવ્યા. ૭

દાન એક ગણુંજ ગણાય, પુણ્ય સદશ્રધા કહેવાય;
ઇષ્ટ હટકેશ્વર નિજ યાદ કીધા, રૂપૈયા સો ગણી તેમાં દીધા. ૮
કહો શ્રોતા સૌ સજ્જન તમામ, રહ્યું બાકી શું રાવનું કામ,
છેલ્લી ભેટ હટકેશ્વરને કીધી, છેલ્લી ભુરકી બીજાઓને દીધી. ૯
સંત સમાગમ રાવને વ્હાલો, નજર પૂર્વાપર[1]કરિને નિહાળો;
ભલા સ્વામી કહું બાજનાનંદ, તેને તેડાવ્યા ધરિ ઉર આનંદ. ૧૦
સમાગમ કરી સત્કાર કીધા, પરસ્પર જ્ઞાનસુધારસ પીધા;
આપે ધન કદિ પ્રભુ ચોકેચોક, પણ વાવરી તો જાણે કોક ૧૧
પુત્ર પૌત્રાદિના પરિવાર, કદી સાથે આપે કરતાર;
લ્હાવ તો લઇ શકે રાવ જેવા, જાય બાકી તો કે આવે એવા. ૧૨

**સાખી.**

સંવત ઓગણિ ચોપનો, શુદિ તૃતિયા મધુમાસ[2],
તાત મુજ દલપતરામ કવિ, વસ્યા સ્વર્ગ જઇ વાસરે. ૧

**રાગ ધનાશ્રીની દેશી.**

રાવને પણ થયાં વર્ષ પંચોતેર, બાકી રહ્યા ખટ માસજી,
કિંચિત રાવે આંઇના કામમાં, કશિયે ન ગણી કચાશજી. ૧
ભડ નર ભોળાનાથ[3] ગયા ને ગયા મહીપતરામજી[4],
પ્રેમાભાઇ નગરશેઠ પણ ગયા, નિજ પિતા પાસ સ્વધામજી. ૨
બહાદુર બ્હેચરદાસ[5] ગયા ને, સર નૈટ મંગળદાસજી;[6]
રાવ મગનભાઈ,[7] શેઠ હઠીભાઇ,[8] પ્હોચ્યા જઇ પ્રભુ પાસજી. ૩
ભડ નર ભોગીલાલ[9] ગયા ને, ગયા ટી બી. કરટીસજી,

---

૧. આગલા જન્માંતરમાં ૨. ચૈત્ર. ૩. રા બા. ભોળાનાથ સારાભાઈ ૪. મહીપતરામ રૂપરામ ૫. બહેચરભાઇ અંબાવીદાસ ૬ મંગળદાસ નથુભાઈ. ૭. મગનભાઇ કરમચંદ ૮ હઠીસંગ કેશરીસંગ ૯ ભોગીલાલ પ્રાણવલ્લભદાસ.

ગુણનિધિ ગોકળદાસ[1] ગયા જે, જસ્ટિસ ઑફ ધિ પીસજી. ૪
બારોનેટ બહુ ગુણવંતા, શેઠ ગયા જમશેદજી;
રેડીમની[2] ને પીટીટ[3] પધાર્યા, થાય સંભારતાં ખેદજી. ૫
નામ સંભારતાં ધનજી કામાનું, નાખે કૈંક નિસાસાજી;
સુરતનો કોટવાળ અરદેસર, અરે થવાની ક્યાં આશાજી. ૬
ગ્યામળ બેચર શેઠ વડોદરે, બીજા બાઉ મેરાળજી;
નડિયાદવાળા બાઉ સાહિબ ને ગુણિયલ રાવ ગોપાળજી[4]. ૭

ભાવનગરથી ઓઝા ગગાભાઇ, જૂનાગઢના ઝાલાજી[5];
રાજસિંહજિ વઢવાણના રાજા, પ્રાગમલજિ કચ્છવાળાજી. ૮
મ્હારાજ જુવાનસિંહ ઇડરના, રાજા રૂડા રણમલજીજી;
જૂનાગઢથી મ્હાબતખાનજી, નવાબ કે. સી. એસ. આઇજી. ૯
સાહિબ શાણા ફાર્બસ સાહિબ, એ પણ જઇ ત્યાં બિરાજ્યાજી;
ખંડેરાવ[6] ક્ષિતિશ ગયા ને, તખતસિંહ[7] મહારાજાજી. ૧૦
સારવાર કરવા સરવેની દાક્તર ગયા બાઉ દાજીજી;
બેલથી ઇચ્છાશંકર[8] રિઝવવા, કરવા નર્મદ[9] કાવ્યે રાજીજી. ૧૧
એ વગેરે આગેવાન સુધારાના, કઇ રાજા કઇ રાણાજી;
સાહેબ લોક કઇ કઇ શેઠિયાઓ, થિર ત્યાં રહ્યા કરિ થાણુંજી. ૧૨
આગળ ગયા કોઇ પાછળ ગયા ને, રાવે માંડી તઇયારીજી;

---

૧. ગોકળદાસ તેજપાળ. ૨. સર કાવસજી જહાંગીર રેડીમની સુજ્ઞ પુરૂષ તેમના વારસ બીજા સર કાવસજી જહાંગીરના નામથી હાલ તે ઓળખાય છે. ૩. નસરવાનજી માણેકજી પીટીટ તેમના ભાઇ સર દીનશાજી મહા ભાગ્યશાળી પુરૂષ થઇ ગયા તે તે વખતે હયાત હતા. હાલ તેમના દીકરા ફ્રામજી શેઠના દીકરા જીજીભાઇ તે બીજા સર દીનશાજી માણેકજી પીટીટના નામથી ઓળખાય છે. ૪. ગોપાળરાવ હરિ દેશમુખ. ૫. ગોકળજી ઝાલા ૬. વડોદરાવાળા. ૭ ભાવનગર ૮. વ્યાસ અમદાવાદ વાળા. ૯. કવિ નર્મદાશંકર સુરતના

સત્કાર તેનો શ્રદ્ધાએ કરવા, દ્રઢ મનસૂબો ધારીજી ૧૩
રંજન સભા કરે દે માનપત્રો, કવિયોનું એ છે કામજી;
ઠામોઠામ અહીં જેમ કરતા, મુંજ પિતા આ ઠામજી, ૧૪
સભા રંજન કરિ સત્કાર રાવનો, ધણિયે[1] કરવા નિજ ધામજી,
એમ તેડાવી લીધા આગળથી, મુજ પિતા દલપતરામજી. ૧૫

## સોરઠો.

પુણ્યનિ રાવે પાગ, રચિ પ્રસ્થાનાં પાઠવ્યા,
ભાખ્યો ચતુર્થ ભાગ, રાવ ચરિત્ર ઉત્તરાર્ધનો ૧

---

# भाग ५ मो.

## ચોપાયા વૃત્ત.

રહી હવે તો ફક્ત રાવને કરવી ચવકૃચ સ્વારી;
પણ એ બાબતમાં હું પોતે, આગળ ગયો ઉચારી ૧
પ્રભુ ધરતી, મોટાના મનની, કળિ ન શકે કોઇ વાત,
આગળથી તેમ કરે ન એ પણ, વિશ્વ વિશે વિખ્યાત ૨
તીરથ વ્રત કરવામાં તો કંઇ, કમર નહોતી રાખી,
દાનપુણ્ય અનવત્રઆદીના, દેના વય ગઇ આખી. ૩
દયા ધર્મ તો દિલમા એવાં, ધરનાર તે ધરશે;
પદર થકી પરમારથ કરનો, કરનાર તે કરશે. ૪
રાવે તો તે સરવે કીધું, દીઠું સૌ દુનિયાએ,
કરવાનું અનશાન વખતનું, બાકી ન્હોતું કાંએ. ૫
જે એકે કર શ્વાન ન પોષે[2], એ તો કેને આપે,

---

૧ સમનાને ૨ પોષવુ ઉપરથી

નિવતાં જેવો જમ થઇ બેસે, ગળાં કૈકનાં કાપે. ૬
માંસ ખાય ને પિયે મદીરા, પરનારીના પ્રેમી;
અંત વખત એને જ્યાં આવે, વળગે લોકો વ્હેમી. ૭
સ્નાન કરાવી પાઓ ગંગાજળ, તાણો ટીલાં ટપકાં;
અડચો ગળે હોય સ્વાસો આવી, દેતા હોય બાઇ ડચકાં. ૮
દાન કરાવો, પુણ્ય કરાવો, બેસો બાપ ને માણાં;
ગાયો ને કંઇ ચરો નખાવો, ઘો પંખીને દાણા. ૯
સુવર્ણ દાન, ગૌદાન ને શય્યા, એ પાછળ દેવાશે;
સાધુ સંત કે બ્રહ્મભોજન તે, શ્રદ્ધા અનુસરિ થાશે. ૧૦
ઉડી દેવતા ગયા આંખના, કાન તણા પણ એમ;
નાડીનું પણ નથિ ઠેકાણું, ટુંકિ જીભ પડિ તેમ. ૧૧
કાંક અવાજ જાય કાનમાં, બોલો તાણી તાણી;
નાત જાત તો કરપે લેશે, બાકી મુકો પાણી. ૧૨
પાણી પાણી ભાઇ કરો શું, ભાઇમાં ન હતું પાણી;
મુકશું જેણે આ વખતે તે, લેજો તેનું જાણી. ૧૩

## સાખી.

આવ્યા એવા એ ગયા, મારી ભારે માત;
સાથે તો તે આવશે, જે કીધું નિજ હાથરે. ૧

## ચોપાઈ ત્રિતાળી.

હતું સવે સૌ હાથે કરેલું, દુનિયાંએ તે નજરે દિઠેલું;
કહી આગળ ગયો છું હું વાત, કરવું ન્હોતું રહ્યું કંઇ બાકાત. ૧
તોય જીવના સંતોષ માટે, રહેતા પરમાર્થમાં પ્હોર આઠે;
લખવું વાંચવું કે ક્યાંઇ જાવું, ઉઠવું બેસવું સર્વત્ર આવું. ૨
ક્યાંઇ હોય જો સ્વાર્થની વાત, સાથે હોય પરમાર્થની વાત;
નિત્ય નિયમ વળી સાવ કેરા, ઘડી કાઢેલા એવા ઘણેરા. ૩

જેમા ખાસ પરમાર્થજ થાય, વળી નહોય બીજી વ્યવસાય,
જાણ રાજી થઇ આવે જેહ, આપે એમા રહે ન સંદેહ. ૪
પૂજાગાય બેસે જ્યારે પોતે, આવો શાસ્ત્રી, પંડીત ચહો તે,
કદી વિદ્યાર્થી કોય આવે, એકાદ મંત્ર તો એને બોલાવે. ૫
રૂપિયો અરધો કે પા દક્ષિણાય, જરૂર લઇ તે રાજી થઇ જાય,
પછી પણ પાત્ર જેવું તે હોય, જાય વિમુખ કદી નહીં કોય. ૬
કદી જાત્રાળુ જન કોય આવે, ખરચી ખુટ્યાનું કારણ બતાવે;
રેલ[1]ભાડુ દેતા થઇ રાજી, વાહવા રાવ કહું વાહવાજી. ૭
સાધુ, વિપ્ર કે સંન્યાસી જેહ, આવે આશા કરી કદી એહ;
વિમુખ રાવ પાસેથી ન જાય, યોગ્ય સત્કાર સર્વનો થાય. ૮
કોઇ અતિથિ જો આંગણે આવે, કરી બહુ હેને રાવ બોલાવે;
જમાડી તેને જમતા તે પોતે, કેવા રાવના નિયમ કહો તે. ૯
સંધ્યાની શુભ ચોપડિયો છપાવી, મફત વ્હેંચતા માગે જે આવી;
કરવા ધર્મ પ્રવૃતિ ધરિ પ્રેમ, મીશન પુસ્તક પ્રસારક[2] છે જેમ. ૧૦
નિષિદ્ધ કર્મ નિષિદ્ધ ખાનપાન, તેતો જાણતા ઝેર સમાન,
એના કરનારા પણ કહુ જેહ, રાવ માનતા અરિ[3]તુલ્ય એહ. ૧૧
કરી વિપ્ર નિષિધ ખાનપાન, કરે રસ્તા વચે જે તુફાન,
એને પકડી જે શિક્ષા[4] કરાવે, કાઢ્યા ઇનામ દેવા એને રાવે ૧૨

## રાગ ધનાશ્રીની દેશી.

વ્હેમી નહોતા ધર્મ તણા ને, દ્રઢ્ય હતા નિજ ધરમમાંજી;
હિંસક ધર્મ તે ધર્મ ન લેખતા, અડગ હતા નિજ કરમમાંજી ૧
સિધપુરના જે બ્રાહ્મણ સઘળા, સિધપુરિયા કહેવાયજી,

૧ રેલવે ભાડુ ૨ સોસાઇટી ૩ શત્રુ ૪. બ્રાહ્મણ જે દારૂ પી રસ્તામાં તુફાન કરે તેને પકડી કોર્ટમાં શિક્ષા કરાવે તેને પોતાની પદરથી રૂ. ૨૫) ઇનામના આપવા પોતે જાહેરનામા કાઢ્યાં હતા

એમાંના એકે યજ્ઞ આરંભ્યો, કૈંક ભળ્યા તે માંયજી. ૨
નરમેધ ને અશ્વમેધ ગયા ત્યાં, અજમેધ આ આદરિયોજી;
હોહા એકનિ જ્યાં હતિ ચાલતિ, ત્યાં વળિ બીજો દરિયોજી. ૩
યજ્ઞ પ્રસાદી વિપ્રોએ એની કઇકે લીધી આ વારજી;
ફટફટ લાગ્યા સૌ ફટકાર દેવા, ધરવા લાગ્યા સૌ ધિક્કારજી ૪
રાવે એ જ્યાં હકિકત સાંભળિ, નખશિખ પ્રગટી જ્વાળજી;
શું અરે વિપ્રોને આ તે સુઝ્યું જે, જોયો નહીં દેશ કાળજી. ૫
રૂપો મહર્ષિની વાતો છે ન્યારી, મૃત સજીવન જે કરતાજી;
આજ છે ક્યાં રહ્યા દુનિયાંમાં એવા, પાપે છે સૌ પેટ ભરતાજી. ૬
યજ્ઞ આરંભ્યો, પશુવધ કીધો, લીધી પ્રસાદી વિપ્રોએજી,
હયગ્રિવ પેઠે અજગ્રિવ એનો, કરિ ન શક્યા આજ કોએજી. ૭
દ્વિતિય સ્કંધ શુભ ભાગવત કેરો, એનો આ સપ્તમાધ્યાયજી;
ફળ જો જુઓ તો પચિશમાધ્યાયમાં, સ્કંધ ચતુર્થ સુહાયજી ૮
બ્રહ્મર્ષી[1] કહે બરહી રાજા તેં જે, પશુવધ કર્યાં યજ્ઞો માટજી:
તે પશુઓ વૈર તારૂં લેવા છે, વચમાં ઉભા જોઇ વાટજી. ૯
બરહી રાજા જેવા વ્યાકુળ થયા શુણિ ત્યા આ વિપ્રોનું શું થાશેજી;
મદિરા પીતાં વળિ માંસને વળગ્યા, વળતી રહ્યું શું વાંમેજી. ૧૦
ગુજરાત કલબના મકાનમાં મોટી, રચી સભા શુભ રાવેજી;
પંડિત, શાસ્ત્રી, બ્રાહ્મણો સઘળા, ભેળા કર્યા ત્યાં ભાવેજી. ૧૧
જણ એકે ત્રણ ત્રણ મુકરર કીધા, ગણિ ગણિ ન્યાતી વારજી,
નજર તે રાખે વિવિધ ખાનપાનનિ, જાય વધિ ન અનાચારજી. ૧૨

## ચોપાયા વૃત્ત.

કહો રાવના કામ કેવા, કેવા કહો વિચાર;
એવા પુરૂષો આ અવનીમાં, ક્યાં ભલે કરતાર. ૧

૧. નારદ

આ તો મેં વચમાંથી રાવનિ, રહી જતી કહિ વાત;
કહું હવે ચલકુચ સ્વારીની, જે બાકી રહિ વાત. ૨
વખત વીતતાં વાર ન લાગે, વખત તણી શી વાત;
શિશપણું નિજનું સંભારો, જુઓ કાલની વાત. ૩
વર્ષોનાં વર્ષો જ્યાં વીત્યાં, જતાં શિ વાર છ માસ;
ચાર માસ તો સ્હેજે વીસા, આવ્યો અધીક માસ. ૪
શ્રીપુરશોત્તમજીને નામે, એ પુરશોત્તમ માસ;
પુણ્ય માસ પુરશોત્તમજીનો, જેમ શ્રાવણ શિવમાસ. ૫
વધુ વિગત વિસ્તારિ કહું તો, વધે ગ્રથનું પૂર,
જાણે આ છેવટનો સમજ્યા, માસ રાવ બ્હાદૂર ૬
નિત્ય એક ગૌદાન આપતા, ત્રીશ દિવસ એમ દીધાં,
દાન પુણ્ય રૂપિયા દર રોજે, બગો સુખિનાં કીધાં. ૭
ગૌદાનોમાં પણ ગાયનિ શુભ, વિપ્ર કરે જે સેવા;
દેતા નિત્ય પોતે ગૌદાનો, શોધી એવા એવા ૮
ઓછામા ઓછી છ મહિના, ઘેર રાખવી ગાય,
ચરો પુળો દઈ સુખી રાખવી, દુખી જરા નવ થાય. ૯
એ માટે વળિ ઉપર આપતા, રૂપિયા પૂર્ણું પચાસ;
બીજું પણ બહુ દાન પુણ્ય કરિ, પૂર્ણું કર્યો એ માસ. ૧૦
શીખ્યા શુભ ઇંગ્રેજી, ફારસિ, જર પણ પૂરણ જામ્યાં;
રાજ્યમદે પણ રંચ ન ખામી, પૂરણ પદવી પામ્યા. ૧૧
જુવાનિનો પણ મદ છરવિયો, કીધા સગ અનેક;
શાસ્ત્ર, ધર્મ પર શ્રદ્ધા પૂરી, રંગ એકનો એક. ૧૨

## ચોપાઇ ત્રિતાળી.

અધિક માસ નિત્યો એમ કરતાં, સૌકો આશ્વીન બીજો ઉચરતા;
એતો આસો અર્ધી પછી આવ્યો, દિન શુદિ એકાદશિનો સુહાવ્યો ૧
કરતા વ્રત તે રીતે રાવે કીધુ, લાખેણું પુણ્ય એ પણ લીધુ;

હરતા ફરતા ને નિત્ય કામ કરતા, ઈચ્છા પોતાનિને અનુસરતા. ૨
ન્હોતું દેખાતું નખમાં પણ દર્દ, હતા મહા જોરાવર મર્દ;
હતો આગલે દિન સોમવાર, બધે હરતા ફરતા હતા બ્હાર. ૩
કરતા કામ હતા ધમધોકાર, ન્હોતો લાગતો વ્યાધી લગાર;
આજે પણ હતું એવાનું એવું, જણાયું દર્દ પણ નહિ જેવું. ૪
હૃદયનું જોઉ રાવ કહેતા, જે પર ફ્લોસ્મિરપ જરા લેતા;
આજ તેણે કિધો કંઇ ઉપાડો, ગણી સ્હેજ રાવે હરી કાઢયો. ૫
પોતે જાણતા પણ કદિ હોય, તેની ખબર પડે કેમ તોય;[1]
જાણે જૂના હતા જોગિરાજ, હતો સાથ ગરીબનિવાજ. ૬
પ્રેમે દ્વાદશિ પારણાં કીધાં, દાન નિત્ય દેવાતાં તે દીધાં;
હતા કરતા મ્યુનીસિપલ કાર્ય, બીજો નિજનો પણ કાર્ય વહેવાર. ૭
માત્ર ઘેર બેશીને તે કરતા, પૂછે હૃદયની પીડા ઉચરતા;
બીજા જેમ પડેછે બિછાને, નિમિપ એવું ન દીઠું નિદાને. ૮
કામ સુર્યાસ્ત લગિ સર્વે કીધાં, પ્રેમે ઔષધ પણ કંઈ પીધાં,
કરવા જગતને દેખાવો જેમ, આપ અનુસરતા હોય એમ ૯
આવે જોવા કે મળવા જે જન,[2] શુભ સ્નેહથિ રાવ સદંન,[3]
સૌકો તબિયતના સમાચાર, પૂછે રાવને ધરિ ઉર પ્યાર. ૧૦
કથતાં ઠીક છે એમ કહેતા, લેશ સંશય કોય ન લેતા;
કરતા ખુશિથી સહુ વાતચીત, નામ દર્દ હૃદયનું નિમિત્ત. ૧૧
તોપણ જેને ખબર પડી જ્યારે, દોડયા તત્ક્ષણ જોવા તે ત્યારે;
જરા કોઇથી ન હતી જુદાઈ, હતા બાપાબાઈ તે બાપા-બાઇ. ૧૨

## સાખી.

સ્હેજસાજ મંદવાડનું, કેણે સાંભળ્યું નામ;
ને કેણે નહિં સાંભળ્યું, થયું અચાનક કામરે. ૧

1. તોપણ ૨ જન. ૩. સદન

## રાગ ધનાશ્રીની દેશી.

રાત્રિ ભોજન કરિ સૌ પરવાર્યાં, શયન સમય થયો જ્યારેજી;
તઇયારિ જાણે મરાની નિદ્રાની, રાવે કરવા માંડી ત્યારેજી. ૧
દર્દ તણો પડ્યો જોસ વધી ને, થઇ પડિ દોડાદોડીજી;
દાક્તરો પણ કૈક દોડતા આવ્યા, સગાં સ્નેહી આવ્યાં દોડીજી. ૨
પુત્ર માધુભાઇ પણ મુખ પાસે, પૌત્ર ચિનુભાઇ પાસેજી;
સાક્ષ હતો તે પ્રભુ મુખ પાસે, વળતી રહ્યું કોણ વાસેજી. ૩
શાણા શાહ સુલતાનનિ બાબત, શ્રોતા મારા સૌ સંભારોજી,
અંત સમે નિજ શાહજાદાને જોણે, કેવો હુકમ જુઓ કાઢયોજી. ૪
મોખરે તોપો ને ખુલ્લાં શસ્ત્રોથી, પ્હેલું પ્યાદલ પછિ સ્વારોજી;
સેનાપતિ ને દિવાન તે પાછળ, તે પછિ સૌ સરદારોજી. ૫
એ પછિ અંબાર હીરા માણેક ને, કુલ ઝવેરાતના કાઢીજી;
એ પછિ વાહન વૈભવ વિવિધનાં, એ પણ કરવાં અગાડીજી. ૬
વાજાં સિરબંધિનાં સિરબંધિ માથે, સ્વારીનાં સ્વારી સાથેજી;
બાકી બાદશાહિ જનાજાની આગળ, ખૂબ બજાવવાં ખાતેજી. ૭
કાંધિયા તેના હકિમોને કરવા, મિથ્યાભિમાન જે ધરતાજી;
શાહજાદા ને કુટુંબિ સઘળા, રહે જનાજાને ફરતાજી. ૮
જનાનખાનુ પાછળી સૌથી, દાશી ને દાસના સાથજી;
શાહ કહે મને નાખી જનાજામાં, ખુલ્લા રાખવા હાથજી. ૯
સમજુઓ જોઇ મનમાં સમજશે, એથી કરવું એવુંજી;
મુવા પછી મુકામે લઇ જતાં મને, કરજો કહ્યું મેં જેવુંજી. ૧૦
શ્રોતાઓ મારા સમજુ છો સઘળા, વિચારો સૌ એ વાતજી,
કેનુ એમાં કશું કામ ન આવે, કે નવ ચાલે સાથજી. ૧૧
માન્ધાતા ને અકબર ગયા એમ, ધન્વંતરી સુલેમાનજી;
માવાળુ માતા મ્હાદેવિ વિક્ટોરિયાં, સર્વાં જઇ સમસ્થાનજી. ૧૨

### સાખી.

માયા ને મમતા સહુ, પડયાં રહે આ ઠામ;
અન્તે જાવું એકલાં, સાચું પ્રભુનું નામરે. ૧

### ચોપાયા વૃત્ત.

આઠ વાગતાંથી રાત્રીના, દરદે કર્યો ઉપાડો;
આવ્યો યતનો વધારો એમાં, પણ નહિં લેશ ઘટાડો; ૧
જુઓ કલાક મિનિટના કાંટા, ને સેકંડનો કાંટો;
આંટે આંટે આગળ ચાલે, પેખો કાળ ઝપાટો. ૨
નવ વાગ્યા સાડાનવ વાગ્યા, દશ સાડાદશ વાગ્યા;
ડાહ્યા મોટા ડાકટરો તે, વિચારવા સઉ લાગ્યા. ૩
સગા સંબંધી તે પણ સરવે, લમણે કર દઇ બેઠા;
હાજર હતા સનેહી તે પણ, પ્રૌઢ વિચારમાં પેઠા. ૪
અગિયારે તો એકદમ આવી, જોસે કામ ઉપાડયું;
નામ હૃદયનું દરદ નિમિત તે, પછિ અહિં ખુલ્લું પાડયું. ૫
હવે રાવ રહે નહિં અહિંયાં, જે કરવું તે વ્યર્થ;
કરવાનું તે રાત્ર કરી સઉ, સાધી બેઠા અર્થ. ૬
સમર્થ ધણિનું તેડું આવ્યું, તે પાછું કયમ જાશે;
પુત્ર પૌત્ર સઉ મનમાં સમજી, આવી બેઠા પાસે. ૭
ઔષધ ને ઉપચારો મુકયા, અન્તર થયા સઉ અળગા;
દાન પુણ્ય ને ક્રિયા ધર્મની, કરવામાં સઉ વળગ્યાં. ૮
રડવાની તો મનાઇ રાવની, પણ શું કરે વિચારો;
સ્નેહ રાવનાથી દ્રગ સઉને, દડદડ વ્હેતી ધારો. ૯
સાડાચાર વરસનાં પુત્રી, જયંતિ બા શુભ ગેહ;
આંખે સઉની આંસુ દેખી, રડવા લાગ્યાં એહ. ૧૦
પ્યાર પિતામહનો જે જોયો, ઘડિઘડિ તે સંભારે;

હાદાદાદા કરતાં દોડે, શબ હતા જ્યા ત્યારે. ૧૧
ઘરના નોકર ચાકર તે પણ, રહરહ રડવા લાગ્યાં;
આંખ પ્રમાણે આંસૂ સૌને, ટપટપ પડવા લાગ્યાં ૧૨

## ચોપાઈ ત્રિતાળી.

વેગે આવ્યું વિમાન તે વાર, શુભ શબ તે પર થઇ સ્વાર,
સમય સાડાઅગ્યારનો ધારી, કીધી શબે ત્યાં ચલકુચ સ્વારી. ૧
આત્માનાત્મનો કરિને વિચાર, પ્હોચ્યા શબ જઇ પ્રભુદ્વાર;
માત્ર દર્દનું તો હતું નામ, કર્તા પ્રભુનું પણ એ સહુ કામ. ૨
શ્હેરમાં તો ફેલાતાં શિ વાર, શોકમય આ માઠા સમાચાર;
વડા વીવેકિ સુત માધુભાઇ, અને પૌત્ર રૂડા ચીનુંભાઇ. ૩
જે જે સગાં સ્નેહી સૌ પોતાનાં, કે જે મિત્ર પોતાના પિતાના;
શેઠ, શાહુકારો, સાહેબ લોકો, ઘરે વાત સુણી જે જે ધોખો ૪
તર્ત ખબર તે સૌને કહાવી, કયાંઇ ચિઠ્ઠી લખી મોકલાવી;
વસતા બ્હાર હતા જેહ વાસ, તેને કીધા ટેલીગ્રામ ખાસ. ૫
ન્હોતાં કિર્ણ જ્યાં રવિદેવે કાઢયાં, મોટા લોકોએ આવવા માંડયાં;
ખાલી ગાડિયો કઇ ઉભી બ્હાર, આવી કઈ ઉભી બાગ મોઝાર. ૬
શેઠ, શાહુકારો, સાહેબ લોકો, આવ્યા ધરતા અતીશય ધોખો;
આવ્યા ઉમદા કઇ અધિકારી, કેક વકિલો ને કૈક વ્યાપારી. ૭
કોણ હિંદુ, પારસિ, મુસલમાન, હતા ગવને સર્વ સમાન;
વ્હાલાં સગાં આવી ટોળે વળિયાં, જ્ઞાતિ પરજ્ઞાતિ પણ કૈક ગળિયાં. ૮
ક્રિયા શાસ્ત્ર પ્રમાણે સૌ કીધી, જેવી શબની રિદ્ધિ પ્રસિદ્ધિ;
ઊપર ઊમદું વસ્ત્ર ઓઢાડયું, બહુ શાંતિમય શબ બ્હાર કાઢયું. ૯
ઊપર પુષ્પ સુગંધિ ખુબ વેર્યાં, જેવાં મેળવ્યા માન ઘણેરાં,
સહઆદર શબને ઉપાડી, થયા બંગલેથી કઇ અગાડી. ૧૦
લઈ રૂપિયા પૈસા ફાંટોવાળા, શબ આગળ ઉછાળતા ચાલ્યા;

પાછળ મનુષ્યનો તો નહીં પાર, ચાલ્યા કરતા રાજ વિધિ સંસ્કાર. ૧૧
પાછળ ધાન્યનાં ગાડાં ચુંટાવ્યાં, લેવા કેક ગરીબો ત્યાં આવ્યાં;
લક્ષાવધિ કેરા ઘરના રિવાજ, કીધું એ પ્રમાણે સહુ આજ. ૧૨

## રાગ ધનાશ્રીની દેશી.

યુરોપિયન જે અધિકારિ મોટા, સાહેબ લોક કહેવાયજી;
કે કોઇ મોટા પારશિ શેઠો, કે મુસલમાન સુહાયજી. ૧
સન્માનાર્થે જે આવેલા રાવના, ઊભા હતા તે દ્વારજી;
સત્કાર પુર્વક નમિ નમિ રાજને, વંદવા લાગ્યા તે વારજી. ૨
સ્નેહ ભિજિત થયાં નેત્ર સહુનાં, આવ્યાં કઇને તો આંસજી;
પૂરણ સૌનુ સન્માન પામ્યા, ખલક વિશે રાવ ખાસુંજી ૩
કોરટો સરકારી અને કચેરિયો, ને વળિ સઘળી સ્કૂલોજી;
મ્યુનીસીપલ ઓફિસો સઘળી, ને બંધ રહિ સૌ મીલોજી. ૪
બધ બજારો સૌ, ચોક ને ચૌટાં, ગમગિનિ જ્યાં ત્યાં દીસેજી;
શ્હેર બધું ગયું શોકમાં ડુબી, અહો કર્યું શું ઇશેજી. ૫
વાટે ઘાટે ચોક ને ચૌટે, ને વળિ શેરિયાશેરીજી;
જ્યાં જઈજુઓ ત્યાં એની એ વાતો, શું મરદો શું મેરીજી. ૬
શુભ ગુણ રાવના ને સ્તુતિ રાવની, સભાઓ ભરિભરિ ગાવાજી;
મરહુમશ્રીના પુત્ર પૌત્રાદિને, દિલાસા પત્ર મોકલાવાજી. ૭
સોસાઇટી કે મ્યુનીસીપાલિટિ, જાહેર સભાઓ જોજેજી;
કે શ્હેરના જે સંભાવિત પુરૂષો, લાગ્યા કરવા સૌ તેનેજી. ૮
સરકારે પણ પોતાના પત્રમાં, શોક પ્રદર્શિત કરિયોજી;
કલબ ટેક્ષટેલ કે ઇન્ડસ્ટ્રીયલ, એ રસતો અનુસરિયોજી. ૯
મીલ ઓનર્સનિ આસોશીએશન, એ પણ એજ પ્રમાણેજી;
વડાં વડાં વર્ત્તમાન પત્રોએ પણ, લીધી એ નોંધ લખાણેજી. ૧૦
મરહુમશ્રીના પુત્ર પૌત્રાદિકે, ક્યાંઇ પત્રો ક્યાંઇ તારોજી;

ઠેક વિલાત લગી મોકલાવ્યા, જ્યાં જેના નિજના વ્હેવારોજી. ૧૧
વિગત સહિત વિસતારિ કહું તો, વધે ગ્રંથ વિસત.રજી,
સંક્ષેપમાં એ માટે સૌનો, શ્રોતા કહિશ હું સારજી. ૧૨

## दुहो.

"जब तुम आये जगतमें । लोग हसैं तुम रोय ॥
अब जाते ऐसा करो । आप हसो जग रोय ॥" १॥

### ચોપાયા વૃત્ત.

કૃત્ય એવાં તો રાવે કીધાં, શુણુજો શ્રોતા મારા;
સરકારે બહુ સોક જણાવ્યો, નિજના ગેજિટ દ્વારા. ૧
ગણી ગણી શુભ રાવ તણા ગુણ, તેમાં પાડયા બ્હાર;
"રાવ મરણના સમાચાર શુણિ, છે દિલગિર સરકાર. ૨
સ્પીનીંગ વીવિંગ ફંના સચા, શુભ ઉત્તર ગુજરાતે;
પ્હેલા સ્થાપક પુરૂષ તરીકે, જે પેકાયા જાતે. ૩
રાભૂમિમાં એ શુભ ઉદ્યોગનો, કીધો ખુબ ફેલાવ;
એકલા એ ખાનગિ ઉધમમાં, વળિ ન થતાં ગરકાવ. ૪
કેટલાંક વર્ષોથી તો તે, એટલિજ ઉલટે રહેતાં;
અમદાવાદ તણા હિત માટે, હતા પરીશ્રમ લેતા. ૫
સન અઢાર ચોરાશીની ત્યાં, જ્યાં શુભ આવી સાલ;
સ્થાનિક સ્વરાજ્ય તણી પદ્ધતી, દાખલ થઇ જે કાળ. ૬
મ્યુનિસિપાલિટિ અમદાવાદનિ, એના પ્રેસીડેંટ;
એ પદ્ધતિને અનુસરિ કીધા, ધરિ સરકારે ખંત. ૭
આ હોદ્દો શુભ પ્રેસિડેંટનો, રાવશ્રી રણછોડલાલે;
લાગટ ચૌદ વર્ષ લગિ માણ્યો," લખિયું વળિ મહિપાળે. ૮

"જાણે છે સરકાર વળી જે, તેમનિ પ્રવીણતાથી;
તથા ખંતિલાપણું, બુદ્ધિને, સમજશક્તિ, ઉત્સાથી. ૯
પ્રૌઢો પક્ષ વિરૂધ પડિયો પણ, શુભ દ્રઢતા સંધાથે;
થયા પાણિના નળ શ્રીપુરમાં, ને ગટરો થઇ સાથે. ૧૦
સામાનિક તનદુરસ્તી શુભ, સ્હેરનિ સુધરી એથી,
કોલેરાના રોગ તણો તો, નાશ ગયો થઇ તેથી." ૧૧
કદરદાન સરકારે કેવી, કદર જુઓ આ કીધી;
ગણુના કરિકરિ રાવના ગુણુની, દિલ્લગિરિ જાહેર કીધી. ૧૨

## ચોપાઈ ત્રિતાળી.

વાત કૌન્સીલની વળિ કાઢી, લેશ માત્ર વિસારે ન પાડી;
"કૌન્સીલના મેમ્બર નિમિત્ત, ગણાતા રાવ ત્યાં નામાન્કીત. ૧
નિજ દેશિયોની જેહ નીતિ, કે જે તેમની સંસારિ સ્થીતી;
સુધરે એવાં જે શુભ હોય કામ, ટેકો આપતા નિજનો તે ઠામ. ૨
સલાહ એમનિ કીંમતિ જેહ, હતિ સ્વતંત્ર વિચારનિ એહ;
સરકારને તે હતી મળતી, ઘણા પ્રસંગે ઉપયોગ પડતી. ૩
દરદીને મળવા દુખમાં આરામ, વિવિધ દવાખાનાઓનાં કામ;
મિસ્ટર રણછોડલાલે મુકયાં સ્થાપી, ઉદાર રકમો નિભાવાર્થે આપી. ૪
વિદ્યાભુવન અમદાવાદ કેરાં, અને ગુજરાત કોલેજ કેરા,
વડા હતા વજનદાર એહ, શુભ આશ્રયદાતા નિઃસંદેહ. ૫
ઘણાં વર્ષથી જેહ આરામ, અને જેહ એકાંત વિશ્રામ,
જેને યોગ્ય થયા હતા પોતે, જરા પણ[1] ભોગવ્યાં નહિ" જુઓ તે. ૬
થયાં વય વર્ષ પચિશ કે ત્રીશ, જુઓ ગતિ દીધી શ્રી જગદીશ;
ખાસો નવિન ઉદ્યમ લાવી ખોડયો, જેમાં કમાઇ ખાય કરોડો. ૭
કીધાં બીજાં જે પણ જુઓ કામ, તે સૌ જન હિતકારી તમામ;

૧. ઘડપણમા અથવા લગાર પણ.

કરતાં પરમાર્થ શ્રીપરમેશે, બક્ષી સ્વાર્થની બક્ષિસ વિશેષે. ૮
" નિજ શ્રમથી સૌ જનરિતભાત, તથા જનપ્રિયાપ્રિયતાની[1] વાત,
વળી તેમની જે બધી ટેવે, એના પુરા અનુભવી એઓ.[2] ૯
તેથી પ્લેગને માટે પ્રશસ્ત[3], સારો કરિ તે શક્યા બંદોબસ્ત,
પામ્યો પેમવા પણ નથી પાપી, અમદાવાદમાં પ્લેગ અધાપી. ૧૦
સારી સલાહ સૌને શિખાવી, સારો દાખલો કરી બતાવી;
લોક-મતને જે દોરવનાર, જાહેર કામમાં ભાગ લેનાર ૧૧
તેમની એવા સજ્જન તરીક, ખોટ પડશે એ માટે અધીક,
બતાવેછે દિલગિરિ સરકાર", આહા ! ! કેવા કહો ઉદગાર. ૧૨

સાખી.

શબ્દ અસલ સરકારના, પાદપૂર્તિ કરિ ક્યાંઇ;
ભિન્ન પણ નથિ ભાવાર્થથી, શુણજો શ્રોતા ભાઇરે. ૧

રાગ ધનાશ્રીની દેશી.

નિશાન ડંકો સરકારનો એ, ગેઝિટ કહું સરકારીજી;
ઊપર કહ્યું એમ ગત જતાં એણે, દિલગિરિ દિલની દેખાડીજી. ૧
મુંબઇ સમાચાર રાવનો તેજો, પ્રગટેલો જે રાત પ્હેલાંજી;
તેણે પણ લીધી નોંધ તે ટાણે, વાત જાણી જે વેળાજી. ૨
જન્મ મરણની તારિખ રાવનિ, માસ તથા વળિ સાલજી;
રાવનો વિદ્યાભ્યાસ લખી લખ્યો, કારકિર્દિનો હેવાલજી. ૩
મોટાં મોટાં માન જે મેળવ્યાં, કે કર્યાં મોટાં કામજી;
મોટું વજનદાર મુંબઇ સમાચાર લીધી એ નોંધ તમામજી ૪

૧. લોકોને કઇ વાત પસંદ છે ને કઇ નથી તે પ્રિય-અપ્રિયતા.
૨ "વ"ને અર્ધસ્વર ઇંગ્રેજી વિદ્વાનોએ ગણ્યો છે. W. SEMI-VOWEL
૩ યોગ્ય.

મુંબઇ ગેઝિટ એ પણ એવું, ઇંગ્રેજિમાં છે આજજી;
દિલગિરિ એણે પોતાની દાખવિ, દિલની બતાવી દાઝજી. ૫
સંસારિ સ્થીતી રાવ તણી ને, રાવનાં કીધેલ કામજી;
માન જે મોટાં મેળવ્યાં રાવે, વિસ્તારિ લખિયું તમામજી. ૬
ઇંડિયા ટેમ્સ તો રોચ છે સૌની, નોંધ એણે પણ લીધીજી,
લઇ નોંધ ઓપિનિયનના[1] રિપોર્ટરે, દિલગિરિ જાહેર કીધીજી. ૭
જામેજમશેદ ને ગુજરાતી, ગુજરાતમિત્ર, હિતેચ્છુજી;
છે શુભ પત્રોને[2] ચોપાનિયા શુભ, સ્વદેશ કેરાં સુભેચ્છુજી. ૮
વીજળી વેગે વાત ગઇ તે, વાયુ વેગે વર્તમાનેજી[3];
આહા !! થયું શું ? સૌ એમ ઉચરે, જેને આવે જ્યારે કાનેજી. ૯
વર્તમાન પત્રોના વાચનહારા, વાંચી થયા દિલગીરજી,
શુભ રાવના વાંચી માઠા સમાચાર, નયન વહ્યાં કઇને નીરજી. ૧૦

### ચોપાયા વૃત્ત.

ઉપરાઉપર તાર દિલાસા, તણા છૂટિયા આવી;
પત્રોનો તો પાર રહ્યો નહિ, એટલા પડિયા આવી. ૧
મરહુમ કેરા પુત્ર પૌત્ર તે, વાંચી ઉત્તર વાળે;
રાવ તણા તે રાવજ જેવા, વ્યર્થ વખત નહિ ગાળે. ૨
રાવસદનમાં સોક પ્રગટિયો, સ્હેર વિશે પણ સોક;
હાટેહાટ પડી હડતાળો,[4] શું ચોટાં શું ચોક. ૩
જાહેર ખાતાં બંધ રહ્યાં સઉ, મ્યુનિસિપાલિટિ બંધ;
બંધ રહી સ્કૂલો કાલેજ્જો, ભીયો સઉ રહિ બંધ. ૪
બધ કોરટો, કચેરિયો સઉ, જે કહિયે સરકારી;
સોસૈટી પણ બંધ રહી, શી વાત કહું વિસ્તારી. ૫
હિંદૂ, મુસલમાન, પારશી, યુરોપિયન જે મોટા;

---

૧. નેટિવ ઓપિનિયન. ૨-૩ વર્તમાન પત્રો. ૪. દુકાનો બંધ રહેવી તે.

દેવા જવા દિલાસા સર્વના, રાવ સદન ચિત ચોટયાં. ૬
ભાવિ કઇકે તો ભરી સભાઓ, દિલગીરી દાખવવા;
પત્ર દિલાસાના મરહુમના, પુત્રાદીને લખવા. ૭
મ્યુનીસીપલ હોલ વિશે એક, મોટી મળી મિટીંગ;
એમ. સી. ગિબ ચેરમેન બિરાજ્યા દેખિ થાય જન દીંગ ૮
અમદાવાદ તણા શુભ એઓ, કલેક્ટર આ વાર;
આસીસ્ટંટ કહું એમના, નામ સુણો નિરધાર ૯
એ. જી. એન. ઇમેન્યુઅલ શુભ, બીજા પી. જે. મીડ,
ટી. ડી. ફ્રાઇ ડિસ્ટ્રીક્ટ જડ્જ ને, બે બીજા રેવરેંડ. ૧૦
ઇ. ટી. ડેવિસ કોલેજવાળા, કહું એમ એ. જોહ;
ડાક્ટર જી. પી. ટેલર. બી. ડી, તન ટેલરના તેહ. ૧૧
જે ટેલર–આમ તાત તણા શુભ, હતા મિત્ર આ ઠાગ;
રચ્યું વ્યાકરણ જેણે રૂડું, શુભ વિદ્યા ગુણ ધામ ૧૨
જે. એોલીવર ઇન્સ્પેક્ટર, કેળવણી ખાતાના;
ઓગિલ્વી સરજન બારથોલોમ્યુઝ, મળિયા સર્વ મનમાન્યા ૧૩
કમીશનર જે ઉત્તર પ્રાંતના, એચ. ઇ. મિલ્કોક;
શુભ કામે તત્પર જે સઘળે, લાયક સૌ કહે લોક. ૧૪
સાહિબ મોનુફ્ની પણ સ્વારી, અહીં હતી આ વાર,
તે પણ પ્રેમ સહીત પધાર્યા, આ મીટિંગ મોઝાર ૧૫

### ચોપાઇ ત્રિતાળી.

બીજા દેશી મોટામોટા મળિયા, ધન, વિદ્યા ને અધિકારે બળિયા;
નગરશેઠ પ્રેમાભાઇ કેરા, કહું પુત્ર મયાભાઇ વડેરા. ૧
ન્હાના એથી મણીભાઇ નામ, તે પણ આવી બિરાજ્યા તે ઠામ;
વડું રાવનું જે પર વ્હાલ, વૈસપ્રેસિડેંટ મ્યુનીસિપાલ. ૨
બીજા શેઠ ત્યાં મનસુખભાઇ, જેણે કુળની કીધી અધિકાઇ;

ખરેખાતે વધારી શુભ ખ્યાત, ભગુભાઇના સુત બલિભાત. ૩
વૈસપ્રેસિડેંટ ગીલ ઓનર્સ, સદા જે શુભ કામે સહર્ષ;
પુરો રાવનો જે પર પ્યાર, નામ જાણે સહુ નરનાર. ૪
હતા શેઠ જે દલપતભાઈ, કહું સુત તેના શુભ લાલભાઇ;
શેઠ જેસિંગભાઇ હઠીસંગ, શેઠ ઉગાભાઈ હઠીસંગ. ૫
બ્હેચરભાઇના શંભુપ્રસાદ, વડા શેઠો એ અહમદાવાદ;
હવે રાવ બ્હાદુર કહું તમામ, શુભ લાલશંકર જેનું નામ. ૬
સુત ઉમિયાશંકરના સુજાણ, ખુબ વિનય વિવેકનિ ખાણ;
શોભાવી કોર્ટ સ્માલકાઝ[1]કેરી, ને શુભ સોસૈટી[2]ના સેક્રેટરી. ૭
રાવ ભીમભાઇ કૃપારામ, ચૂનીલાલજી દલપતરામ;
રાવ મનસુખરામ[3] મશહુર, રહ્યા એ સહુ રાવબ્હાદુર. ૮
ભલા શેઠ જહાંગીરજી ભાળ્યા, એફ. સી. કહું તારાપુરવાળા;
ખાનબ્હાદુર એ કહેવાય, તે પણ આવી બિરાજિયા ત્યાંય. ૯
એલ. એમ. છે વાડિયા જેહ, બીજા ઈ. ડી. તલાટી છે તેહ;
તથા ભાઈશંકર ન્હાનાભાઇ, શુભ નામ સોલીસીટર ચાંઇ. ૧૦
આનરેબલ ગોકળદાસ, પિતા નામ પરિખ કાનદાસ;
મોટામોટા સહુ આવી મળિયા, ભેળા દેશી વિદેશી સહુ ભળિયા. ૧૧
રૂડું રાવનું રાખવા નામ, કરવા સ્મારકફંડનું કામ;
સદા રાવની રાખવા સ્મૃતી, કીધી રાવને નામે કમીટી. ૧૨

## રાગ 'ધનાશ્રીની દેશી.

ઊપર મેં જે નામ ઉચાર્યા, એમાંથી કઇ ચુંટી કાઢીજી;
એમાં વળી નવાં કૈક ઉમેરી, ને કમીટી ઘડી'કાઢીજી. ૧
ઓનરેબલ એન. એન. છે વાડિયા, ને વિરચંદ દિપચંદજી;

૧ અમદાવાદની. ૨ નામદાર ગુ. વ. સોસાઇટી ૩. રાવ મનસુખરામ સુરજરામ.

ખાનબહાદુર નવરોજજી શેઠ, સી. આઇ. ઇ. એ સુહંતજી, ૨
દીવાન બ્હાદુર જશકુળદીપક, રાવબ્હાદુર ગણિભાઇજી;
તન શુભ તુળજાશંકર કેરા, જે નંદશંકર ભાઇજી. ૩
અંગજ આતમારામજીના શુભ, રાવ કૃષ્ણમુખરામજી,
લાલજીભાઇ તણા સુત લાયક, રાવ મોતીલાલ નામજી. ૪
રાવ હરીલાલ–અંબાશંકરજીના, વ્રજરાય ત્રંબકરાયજી;
સારાભાઇ તણા સુત લાયક, રાવ શુભ ખુશાલરાયજી. ૫
રાવ નરસિલાલ રેવાદાસજી, કેશવલાલ હિરાલાલજી;
એ સહુ મંડળી રાવબ્હાદુરનું, સોહાતું શુભ હાલજી. ૬
પ્રોફેસર શુભ આબાજી વિષ્નુ, કાથવેટ કહેવાયજી;
ડૉકટર સોલોમન, એન. સી. મોદી, ત્રિભુવનદાસ સુહાયજી. ૭
મિસ્તર દેશાઇભાઇ કાળીદાસ, ધેનાભાઇ હરીદાસજી;
ખુશાલદાસજી ગોકળદાસ ને, મણિલાલ રણછોડદાસજી. ૮
મિસ્તર માધવલાલ હરીલાલ, વ્રજરાય સાકરલાલજી;
સુત રાવ ભોળાનાથજિના શુભ, કૃષ્નરાય કહું હાલજી. ૯
મીયાં કે. એસ. મૂસા મિયાં ને, મિયાં અબ્દુલ લતીફજી;
મીયાં ગુસલાદીન, ન્હાના મિયાં, એક એકથી સૌ અધીકજી. ૧૦
એ સહુ મેંબર કમીટીના, થયા, ને કહું હવે સેક્રેટરીજી;
શેઠ મનસુખભાઇ, જહાંગીરજી શેઠ, લાયક સરવે લ્હેરીજી. ૧૧
શેઠ મંગળદાસ ગિરધરદાસજિ, કેશવલાલ મોતીલાલજી,
જૂગલદાસ દામોદરદાસ ને, પરભુદાસના લાલજી.[1] ૧૨

### ચોપાયા વૃત્ત.

સેક્રેટરિયો અને મેમ્બરો, મળી ફંડ ઉપજાવ્યું;
રાવને નામે નામ ઠરાવી, સ્મારક ફંડ ગોઠાવ્યું. ૧

૧. શ્રી પ્રાણજીવનદાસ

સાહિબ એચ. ઇ. એમ. જેમ્સ જે, ઑનરેબલ કહેવાય;
આપ પદરથી ભર્યા રૂપૈયા, રોક અઢીસો ત્યાંય. ૨
કોયે હજાર, કોય પાંચસો, ગણિ થાકે ગણનાર;
પુસ્તક લખતાં પાર ન આવે, વધી જાય વિસ્તાર. ૩
તે ટાણે એ ભારી મીટિંગમાં, થયા રૂપૈયા રોક;
પાંચ હજાર પર પુરા પાંચસો, શહિબેના એક થોક. ૪
સરક્યૂલર કરિ જ્યાં ફેરવિયાં, દેશવિદેશ મોઝાર;
તેર હજાર પચાશી પૂરા, થયા ફંડ મોઝાર. ૫
શ્રીમંત મ્હારાજા શુભ કચ્છના, ખેંગારજિ બ્હાદૂર;
રોક રૂપૈયા ભર્યા પાચસો, અધિક હર્ષ ધરિ ઉર. ૬
રાવ તણી સ્પીનિંગ વીવિંગના, જે સઉ ભાગીદાર;
તેમણે પણ સઉ એક મતે થઇ, કર્યું ફંડ તઇયાર. ૭
રાવને નામે નામ રાખિયું, સાત હજારનું સ્થાપ્યું;
અમદાવાદ મિલ સ્કોલરશિપ, નામ ફંડનું આપ્યું. ૮
સોસાઇટિને વહિવટ સોપ્યો, જે અદ્યાપિ કરેછે;
કહેજો રાવ ગયા કે કાયમ, મન શું સૌનાં કહેછે. ૯
પુત્ર પૌત્રાદિ રાવ તણા એ, વિધિવત ક્રીયા કીધી;
નાત જાતમાં નામ વધારી, સાબાશી ખુબ લીધી. ૧૦
બ્રહ્મભોજન ચોરાશિયો કીધી, દાન વિવિધનાં દીધાં;
કથા વિવિધ પારાયણ આદી, શાસ્ત્ર અનુસરિ કીધાં. ૧૧
ગંગોતરિ જઈ શ્રાદ્ધ સરાવ્યાં, કશું ન રાખ્યું બાકી;
રાવ તણા તે રાવજ જેવા, લેશ ક્યાશ ન રાખી. ૧૨
રચ્યો સભામંડપ જે રાવે, તસવિર મૂકિ તેમાં;
ખાંતે જ્યારે મુંકી ખુલી, સભા ભરી શુભ એમાં. ૧૩
સુપુત્ર રાવ તણા માધુભાઇ, ભાપણ ઉત્તમ ભાખી;
સ્વજ્ઞાતિ વિદ્યારથિ ઉત્તેજક, રકમ અનામત રાખી. ૧૪

વાર્ષિક એવુ જે આવે વ્યાજ, કરે એમાં સોસૈટી એ કાજ;
જુઓ છે કદિ એ તૂટવાની, કે એ મૂળ રકમ પૂરવાની. ૧૨

## સાખી.

મેનેજરને મન થયું, ઉત્તેજન આ એક;
ને ઉન્નતિ નિજ દેશની, અર્થો રહ્યા અનેકરે. ૧

## રાગ ધનાશ્રીની દેશી.

મ્યુનીસીપલ હોલમાં મુકી, રાવ તણી તસવીરજી;
પ્રેમથી જ્યમ કોય પધરાવે મૂર્તિયો, મોટાં રચી મંદીરજી. ૧
જ્યાં જઇ જુઓ ત્યા છે ઠામઠામે, તસવીરો રાવનિ ટાંગીજી;
સોસાઇટી કે મ્યુનીસિપાલિટિ, દફતર જુઓ જેનાં માગીજી. ૨
સોક પ્રદર્શિત ઠરાવ સઉમાં, સઉએ મળી કીધેલાજી;
ને મરહુમના પુત્રપૌત્રાદિને, દિલાસાપત્રો લખેલાંજી. ૩
આસોસિએશન મિલ ઓનર્સ કે, ઇન્ડસ્ટ્રીયલ કલબજી;
અમદાવાદ પ્રારથના સમાજ કે, ટેક્ષટૈલ શુભ કલબજી. ૪
મીલ મજૂરો કે અનગ્રહવાસી, કે કો શાળાનાં અભ્યાસીજી;
દરદિયો રાવના દવાખાનાંનાં, અધિક સૌ દીઠાં ઉદાશીજી. ૫
ખરખર આંસુ કૈકને ખરિયાં, પાંપણે કૈકને પાણીજી;
દિલગિર આખા સ્હેરને દીઠું, વાત શી કરિયે વખાણીજી. ૬
મીલ તણા આડતિયા જેજે, માન્ચેસ્ટર, ઓલ્ડહામજી;
પ્લાટ બ્રધર્સ એ આદિક છે કઈ, કંપનિયોનાં નામજી. ૭
લાયક લંડનપુર લગિ પ્હોચી, રાવ તણી દિલગીરીજી;
કંપનિયો કઇ મુંબઇ કેરી, ગણનાં થાય ઘણેરીજી. ૮
જાહેર લખિ દિલગીરિ જણાવી, કોયે પત્ર કોય તારજી;
ફંડમાં કોયે રકમ ભરિ મોકલિ, પ્રસરી દિલગીરી અપારજી. ૯

જાય માણસ જે કુટુંબમાંથી, તેમાં તે ખોટ ગણાયજી;
પણ આપડી ખોટ અહમદાવાદમાં ને આખી ગુજરાત માંયજી. ૧૦
સરકારે પણ ખોટ સ્વિકારી, કબુલ પાછી કીધી સહુએજી;
છાપાવાળા ચુકયા છાપામાં છાપી, પત્રોમાં લખી જણવી બહુએજી. ૧૧
નવાબ કે સી. આઈ. ઈ. શુભ, સર શેરમહમદખાનજી;
દિલગીરી નિજ દિલની દરશાવી, પાલણપુર દીવાનજી. ૧૨

## દિલાસાપત્રો સંબંધે માત્ર સ્મર્ણાર્થસાર.

### રાગ ધોળ.

રામચંદ્રજી વનમાં સિધાવતાં. એ રાગ.

સ્વસ્તિ શ્રી શુભ શ્રીપુર સોહામણું, રાજમાન રાજેશ માધુભાઈ;
તેથા ચીનુંભાઈ, દિલગિર છઈયે દીલમાં.
લખીતંગ લખ્યાં સ્વસ્થાનો થકી, માઠી ખબર આ મ્હાદુખદાઈ;
રાવંનિ જાણી આંઈ, દિલગિર છઈયે દીલમાં. ટેક.
શાણા એ. એમ. ટી. જેકસન લખે, ખુબ દિલગિર મુબઈ સરકાર;
ગવરનર આ વાર, દિલગિર છઈયે દીલમાં.
સર ચાર્લસ ઓલીવૅર સાહિબ લખે, તેવો તત્કાળ મોકલિ તાર;
જાણી સમાચાર, દિલગિર છઈયે દીલમાં. ૧
માજી કમિસ્નર સાહિબ જી બી. રીડ જે, એ પણ આપ લખે એજ રીત;
જણવી પૂરણ પ્રીત, દિલગિર છઈયે દીલમાં.
ઓનરેબલ કમીશ્નર હાલના,, એફ. એસ. પી. લેલી સહીત;
લખે એજ રીત, દિલગિર છઈયે દીલમાં. ૨
ડાયરેક્ટર પબ્લિક ઇન્સ્ટ્રકશન તણા, ઓનરેબલ ઇ. જાઇલ્સ નામ;
એ પણ લખે આમ, દિલગિર છઈયે દીલમાં.
માજી કલેકટર એ. એ. બારોડેલ છે, તે પણ શબ્દો એનાએ તમામ;
નહીં બીજું નામ, દિલગિર છઈયે દીલમાં. ૩

જી ડી. પાન્સે ને જી. એસ. કરટીમ છે, અરનેસ્ટ ઑગસ્ટસ ગોન;
એઓના એ બોલ, દિલગિર છઇયે દીલમાં.
ઓર સાહિબ, મેકોરમેક સાહેબનાં, શુભ મિસિસોના મુખ એજ બોલ;
દીસે ઓળાઓળ, દિલગિર છઇયે દીલમાં. ૪
શુભ ચીમનલાલ હરિલાલજી, સેતલવાડનો પણ આવ્યો તાર;
એનાએ ઉદગાર, દિલગિર છઇયે દીલમાં.
ઑનરેબલ ડૉકટર ભાલચંદ્ર છે. લખ્યું એમણે એજ પ્રકાર;
નિજ પત્ર મોઝાર, દિલગિર છઇયે દીલમાં. ૫
રહિમતુલ્લા મહમદ સયાણી રૂડા, આનરેબલે પણ એ મિશાલ;
લખ્યુ એજ કાળ, દિલગિર છઇયે દીલમાં
ખાનબ્હાદુર સૈયદ સમસુદીન છે, રાવબ્હાદુર હીંમતલાલ[1];
લખ્યું ધરી વ્હાલ, દિલગિર છઇયે દીલમા. ૬
દેશી યુરોપી આદી દિલગિર સહુ, શુણો વાંચ્યો જે સૌએ હેવાલ;
બુઠ્ઠું કોણ બાળ, દિલગિર છઇયે દીલમાં.
નાગ[2] લખતાં તો પાર આવે નહીં, સર્વે જાણુ છે લાલના[3] લાલ,
કહે મોહનલાલ, દિલગિર છઇયે દીલમાં. ૭

## પ્રસ્તાવિક પદ.

" જાદુગારો ધુતારો કહું કર ગયોરે. " એ રાગ
સજ્જનો જિવમાં સમજીને સત વિચારી જુઓરે:

---

૧. અમદાવાદ મ્યુનીસીપાલીટીના હાલના પ્રેસીડેંટ રા બ. હીંમતલાલ ધીરજરામજી. ૨ આગળ જેમનાં નામ કોઇ પણ પ્રસંગે એક વખત આ પુસ્તકમાં ક્યાંઈ પણ આવી ગયા છે તેમનાં નામ ફરી આ જગાએ તેમણે દિલાસા પત્રો લખેલ છતાં ગ્રંથનું પુર વધી જવા સબબ લેવામા આવ્યાં નથી. ૩. ભગવાનના લાલ શ્રોતાઓ અથવા રાવ રણછોડલાલજીના પુત્ર રા. રા માધવલાલજી તથા રા. રા ચીનુભાઈ.

અત્યે સાચુ શુ નરનારી જુઓ, સજ્જનો ટેક
કેટલું વસવું કરવું શા માટે,
હાંરે મુકી ખસવું અંતે કહું શું વિસ્તારી જુઓરે; અંત્યે ૧
બાપ ગયા દાદા દીઠા ન દીઠ,
હાંરે મીઠી ઉંઘમાં રહી વય બધી ગુજારી જુઓરે, અંત્યે ૨
રાજા ગયા ને રાણા ગયા કંઈ,
હારે ગયા શાહ મોટા શાણા છત્રધારી જુઓરે, અંત્યે. ૩
ગયા કોટીધ્વજ શેઠ કરોડો,
હારે રહ્યા અમ્મર તો એકે ન અવતારી જુઓરે; અંત્યે ૪
પરલોક પોહચ્યાં માતા વિકટોરિયા,
હારે અંતે આપણી પણ આવેછે એ વારી જુઓરે, અંત્યે ૫
મોતનાં માથે વાગે નગારાં,
હારે કાળ ઉભો કરી ગર્દન પર અસ્વારી જુઓરે, અંત્યે. ૬
પુત્રપૌત્રાદી પરિવાર સારો,
હારે એતો સસારની ખુબી સૌ નિરધારી જુઓરે; અંત્યે. ૭
કીધાં તે પામ્યાં કરશુ તે પામીશુ,
હારે દેશુ હાથે તે છે સાથે સૌ વિચારી જુઓરે, અંત્યે ૮
ચાર દિવસનુ આ કહુ ચટકુ,
હારે તેમાં બેઠા થઇ કુડ કપટના કોઠારી જુઓરે; અંત્યે ૯
એકલા આવ્યા એકલાં જાવું.
હારે તેમા નર તે કેના ને કેના નારી જુઓરે; અંત્યે. ૧૦
આવશે જમ ને જશે જયા તાણી,
હારે થશે સાહ્ય કૃપા કરશે જો મુરારી જુઓરે, અંત્યે. ૧૧
પ્રભુ ભજો ને પરમારથ કરો,
હારે છોટ મનમોહન છે હૃદયાની એ બારી જુઓરે;
અંત્યે સાચું શુ નરનારી જુઓ, ૧૨

## સાખી.

રજની આવ્યા રાવ ને, પૌત્ર ઘેર પરભાત;
પુત્રિ ચન્દ્રકાંતા થયાં, વિધિધરની શી વાતરે. ૧

## ચોપાયા વૃત્ત.

ઇશ્વરઘરની વાતો એવી, કશું કળી ન શકાય;
પ્રપૌત્ર પેખવા તણી રાવને, ઉર રહિ આપેક્ષાય. ૧
સ્વર્ગ વિષે શુભ રાવ સંચર્યા, મેળવિ મોટું માન;
ઇશ્વરને ત્યાં પણ એવાને, હોયજ એવું માન. ૨
હડહડ ફટફટ આંઇ થાય જે, એને ત્યાં પણ એવું;
ઇશ્વરમય આ જગત અનૂપમ, એમાં તે શું કહેવું. ૩
રાવ ગયા પણ રાવતનુજ શુભ, રૂડા માધવલાલ;
જતાં રાવ જાણે આ જાગ્યા, બીજા રણછોડલાલ. ૪
મીલોનાં જે કામ કરે તે, એમાં કેવિ નવાઇ;
પણ તે સાથે કરવા લાગ્યા, બીજાં માધુભાઇ. ૫
કન્યાશાળા[1] કે વિદ્યાલય,[2] કે નિજ ઇસિપિતાળો;
સભા આર્ય ધર્મ સંરક્ષક, ભર્યું અનાશ્રમ ભાળો. ૬
એ આદિક આશ્રિત ખાતાં કે, જન આશ્રિત જે કોઇ;
રાવ તણાં નિજનાં કરિ બેઠા, પુત્ર[3] પૌત્ર[4] ચિત પ્રોઇ.[5] ૭
સ્થાવર જંગમ જેમ વારસો, પિતા તણો તે પામ્યા;
એમ વારસામાં એ માન્યાં, હેત ધરી હ્રદયામાં. ૮
જાહેર કામોમાં પણ જેવી, રાવનિ આગેવાની;
મળી વારસામાં પોતાને, બેઠા એવું માની. ૯
સ્વદેશ કેરૂં શુભ વ્હાલું ને, વતન ઉપર અતિ વ્હાલ;

૧. રા બા રણછોડભાઇ કન્યાશાળા ૨. શાહપુર વિદ્યાલય. ૩. રા. રા. માધુભાઈ ૪. રા. રા. ચીનુભાઈ ૫ પરોવીને

મળ્યું વારસામાં પોતાને, માન્યું માધવલાલ. ૧૦
પણ જોગીના જોગી પૂરા, જાણે ત્રિકાળ જ્ઞાની;
ગન ઘોડિ ને વેપ વિવિધના, પ્રભુ મરજી પીછાની. ૧૧
તિર્થાટણ તો પુરણ તેમણે, કેક હતાં કીધેલાં;
કેક હયાતી પછી પિતાની, અને કેક તો પ્હેલાં. ૧૨
દેશ વિશે વિદ્યા હુનરનો, કરવા ખુબ ફેલાવ,
મોટિ હોંશ હતિ માધુભાઈ ઉર, જેમ ચહાતા ગાવ. ૧૩
પણ ક્યાં મુંબઇ ટેકનીકલમાં, શકે પ્હોચિ સૌ કોય;
સે ખુબ લાવ ગુજરખંડ આખો, જો એ અહિયાં હોય. ૧૪
ગન સમજી એમ લાખ રૂપૈયા, હુનરશાળા માટે;
સોંપ્યા લખિ સરકાર નિગે તે, કરવા શ્રીપુર ખાતે ૧૫

## સાખી.

ઇસ્વી ઓગણિસો પુરા, છપનાની તે સાલ,
આન તુણુ વિણુ આ દેશમાં, કઇનો આણ્યો કાળરે. ૧

## ચોપાઈ ત્રિતાળી.

વિગતે કહુ જો કરી વિસ્તાર, પામુ ગ્રંથનો લખતાં ન પાર,
પુગે પંચાવનો પણ ન પાક્યો, કીધો છપ્પને ઉંક કડાકો. ૧
થયા ન થયા શરૂમાં ક્યાંઇ છાટા, મેઘ રાજ્ન બતાવી મોં નાઠા;
ઓખા માંડયા પછી એણે ચાળા, વિશ્વ આખીને લલચાવાવાળા. ૨
રૂડા વ્યોમે માંડયા વિવિધ રંગ, કળાય વર્ષના કેથી ન ઢંગ,
ફુંકે વાવડો નૈઋતિ ફરતો, હોય જળધી જ્યમ ગર્જના કરતો. ૩
જળ પ્રવાહ જ્યમ વહ્યો જાય, જોતા વાદળાં એમ જણાય,
કહું સુર્ય તો દેખાય કેવો, જાણે મેઘાડંબર હોય જેવો ૪
રૂડી શીયાળા સમ કહું રાત, આકાશ તારા દિસે અસંખ્યાત;

એમ મોસમ વીતી ગઈ આખી, બેઠા હેઠા સૌ નિશ્વાસ નાખી ૫
ગાયો ભેંશો બળદો ઘોડાવાળા, ચિંતાતુર થઇ કે વેચવા ચાલ્યા,
વગર વરસાદે તૃણ ક્યાંથી ઊગે, કાઢી ખવરાવતું ક્યાં લગિ પુગે. ૬
મળી ઘરનાં પોતાનાં સઉ માહી, ગયાં ઘરની ઘરવખરી સૌ ખાઇ;
નહીં કેના પાસે રહ્યુ નાણુ, વાટ ખરચીનું પણ નહિ ઠેકાણું. ૭
જો કોઇ બીજે સ્થળે જઇ પ્હોંચે, સૌકો જે તે મનમાં રહ્યાં ગોચે,
ઢોર વેચાથી લઇ કોણ બાંધે, કોણ પારકો બોજો લે કાંધે ૮
કદી તે પણ લે ખોદી ખાડા, પણ ખવરાવે શુ ? પડે આડા ?
ચરો ચાર કે ધાન્ય ના ભાવો, થયો ચોગણો છ ગણો અઠવો ૯
પૂજા જેની પરમ વિધ થાય, માતા તુલ્યે જે જગમા મનાય,
જેવુ સુવર્ણદાન ગણાય, એવો ગૌદાનનો મહિમાય ૧૦
રૂડી રૂપાળી સવત્સિ ન્હાની, તે તો રૂપિયે બે રૂપિયે વેચાણી,
કઇકે એમજ પણ દઇ દીધી, જોઈ શુભ ઠેકાણું શુભ પ્રસિદ્ધિ ૧૧
કઇકે આખ અદિક પણ કીધા, કાક પરદેશ પણ સાથે લીધાં;
કોણ ઘરડા કઇ ને કોણ બાળ, ચાલ્યા કાઢના છપ્પનો કાળ ૧૨

### સાખી.

કઇ રસ્તે અધવચ રહ્યા, કોઈ પહોચ્યાં ઠેઠ,
કઇ પશુ ગયાં કસાઇને, જનના ભરવા પેટરે. ૧

### રાગ ધનાશ્રીની દેશી.

છે આજનો સુધરેલ જમાનો, સાધનો સૌ તે પ્રમાણેજી,
રેલવે સ્ટીમરો તાર ટપાલો, થળ થળ સઉ ઠેકાણેજી ૧
પ્રચાર વિદ્યાનો પૂર્ણ ગયો વધિ, પૃથ્વિમાં ખંડેખંડજી;
નીતિ, દયા અને ધર્મ એ સાથે, એ પણ દીસે અખંડજી ૨
સુપુત્ર કહુ લોર્ડ જે સ્કાટલેંડના, બેરન કરઝન નામજી;

જે વૈસરોય આ હિંદુસ્તાનના, શુભ વિદ્યા ગુણ ગ્રામજી. ૩
લેડી કરઝન લાયકિવાળી, પત્નિ પણ પતિ પ્રમાણેજી;
કમર કશી થયાં કાળ દુકાળના, સામે તે આ ટાણેજી. ૪
ખોલિયાં ખાસ દુકાળનાં કામો, ઉલ્લાસથી કે તાલુકેજી;
સખ્ત વળી સરક્યુલર કાઢિયાં, વાળવા એ કામ રૂડેજી. ૫
જે જેની રૈયત તેજ તે પાળે, નહિંતો જવાબદાર થાશેજી,
અન્ન વગર એમાં કોઇ મુઉં તો, તેનો જવાબ લેવાશેજી ૬
લેડી કરઝને અમેરિકા લખી, મદદ મગાવી લીધીજી,
અમેરિકનોનો ઉપકાર મોટો, કમર કશી મદદ કીધીજી. ૭
અન્નાદિકની ભરી આગબોટો, અમેરિકાથી આવીજી;
લક્ષ્મિ મોટી રકમો તે સાથે, મદદની કરિ મોકલાવીજી. ૮
ન્હાના મોટા સૌ રજવાડા, ખાસ કામો વળી ખોલ્યાંજી;
જ્યાં જઇ જુઓ ત્યાં દુકાળિયાં ઢગ, દીસે ટોળેટોળાંજી. ૯
જૂનાં સદાવ્રત કઇ ગયાં ભાગી, થાણી પડયા દેનારજી;
ખાસ દુકાળને માટે કરી કઇએ, કીધા નવા આ વારજી. ૧૦
ખાસ કઇકે તો તળાવ ખોદાવ્યાં, સડકો કઇએ બધાવીજી;
ખોટ ખમી ક્યાંઇ અનાજ આપવા, દુકાનો કઇયે જમાવીજી ૧૧
અન્ન મફત વળી કઇકે તો આપ્યા, કઇકે રાખો પાઇજી;
ધન્ય શ્રીમંતો ને ધન્ય શેઠિયાઓ, કમર ન રાખી કાંઇજી ૧૨

## ચોપાયા વૃત્ત.

હતા રાવબહાદુર કેવા, ૩ડા રણછોડલાલ,
તન થઇ તેના માધુભાઇ તે, એ કયમ ભૂલે હાલ ૧
બીજા પણ શેઠો શ્રીમંતો, ને સારા શાહુકારો;
મળી કઇક મોટા અધિકારી, વિધવિધ કર્યા વિચારો. ૨
ગાયો બળદો મુંગાં પ્રાણી, ઉગારવાને કાજે;

અન્ન તરેહ કંપનિ ઉપજાવી, અવસર સમજી આજે. ૨
પચીશ રૂપિયે શેર ઠરાવ્યો, લીમીટેડ કરાવી;
કઇ રંકોની મદદ કરિ વળિ, જે જેને રૂચિ આવી. ૪
અર્ભક[1] વળિ જે કઇ અજ્ઞાની, માત પિતા તજિ ચાલ્યાં;
નિરાશ્રીતશાળામાં રાખી પ્રેમ સહિત તે પાળ્યાં. ૫
મુંબઇનું પણ મહાજન મોટું, દિલ ઉદાર દાતાર;
જે જ્યાંના ત્યાં મોકલિ તેણે, મદદ દેશ મોઝાર. ૬
વાત કહું સરકાર તણી શું, શુ રાજા શું રાણા;
ઠારોઠાર દિસે જ્યા જેનાં, કિર્તિવંત શુભ થાણાં. ૭
નાણાંનુ તો લેખુ ન રહ્યું, સૌએ એમ ઉછાળ્યુ;
કષ્ટે કરિ પણ કાળનુ મોઢુ, કર્યુ સહુએ કાળું. ૮
શ્રીમત મહારાજા શુભ કછના, ખેંગારજિ બ્હાદૂર;
કરોડ ઊપર ખરચી કોરી, દુકાળ કરવા દૂર. ૯
જામનગરમાં મહંત જાગ્યા, જિવડા મંદિરવાળા;[2]
સૌરાષ્ટ્ર[3] આદમજી પિરભાઇ કઇ રંકોને પાળ્યાં. ૧૦
કઇ એમ મર્દ જાગ્યા મુંછાળા, કાળ દુકાળનિ સામે;
કહો કેમ દે પાની પાછી, શૂર ચઢી સંગ્રામે. ૧૧
બહુગમ્રુ બંદોબસ્ત થયા પણ, કુદરત સમ ક્યાં થાય;

૧. બાળક ૨. આણંદબાવાનો ચેલો જીવોબાઇ આશરે ત્રીશ વરસની ઉમરનો પણ પૂરો નથી છતાં તે નીતિમાન અને ધર્મિષ્ટ કહેવાય છે બીજા આ કળિયુગના કેટલાક બાવાઓ ને ધર્માચાર્યો ધર્મને બહાને જગતને ઠગી ધન ભેગું કરી આડે માર્ગે ઉડાવેછે ત્યારે આ જીવોબાઇ હમેશાં કાળ દુકાળે પણ પોતાને ત્યાં વગર ભર્યુ તોલ્યુ ધર્મનો કે વર્ણનો ભેદ ન રાખતાં શાક ઘી તેલ મરચાં મીઠા સહીત સદાવ્રત આપેછે તે ઉપરાંત કાંડે પણ તેવો બંદોબસ્ત રાખ્યો હતો. ૩. કાઠિયાવાડમાં આસરે રૂ ૬00000 તેમણે ગરીબો પાળવામાં ખરચ્યા

ક્યાં કહિયે કોરોનિ ગણુતરી, ક્યાં કહિયે ધનરાય. ૧૨
કઇકે નિજ દીકરિયો આપી, ન લહ્યું ઠામ કુઠામ,
દિકરા જગ્યાઓમા દીધા, ચેવા કરવા કામ. ૧૩
કઈ બાળક રડવડતા મુકી, માબાપો કઇ નાઠા;
ઘરની નારી તે પણ કઇતે, થઇ પડિ આંખના પાટા. ૧૪
કેનું ડોય ન સરયું રહ્યું જ્યમ, દિક્ષા સહુને આપી,
ગઢ એમ કઈ ગયાં રડવડી, અરે છપ્પના પાપી ૧૫

## સાખી.

ખાનદાન જે કુલિન જન, લાયક પણ લાચાર,
ગુપ્ત દાન કઇકે દઇ, કીધા અતિ ઉપકારે. ૧

## લાચાર કુલીન ખાનદાનોને મદદ કરવા વિષે.

### પદ.

કુલિન જોઇ કીજિયેરે, તન મનથી;
ઘને કરી સ્હાય, કુલિન જોઇ કરણા કરી સૌ કીજિયે ટેક
કુલિન ન મુખથી શકે કહી, ભલી વેઠે કદી ભલે ભૂખ,
બ્હાર ઇજત બહુ જાળવે, દેખે ઘરમા બેઠા ઘણ દુઃખ; કુલિન. ૧
અંગના વસ્ત્ર ચાકેક જે, તેના એવાં કરે તે જતન,
બ્હાર જતાં વીંટે બાપડા, જેમ રાંકને હાથ રતન, કુલિન ૨
નીચ નગન, નીચું ભાખવું, વળી કરવું કદી નીચ કામ;
બાપડાથી ન શકે બની, થયુ જગતમા જાહેર નામ; કુલિન ૩
નિદ્રા ન આવે નીરાંતની, થાય નિશદિન ઉગ્મા ઉચાટ;
ત્રિવિધ વિદ્યા જાય વીસરી, કાગળ મગજે ચડી જાય કાટ; કુલિન ૪
સિંહ માગે હવા જઇ ચાકરી, ખડ સિંહ ભૂખ્યાં નવ ખાય;
ડચકાં દઇદઇ બાપડાં, અંતે કાળને આધિન થાય; કુલિન ૫

મુઝાઇ જાતાં દુખથી ગતી, શકે ઉચરી ન મુખ ઉચ્ચાર;
જાય ઉચરવા જો જોરથી, જાય એના કથાઈ તો ત્યારે, કુલિન. ૬
અવર કાઢી શકે ઊભરા, એનાથી નવ નીકળે એક;
આજાચક એ તો પ્રાણિયા, તે કેમ તોડી શકે નિજ ટેક; કુલિન. ૭
નાંખે નિસાસા એકાંતમાં, માગે વખતોવખત મુખે મર્ણું;
જનમ્યા ત્યાંથી કહે જગતમાં, અરેરે પ્રભુ અશરણશર્ણું; કુલિન. ૮
આશ્રય આપો એવા એકને, આપ્યો લાખને એમ લેખાય;
લાખ જાચે ખાણું લાખ જઇ, આનાથી નહિ એકે જચાય, કુલિન. ૯
આપ્યુ છે જેને ઇશ્વરે, એને સોને વિચારવું એમ;
વિશ્વે જો એ નહિ વિસારિયે, અમને ઇશ્વર વિસારશે કેમ; કુલિન. ૧૦
માગણ મોઢે આશીષ દે, આનુ અંતર આપે આશીષ;
ઉંડી અંતરની આશીષથી, બક્ષે મનમાની પ્રભુ બખશીશ; કુલિન. ૧૧
ધનવાન ને ધરાધીશ[1] સૌ, સત્તાધારી રૂડા સરદાર;
મનમોહનનું જો માનશો, તો તો રીઝશે જગકરતાર. કુલિન ૧૨

**સાખી.**

મરકી અને દુકાળ મળિ, કર્યો હિંદ ખેંજાર;
વિશ્વે એ નહિ વીસરે, વીતે જુગ હજારરે. ૧

**પરતાવિક.**

**રાઇટ ઓનરેબલ જ્યોર્જ બેરન કરઝન લોર્ડ ઓફ્ કેડલસ્ટન હિંદુસ્તાનના વાઇસરોય અને ગવરનર જનરલ જી. સી. એસ. આઇ. અને જી. સી. આઇ. ઇ. જોગ્ય મુબારક બાદી.**

**સવૈયા-એકત્રીશા.**

"ડાકોરમાં ઠાકોર બિરાજે" એ રાહે પણ ગવાશે.

---

[1] રાજ રાણા વગેરે.

સુપુત્ર લોર્ડ સ્કાર્સડેલના, ઉત્સવ અતિ પ્રગટ્યો ઉત્કર્ષ;
વર્ષ બેસતાં[1] સુરભુસ્પર્શી, આપ બનાવ્યો હિંદ સહર્ષ;

× × × × ×

"બનગ ગયા થઇ દુખના દહાડા[2] એ જબરો કીધો ઉચ્ચાર;
પ્રભુ પ્રસન્ન થઇ બેરન કરઝન, સુખિ રાખો શ્રી સર્જનહાર. ૧
ડરબીશાયર, રોયલ કલબ ને, પી. ઓ. કંપનિ કેરી પાસ;
વધા વિલાયતમાં જે વચનો,[3] સૌ જન વાંચી કહે સાબાશ,
લોર્ડ કુટંબનિ લાયકિ જેવી, એવો આવિ પ્રકાશ્યો પ્યાર; પ્રભુ. ૨
"મધ્ય સેનશાહતનું[4] બીંદુ." હેને કીધું "હિંદુસ્તાન;"
"હિંદી[5] બેટ્ટાઓ" ને નામે, મુખથી દીધું મોટું માન;
અહીં પધાર્યા પ્હેલાં કીધો, એ મોટો અમ પર ઉપકાર; પ્રભુ. ૩

---

૧. ઈ સ. ૧૮૯૬થી મરકીથી તથા ભૂકંપ અને દુકાળથી પીડાયલી હિંદની પ્રજા સન ૧૮૯૮ના વર્ષ આખર એટલે નવેંબરમાં નામદાર લોર્ડ કરઝનની અહીં વાઈસરોય તરીકે નીમનોક થયાનું સાંભળી તથા વિલાયતમાંનાં તેનાં કરેલાં દીલસોજીનાં ભાષણો વાંચી તે નામદારને અહીં પધારેલા જોવા તે એટલી આતુર અને અધીરી બની ગઈ હતી કે તે સાલના ડીસેંબરની તા. ૩૦-૩૧ અને ઈ. સ. ૧૮૯૯ના જાન્યુઆરીની ૧-૨ તારીખો મોટા ઉછરંગમાં ગુજરી હતી અને પોતાની મનની ઉમેદો તમામ તે નામદારના પધારવાથી પુરી થઇ ગઇ એમ તે માનતી હતી તેને અનુસરી આ લખેલું છે ને ઇશ્વર તે સફળ કરે એમ અમે ચાહીએછીએ. ૨. આ દેશને કીનારે ઉતરતાં સ્ટીમરમાંથીજ તે નામદારના આ કાઢેલા બોલ છે. ઈશ્વર તે સફળ કરો. ૩. ડરબીશાયર વગેરેમાં ઉપર લખ્યાં જે ભાષણો તે નામદારે આપેલાં તે ત્યાંનાં અંગ્રેજી પત્રોમાં છપાઇ આવેલાં અહીંના લોકોએ વાંચ્યાં તે ૪. ૫. ઇંગ્લાંડની ચારે ખંડની આખી સેનશાહતનું મધ્ય બીંદુ તે નામદારે હિંદુસ્તાનને કહી તેના બેટ્ટા હિંદીયો વગેરે જે શબ્દો પર ભાર દઈ તે નામદાર બોલ્યા તે પરથી આપણા તરફ તેના મનની લાગણી કેવી છે તે સ્પષ્ટ જણાઇ આવેછે-

"નથી સેનશાહત[1] કમિ થાવી, જો કોય ભાગ અવર કદિ જાય;
જાય હિંદ પણ જો તેનાથી, તો તેનો સૂર્યાસ્તજ થાય;
કરી હિંદની આપે કીંમત, વિરલા કોય ગજે કરનાર, પ્રભુ ૪
"સરહદ બચાવિ, હિંદ જાળવી, લડાઇયો લડિ શકિયા જેહ;"
આ વચનોને હિંદ આભારી, "મદદ[2] હિંદિ બેટ્ટાની એહ."
વધુ ફરજથી નથી કશું પણ, આપનિ લાયકિ અપર પાર; પ્રભુ ૫
તે સાથે વળિ વાઇસરોયની, ફરજ વિશે જે બોલ્યા બોલ,[3]
તે તો જાણે ગરિબ હિંદને, કર જમણાથી આપ્યો કોલ,[4]
સમર્થ પ્રભુ તે સફળ કરોને, મરો હિંદના અર્થ હજાર, પ્રભુ ૬

૧ કેટલાક આ દેશને ઈંગ્લંડ માટે એક બોજા રૂપ ગણેછે પણ તેની ખરી કીમત આ નામદારે કરી એટલે સુધી જાહેરમાં કહ્યું કે ઇગ્લાંડની આખી સેનશાહતમાંથી જો કોઈ એક બીજો ભાગ જાય તો તેથી સેનશાહતને ધક્કો નથી પણ જો હિંદ કમી થાય તો એ આખી સેનશાહતનો સુર્ય અસ્ત થયા બરાબર છે ૨ આપણા લોકો જો કોઇ પગાર લઈ કામ કરતા હોય તો તે વિશે પછી દરકાર કરતા નથી પણ આ આપણા ભાઇયો જે નામદાર ઇંગ્રેજ સરકારની લશ્કરી વગેરે નોકરીયો કરેછે તે માટે તેમને તથા આપણને સગમને કેવી રીતે મીઠાં વચનો બોલી પોતાના આભાર નીચે લીધેલા છે એ તેની પોતાનીજ આપણે લાયકી સમજવાની છે ૩ તેમાં પ્રતિનિધિ તરીકે બેશી આગલા નામીચા મોટાઓને પગે ચાલવાની તથા ચોખો ઉદાર ઇનસાફ મળતો રહેશે એમ પ્રજામાં ઠસાવવાની હિંમત અને પ્રજા પ્રત્યેની દિલસોજી એ ઉત્તમ ગુણો છે વગેરે જે તે નામદાર વિલાયતમાં પોતાના ભાષણોમા બોલ્યા હતા તે-૪. જો કોઇ એક બીજાને વચનો આપેછે કે લે છે તે ઘણું કરી જમણે હાથે સૌ કરેછે. આ નામદારનાં ભાષણો વિલાયતથી જે જે વર્તમાન પત્રોમાં છપાઈ આવ્યા કે અહીં છપાયા તે છાપનાર, કંપોઝીટર વગેરે સૌએ જમણે હાથે કર્યું એટલે તે સાક્ષી કર્યા બરાબર થયું ને એવા મોટા માણસો જે બોલે તે સૌ જમણે હાથે કોલ (પ્રોમીસ) આપ્યા બરાબરજ છે માટે તે સૌનું કૃત્ય ઇશ્વર સફળ કરે એવું અમે ચાહીયે છીયે--

મનુષ્ય જાતની ગાંઠ સંબંધથિ, છે જોડાણી માનવ જાત;
પરસ્પર જેવિ રહેણિ આપણી, તેવિ ઘટે તેઓ[1] સંઘાથ;
"લેતાં દોસ્તીની લાગણિમાં, શ્રેષ્ઠ-જ ગણાઇશું સરદાર;" પ્રભુ ૭
એવા એવા વિચાર ઉત્તમ, રહી બે ઘડક મુંક્યા બ્હાર;
"નિષ્ફળ કદિ એમાં નિવડિશ પણ આતો મારો છે નિરધાર;[2]
જન્મભૂમિને ઝાંખ લાગશે, કદિ[3] એવું તો નથિ કરનાર;" પ્રભુ. ૮
લાગણિ વધવાને ફેલાવા, વળી વફાદારોને માટ;
કહ્યું "અધિક ઉત્તેજન આપિશ,[4] જ્યાં લગિ છે મારો વગવાટ;"
તે તો કાર્પોરેશન ને વળિ, ચેમ્બર તણી સભા મોઝાર; પ્રભુ. ૯
આજ કરોછો તેને બદલે, છેવટ જ્યારે જાઉં સ્વદેશ;
ત્યારે જો એકાદો કહેશો, કે અમ હિતનું કીધુ લેશ;
તો ઉપકાર તમારો માનિશ," છેવટ એમ કર્યો ઉચ્ચાર; પ્રભુ ૧૦
બ્હાલપ અને વિનયનાં વચનો, દિલસોજીનો એમાં વાસ;
કુદરતિ ગુણ તે ખાનદાનિનો, આવે નહિ કરતાં અભ્યાસ;
પ્રકાશિ નિકળ્યો પશ્ચિમમાંથી, ઉલંધિ અબ્ધી[5] અપરંપાર: પ્રભુ. ૧૧

---

૧. આ વાક્ય તે નામદારે સરહદના તાયફાવાળા સંબંધે કહેલું તો પણ આપણા ગરીબ હિંદ અને તેના બેટાઓ જેના તરફ વગર દીઠે આગળથી આટલી દિલસોજી તે નામદાર ધરતા આવ્યાછે તે આપણી કંગાળીયત અને સુશિક્ષતા પ્રત્યક્ષ જોઈ કેવું વલણ ધરશે તે આપણે વિચારવાનું છે–૨–૩–૪. એ સહુ વાક્યો તે નામદારના મનનો (પ્રતિજ્ઞારૂપ) દ્રઢ નિશ્ચય અને તે સંબંધે તેની જાહેર હીંમત બતાવી આપેછે. ૫ સામાન્ય નિયમ પ્રકાશ માટે પૂર્વ દિશા છે પણ તેથી વિરૂદ્ધ-હિંદુસ્તાનમાં આવ્યા પહેલાં મોટા મોટા સમુદ્રો ઓળંગી તે નામદારના મનનો આ દેશ પરનો પ્યાર પશ્ચિમમાં રહેરહેજ પ્રકાશી નીકળ્યો હતો જે તે નામદારના અહીં પધારવા આગમચ કેટલેક છેટેથી તે નામદારના મુખારવિંદમાંથી સુગંધમય વચનરૂપી પુષ્પ વૃષ્ટિ કરી આ ગરીબ હિંદ તરફ તેણે પોતાની પુરેપુરી આગળથી દિલસોજી બતાવી દીધી

વધાવલિથી વીંટાયેલું, હરહમ આ છે હિંદુસ્તાન;
દિલમોજી પર મરી પડે ને, કરે ખુશીથી શિર કુરબાન;
પધારતાં પોતે પેખ્યા છે, પ્રત્યક્ષે "હુર્રે" ના પોકાર; પ્રભુ. ૧૨
શુકન[1] નિકળતાં લઇને સારા, આપ પધાર્યા છો આ દેશ;
બની કૃપાળુ ગરિબ હિંદને, બક્ષ્યાં આપે શુકનો[2] બેશ;
મરકી આદી મટી આફતો, જગમાં કરજો પ્રભુ જયકાર; પ્રભુ ૧૩
અરસપરસની છે લાગણિયો, કાયમ રહેજો એજ અખંડ;
વાહ હિંદ ને વાઇસરોય વાહ, એમ ઉચારે ખંડેખંડ;
સોનેરી હરફે[3] કરઝન હો, સારા હિંદ તણો શણગાર; પ્રભુ ૧૪
વધો રિદ્ધિ સિદ્ધિ સમૃદ્ધિ, વંશ વેલિ પામો વિસ્તાર,
સહકુટુંબ મોટું સુખ પામો, હો શુભ ચઢતિ હજાર પ્રકાર;
બેરન કરઝન જુગ બહુ જીવો, પામો જસ ખુબ જગમોઝાર;
પ્રભુ પ્રસન થઇ બેરન કરઝન, સુખિ રાખો શ્રી સર્જનહાર. ૧૫

### ગીતિ છંદ.

આ મુબારક બાદી, મુબારક બેરન આપને હોજો;
મનમોહન એ માગે, દયાનિ દ્રષ્ટિથી હિંદપર જોજો. ૧

### ચોપાયા વૃત્ત.

જનસંકટ છપનાનું જાતાં, શ્રમ લીધો તે સારૂં;
એ મેં આપિ મુબારકબાદી, બીજું હવે ઉચારૂં. ૧
છપનો ગયો તોય છપનાના, છેક ગયા નહિ છાંડા;

---

૧. ઇગ્લાંડથી તે નામદાર સ્ટીમરમાં બીરાજ્યો ત્યારે સુર્ય પુરેપુરો પ્રકાશીત થયેલો હતો એ પ્રમાણે ત્યાં જવલેજ બને છે ને તેને ત્યાંના લોકો એક સારા શુકન તરીકે માનેછે. ઇગ્લાંડમાં બારે માસ વરસાદ વરસેછે એ વાત હું ધારૂંછું કોઇથી અજાણી નહી હોય ૨ વચનો ૩ અક્ષરે

કાંક સતાવતો સારો એથી, પણ એનાએ દહાડા ૨
મુદત હુંકિ રહિ માધુભાઇને, જાણે હોય જવાની;
કરી ઉતાવળ એથી ચાલ્યા, આશસર ભવાની ૩
સહસ્ર ચંડી, શતચંડી શુભ, કોડ સહીને કીધાં;
યત્ર રાજસુય જ્યમ આરંભ્યો, જર ખરચી જશ લીધા. ૪
આવી અમદાવાદ પછી શુભ, ધર્મ વૈદિક જે કાર્ય;
મન દઇ કરવા માધુભાઇએ, એ માંડયાં આ વાર. ૫
વેદ સનાતન આર્ય ધર્મની, સંરક્ષકને નામે;
સભા સ્થાપિ સભા મંડપ રચિ, રાવ ગયા પ્રભુ ધામે. ૬
ભરી સભા પોતે તે ભાવે, યાજ્ઞિક લઇ પરિક્ષા;
શુભ સત્કાર સહ આદર સૌનો, કીધો કરિ નિરિક્ષા. ૭
છેવટ જગ્ન ચાણોદે કીધાં, ત્યાં તીરથ રેવાનાં;
નાત જમાડી લ્હાણાં આપ્યાં, લીધા જશ મનમાન્યા. ૮
ગંગોતરિથી જેમ વળિ આવી, કરી જ્ઞાતિને [1]યાદ;
કરી એમ ત્યાં પુત્રાદી સહ, આવ્યા અમદાવાદ. ૯
પછિ ચૈત્રી પૂનમને દહાડે, જતાં ગરધી રાત;
વાત કરી સુતને બોલાવી, કરી સ્મરણ જગનાત. ૧૦
દરદ છાતિનું સહેજ દાખવ્યું, સાધે સમાધિ જેમ;
વસવા સદા પિતાની પાસે, એ પરવરિયા એમ. ૧૧
ઇસ્વીસન શુભ ઓગણીસો પર, કહું એકની સાલ;
માસ એપ્રિલ તારીખ ત્રીજીના, ચાલ્યા માધવલાલ. ૧૨

### રાગ ધનાશ્રીની દેશી.

પુત્ર ચિનુભાઈ સોચમાં પડિયા, પિતા જતાં પરલોકજી;
સુભાગ્યવંતાં સુલોચનાનો, સમાવ્યો ન શમે શોકજી. ૧
અણસમજુ દુહિતાઓ બંને, એ શું સમજે અત્યારેજી,

---

૧. અમદાવાદમાં પણ તે વખત નાત જમાડી લ્હાણાં આપ્યાં હતાં.

માળ[1] પિતા પ્રપિતા તણી, કરે ધરી વિશાળ. ૧૦
તેમજ સાધુ, સંત કે, વળિ અભ્યાગત કોઇ;
પઢિત, પુરાણિ, શાસ્ત્રિ કે, કવિ, વિદ્યાર્થિ કોઇ. ૧૧
રાવ કને જ્યમ આવતા, ને હતિ રાવનિ રીત;
રાખી ચીનુંભાઇ તે, પૂરણ આણી પ્રીત. ૧૨
જે સાહેબ લોકો વડા, કે શેઠ શાહુકાર;
કે દેશી અધિકારિયો, પામ્યા સૈનો પ્યાર. ૧૩
કોણ નાત કે જાત સૈ, હરેક હિંદુ જાત;
મુસલમાન કે પારસી, ખાસી સૈમાં ખ્યાત ૧૪
વિખ્યાતી વીલાત લગિ, પામ્યા કીર્તિ અપાર;
રાવ તણા કુળના જુઓ, કુળ દીપક કુમાર. ૧૫

## સવૈયો.

અમ્મર નામ કર્યું જગમાં, નિજ માત પિતા તણિ કીધિ પ્રખ્યાતી;
અમ્મર નામ કર્યું જગમાં, નિજ નાત ને જાતનિ કીધિ વિખ્યાતી,
અમ્મર નામ કર્યું જગમાં, નિજ જન્મ ભૂમી ખુબ કીધિ સુહાતી;
અમ્મર નામ કર્યું કશિ કમ્મર, દેશનિ દાઝ ધરી જિન્હ[2] છાતી. ૧

## દોહરા.

સ્થાપી તે ફાર્બસ ગયા, ઉછેરિ તે અમ તાત;
છે રજિસ્ટર સોસાઇટી, વિશ્વ વિદિત સૈ વાત. ૧
ગયા રાવ સાહેબ ને, ગયા રાવબ્હાદૂર;
પ્રમુખ્ય સોસાઇટિ તણા, થયા દિવાનબ્હાદૂર. ૨
સાકરલાલજિના સપુત, અંબાલાલજિ એહ;
ઍમ-એ-ઍલ-ઍલ-બી. થયા, અવલ શ્રીપુરમાં જેહ ૩
માણ્ટ જડજ વડોદરા, હાઇકોર્ટ મોઝાર;

---

૧. ગાળા. ૨ જેણે.

સોસાઇટિનું પ્રમુખ્યપદ, એ પામ્યા આ વાર. ૪
રાવ બાહાદુર કર રૂડા, અવલ કહ્યા મેં એહ;
સોસાઇટિના સેક્રટરિ, સ્માલકોમ્જ જજ જેહ. ૫
શુદિમાં પ્રતિ દિન શશિ વધે, ને વદિમાં ઘટિ જાય;
પણ દિન પ્રતિ સોસાઇટી, જોતાં વધતી જાય. ૬
પેટ્રન શિયાજિરાવ જે, શ્રીમંત ગાયકવાડ;
ગુર્જરપતિ થઇ ગુર્જરિનાં, પુરણ પાડ્યાં લાડ. ૭
લાયક બીજા લોર્ડ રે, ગાજિ સુભો મુંબાઇ;
પેટ્રન સોસાઇટિ તણા, કહો બાકિ રહિ કાંઇ ? ૮
સરકારે પણ સ્નેહથી, આપ્યું માન અપૂર;
ઇંગ્લંડમાં ઇમ્પીરિયલ, છે જે ઇન્સ્ટીટયૂટ. ૯
નિજનો કરિને નીમવા, મેંબર તે મોઝાર;
સોસાઇટિને સર્વદા, એ આપ્યો અધિકાર. ૧૦
દર ત્રણ વરસે ત્યાં લખી, બદલે મેંબર તેહ;
સૂબાને સરકાર જ્યમ, બદલાવે ધરિ સ્નેહ. ૧૧
મર રૂડા સી. આઇ. ઈ. જે. બી. પિલ શુભ નામ;
સોસાઇટિના પ્રતિનિધી, થયા પ્રથમ તે ઠામ. ૧૨
વધિ વગ એમ વિલાતમાં, નિર્ભય થઇ નિશ્ચીંત;
શુભ પામી સોસાઇટી, પૂરણ સૌની પ્રીત. ૧૩
મળી ત્રસ્ટ ફંડોનિ ને, નિજની થઇ તમામ;
થઇ થાપણ ત્રણ લાખની, છે કિંચિત[1] કમિ નામ. ૧૪
રાવેરાવનિ મ્હેનતે, કર્યું થયું શુભ કામ;
રાજી મનમોહન સદા, પેખી શુભ પરિણામ. ૧૫

૧. રૂા. ૬૬૯૮-૧૧-૧૦ કમી છે.

## શ્રોતા પ્રતિ વિનતી.

### ૫૬.

હરિજન નથી થયો તું રે, વૈષ્ણવ નથી થયો તું રે—એ રાગ.

શુણુજો શ્રોતા સહુ મારા, શુણુજો શ્રોતા સહુ મારા;
છોડી સદગુણિ ને સારા, શુણુજો. ટેક.
કવી નથી કોવીદ નથી હું, પીંગળ ગણ નવ જાણું;
કીંકર છું સહુ કવિયોનો, નવ અભીમાન આણું; શુણુજો. ૧
ચરિત્ર લખવાં ગ્રંથ ગુંથવા, કામ નથી કંઇ સ્હેલું;
ભૂલ ચૂકની માફી માગું, પ્રણમીને કહું પ્હેલું; શુણુજો. ૨
ગૂણ દોષ પુસ્તકના જોતાં, બાબત જોશો પ્હેલી;
પુરૂષ પ્રયત્ન પ્રભુની ઇચ્છા, એ છે મુખ્ય રહેલી; શુણુજો. ૩
ઉધમ, કર્મ, સંચિતને ભાવી, એ પ્હેલાં ઉચ્ચારી;
તેના પછિ દ્રષ્ટાંત તરીકે, કહ્યું ચરિત્ર વિસ્તારી; શુણુજો. ૪
સ્થળ જ્યાં ત્યાં શુભ શુભ સંજોગો, સંગત જ્યાં ત્યાં સારી;
તે વચમાં કર્યાંઇ ડગ્યા નહીં એ, સંચિતની બલિહારી; શુણુજો. ૫
શુભ વિદ્યા શુભ ઉધમ સજ્યા, એકનિ સાથે એક;
જન કહું જેથી કામ પડ્યાં તે, અધિક એકથી એક; શુણુજો. ૬
પ્રભુ કૃપા વિણુ થાય કેમ એ, ને સૂજે કયમ સવળું;
અવળું થઇ પડે સવળાનું, હોય નશિબ જો અવળું; શુણુજો. ૭
શીધે રસ્તે જાતાં પણ કંઈ, સંકટ આવે સામાં;
રાવ તણી ને સૂર્યરામની, લડાઇ જોજ્યો આમાં; શુણુજો. ૮
વાંચી વાંચી વિસ્મય થાશો, વિચારશો રહિ વાત;
પ્રમાણીક પુરૂષને તો છે, વાંચ્યા જેવી વાત; શુણુજો. ૯
સદઉધમ તે શાને કહિયે, અવલ કાંક ઉચ્ચાર્યું;

તેના પછિ દ્રષ્ટાંત તરીકે, ઉત્તરાર્ધ વિસ્તાર્યું; સુણજો. ૧૦
જ્યાં જ્યાં જેવા પ્રસંગ લાવને, પ્રૌઢા જનથી પડિયા;
કે મ્હાપુરુષો બીજા પણ કોઇ, ચિત જે આવી ચડિયા; સુણજો. ૧૧
જેણે સેવા સ્વદેશની સજિ, શુભ ઇચ્છયું સઉ વાતે;
વિદ્યા, કળા અને વ્યાપારનિ, વૃદ્ધિ કરી ભલિભાતે; સુણજો. ૧૨
હિંદુ, મુસલમાન, પારસી, દેશી રાજા રાણા,
યુરોપિયન મોટા અધિકારી, જે સમજૂ ને શાણા; સુણજો. ૧૩
હિંદ તણા હિતકારી જેજે, નોંધ તેમની લીધી;
કાળ દુકાળ કે મરકી આદી, આફતો પણ અહિં લીધી, સુણજો. ૧૪
રસમય રૂડું રાવચરિત્ર છે, આજૂનો[1] ઈતિહાસ;
શી રિત પ્રગટયા દેશ સુધારા, કીધા કેણે ખાસ; સુણજો. ૧૫
પ્રજા ભવિષ્યની માટે એ પણ, સાથે લીધો સાર;
પ્રસંગ પ્રસંગને કરિ અનુસરતો, આ પુસ્તક મોઝાર; સુણજો. ૧૬
કેવાં કેવાં વિઘ્નો[2] નડિયાં, રાવને સંચા કામે;
હિંમત મુકી રાવ હઠયા નહિ, પામ્યા જય પરિણામે; સુણજો. ૧૭
સહસા, હિંમત વિચાર આણવા, મોટી એ મુશ્કેલી;
છે આંખ્યો મીંચીને પડવું, અંતે અલ્હા બેલી; સુણજો. ૧૮

**સવૈયા.**

"રાખ થશે રણમાં બળિને બધિ, કંચનના સરખી શુભ કાયા;
જાણ જશે જુવતી જરજોબન, છે ઘડિવારનિ વાદળ છાયા;
મદિર માલ મજૂસ મનોહર, મેલિ જવી જગમાં બધિ માયા;
પ્રીય શુણો દલપત્ત કહે, શુભ કામ કર્યું નર તેજ કમાયા." ૧

---

૧. આ જમાનાનો. ૨. બે વખત તો કારખાનામાં આગો પણ લાગી હતી ને કારખાનું બળી ગયું હતું.

# ग्रंथ समाप्ति·

## कवित.

पेख्यो नहीं प्यार जिन्हे होवत पिताको कैसो ।
उन्हको भी सुनी यह पिता याद आयगो ॥
पायो नहीं पुत्र पेखी पुत्रकी न सुपुत्रता ।
अैसो पिता सुनी यह उर पछतायगो ॥
पिता धर्म जाने पिता पुत्र धर्म जाने पुत्र ।
होवेगो अजान सो भी जान होई जायगो ॥
ऐसोही चरित्र पिता पुत्र पौत्र प्रपौत्रको ।
अवर न दुनियां के देखनेंमें आयगो ॥ १ ॥

## दोहा.

"दीपक बिन देखात क्यों । भरे पदारथ भौन ॥
कुलदीपक बिन पितरयश । कहहीं प्रगटकर कौन ॥ २ ॥

## सवैयो.

जो जिनसें सुधर्यो न कछुतों । सुपुत्रहुमें सबही सुधरेगो ॥
जो यशही प्रसर्यो नहि पूर्न । सुपुत्रहुसें यश सो प्रसरेगो ॥
जो भवसिंधु तरी न शकाय । सुपुत्रहुसें भव तात तरेगो ॥
जो मृत कोउ अपूर्न मनोरथ । पुत्र मनोरथ पुर्न करेगो॥३॥"

## दोहा.

शेठ सु—माधूभाइको । ईच्छा रही अपूर्न ॥
सुपूत्र चीनुंभाइने । पिछे करी परिपूर्न ॥ ४ ॥
" कुलमें होइ सुपुत सो । तजि स्वारथ साक्षात ॥
आतुरता उरमें रखै । सुनन पितरयश वात " ॥ ५ ॥

## सोरठा.

श्रवन किया सब ग्रंथ । सहआदर सब बैठके ॥
कवि गणपति[1] गुनवंत । सुहाय शेठकि समिपमें ॥ ६ ॥
सुनी पितर यश वात । हृदय बहुत राजी भया ॥
श्रवन भया साक्षात । कलिमें चीनुंभाइ सो ॥ ७ ॥

## दोहा.

कहा करैं धनको कहों । कुटंबमें जित क्लेश ॥
" संप लक्ष्मि संवाद " को । यह पेखहु उद्देश ॥१॥
होवहु कबहुं अधिक धन । करनो परोपकार ॥
सो सामग्री आयगी । संग स्वर्ग मोझार ॥२॥
रीति राव व्हादुरकी ॥ रखे सुनी नरनार ॥
लेगो सुख यह लोगमें । और स्वर्ग मोझार ॥३॥
संवत उन्नीसो अरू । उन्नसाठकी साल ॥
बैठा दिल्ही तख्तपें । जब एडवर्ड[2] भूपाल ॥४॥
पौप मास तिथि पूर्णिमा । वासर मंगलवार ॥
पर्वणि दिन किय पुर्न यह । ग्रंथ कच्छ मोझार ॥५॥

---

१. रा. कवि गणपतराम राजाराम भट्ट
२ अपनो नामदार कैसरेहिंद सेनशाह एड्वर्ड धी सातमो.

धराधीश कछराव है । यदुकुलमणिशशिवंशि ॥
महाराव खेंगार हैं । अवतरिये प्रभु अंशि ॥६॥
पाये पद जि.सि. आइ. ई. । और सवाइ व्हादूर ॥
भले भले पंडित वडे । है इत जिनकि हजूर ॥७॥
कुमार दो म्हारावके । विजयराजजी नाम ॥
औ छोटा युवराज हैं । मानसिंहजी नाम ॥८॥
मंत्री रणछोरभाइ हैं । उदयरामका लाल ॥
पुनि सुत सेवकरामका । लायक छोटालाल ॥९॥
मनीभाइ जशभाइका । हैं सुत मोतीलाल ॥
वडे वडे मंत्री वहुत । हैं सब बुद्धि विशाल ॥१०॥
राना जालमसिंहजी । हैं झाला मख्यात ॥
जैसी राजा धर्मकी । सभा रही सोहात ॥११॥
धर्म मजा राजा धरम । धर्म धरा कछ नाम ॥
माताका मदर्मे रही । किया ग्रंथका काम ॥१२॥
श्यामवेदि हों विम शुभ । ज्ञाति श्रिमाली नाम ॥
पाराशर शुभ गोत हैं । मोहन मेरा नाम ॥१३॥
विविध वोधमय विश्वको । हैं सब राव वृतांत ॥
छोर गये निज इस समय । राव वडा द्रष्टांत ॥१४॥
जिनका अन जिमके किया । राव गुननका गान ॥
यहि म्हाराव खेंगारका । करहु प्रभू कल्यान ॥१५॥
काल दुकाल दुख रोग सव । कारि दरिद्रनका नाश ॥
श्रोता वक्ता सर्वकी । ईश्वर पूरहु आश. ॥१६॥

## રાવ પૌત્ર ચીનુંભાઈ સાહેબને આશિર્વાદ.
### રાગ. રાસડાનો.
ઝીણા મારુજી હેરાજ—એ રાગ.

ઘણું જીવો ઘણું જીવો, રૂડા રાવપૌત્ર,
રાવકુળ કુળદીવો, છોજી રાવપૌત્ર;
કુળદીવો કુળદીવો, રૂડા રાવપૌત્ર,
રાવપુત્રના હો પુત્ર, રાવકુળ કુળદીવો, છોજી રાવપૌત્ર. ટેક.
રાજમાન રાજેશ્રી છો, શાણા ને શ્રીમંત;
મહામતીવંત, વળી સાથે વિદ્યાવંત; રાવપુત્રના. ૧
ગુજરાતે ગુણિયલ, શ્રીપુર છે ગામ;
ભલે ધર્યું રાવપૌત્ર, ચીનુંભાઈ નામ; રાવપુત્રના. ૨
જેણે ચીન્હો આત્મા અને, ચિન્હ્યા ચતુર્ભુજ;
સાર્થક નામ ચીનુંભાઈ, કીધું રાવતનુંજ; રાવપુત્રના. ૩
સ્થંભ દયા ધર્મના શુભ, નીતિના ભંડાર;
શુભ મૂર્ત સદ્દગુણોની, ક્ષમાના આગાર; રાવપુત્રના. ૪
વય છોટી બુદ્ધિ મોટી, કેટીદ્વજ કુમાર;
જોઈ પ્રગટયો અમ ઉર, આનદ અપાર; રાવપુત્રના. ૫
સહકુટંબ પ્રભુ રાખો, આપને આબાદ;
ખરા અંતઃકરણનો, એ અમ આશિરવાદ; રાવપુત્રના. ૬
પ્રસન હો આપને, પરમ પંચદેવ;
દશ દિગપાળ રહો, રક્ષણે અહમેવ; રાવપુત્રના. ૭
અષ્ટ સિદ્ધિ વસો આવી, સદા આપ ધામ;
નવ નિદ્ધિ જઈ વસો જ્યાં, આપનો વિશ્રામ; રાવપુત્રના. ૮
ધરાવેલી પામો શુભ, આપની વિસ્તાર;
મનના મનોર્થ કરો, પુરા કરતાર; રાવપુત્રના. ૯
સદા તવ શત્રુનો, પ્રભુ કરો સંહાર;

धराधीश कछराव है । यदुकुळमणिशशिवंशि ॥
महाराव खेंगार हैं । अवतरिये प्रभु अंशि ॥६॥
पाये पद जि.सि. आइ. ई. । और सवाइ व्हादूर ॥
भले भले पंडित वडे । है इत जिनकि हजूर ॥७॥
कुमार दो म्हारावके । विजयराजजी नाम ॥
औ छोटा युवराज हैं । मानसिंहजी नाम ॥८॥
मंत्री रणछोरभाइ हैं । उदयरामका लाल ॥
पुनि सुत सेवकरामका । लायक छोटालाल ॥९॥
मनीभाइ जशभाइका । हैं सुत मोतीलाल ॥
वडे वडे मंत्री वहुत । हैं सव वुद्धि विशाल ॥१०॥
राना जालमसिंहजी । हैं झाला मख्यात ॥
जैसी राजा धर्मकी । सभा रही सोहात ॥११॥
धर्म प्रजा राजा धरम । धर्म धरा कछ नाम ॥
माताका मढमें रही । किया ग्रंथका काम ॥१२॥
श्यामवेदि हों विप्र शुभ । ज्ञाति श्रिमाली नाम ॥
पाराशर शुभ गोत हैं । मोहन मेरा नाम ॥१३॥
विविध वोधमय विश्वको । हैं सव राव वृतांत ॥
छोर गये निज इस समय । राव वडा दृष्टांत ॥१४॥
जिनका अन जिमके किया । राव गुननका गान ॥
यहि म्हाराव खेंगारका । करहु प्रभू कल्यान ॥१५॥
काल दुकाल दुख रोग सव । कारि दरिद्रनको नाश ॥
श्रोता वक्ता सर्वकी । ईश्वर पूरहु आश. ॥१६

જગમાં આપનો કરો, પ્રભુ જેજેકાર; રાવપુત્રના ૧૦
ખંડેખંડે અખંડ હો, કિર્તિ ઠામોઠામ;
નવ ખંડ ચીરંજીવ, અમ્મર હો નામ; રાવપુત્રના. ૧૧
જુગોજુગ જીવો ઘણું, લાખ તણાં લાખ;
મુખ જોઇ આપનુ, હરખે મોહનલાલ; રાવપુત્રના. ૧૨

## સલામ.

સલામરે સલામ, શાણા સાહેબો સલામ;
સલામતીની સલામ, ટેક.
ખુબ પાન ખુબ સો પારી, સુગંધ રાવસુજરાની સારી,
છેદા ફુલગોટા સુખકારી, લ્યોજી સાહેબો તમામ; સલામ. ૧
ચોપાઇ, ચોપાયા, પદ, સાખી, નવિન રાગ વિવિધના નાખી;
આપું-બીડી વાળી આખી, લેવા કૃપાનુ ઇનામ; સલામ. ૨
માતાનુ મૂળીબાઇ નામ, પિતા કવિશ્વર દલપતરામ;
છે મુજ જન્મભૂમિ શુભ ગામ, સ્હેર અમદાવાદ નામ; સલામ ૩
જેવો ભોજ કહું ભૂપતી, મહા નિર્મળ જેની મતી;
એવો છે કચ્છાધીપતી, કવિ લોકોનો વિશ્રામ; સલામ. ૪

વડોદરા કેમ્પ.

તા. ૧૨-૧૦-૧૮૮૧.

કવિરાજ મી. મોહનલાલજી.

તમારો કાગળ તથા કવિતા પહોચ્યાં છે. તે માટે આભારી છું.-દિન પ્રતિ દિન તમારો કવિતાનો અભ્યાસ જોઇ આનંદમય થાઉ છું. તમારી કવિતાઓ ઘણી મનોરંજક છે.

પત્ર સમાચાર લખશો.

લી-સુજ્ઞેચ્છક.

મણીભાઇ જશભાઇના

યથા યોગ્ય.

Certificate No. 30.



With pleasure do I certify that Mr. Mohanlal Dalpatrám has read his poems to me, and thus pleased me much. I have heard much of his father, who is the poet of Gujerat, but I think that the son also will preserve that honour of his father. He composes good poetry and the style also is simple and elegant. I prophesy that one day he will be as famous a poet as his

જગમાં આપનો કરો, પ્રભુ જેજેકાર; રાવપુત્રના. ૧૦
ખંડેખંડે અખંડ હો, કિર્તિ કમોકાર;
નવ ખંડ ચીનુંભાઇ, અમ્મર હો નામ; રાવપુત્રના. ૧૧
જુગોજુગ જીવો ઘણું, લાલ તણાં લાલ;
મુખ જોઇ આપનું, હરખે મોહનલાલ; રાવપુત્રના. ૧૨

સલામ.

સલામરે સલામ, શાણા સાહેબો સલામ;
સલામતીની સલામ, ટેક.
ખુબ પાન ખુબ સો પારી, સુગંધ રાવસુજરાની સારી;
છેદો ફુલગોટા સુખકારી, ક્યોજી સાહેબો તમામ; સલામ. ૧
ચોપાઇ, ચોપાયા, પંદ, સાખી, નવિન રાગ વિવિધના નાખી;
આપું બીડી વાળી આખી, લેવા કૃપાનું ઇનામ; સલામ. ૨
માતાનું મૂળીબાઇ નામ, પિતા કવિશ્વર દલપતરામ;
છે મુજ જન્મભૂમિ શુભ ગામ, સ્હેર અમદાવાદ નામ; સલામ. ૩
જેવો ભોજ કહું ભૂપતી, મહા નિર્મળ જેની મતી;
એવો છે કચ્છાધીપતી, કવિ લોકોનો વિશ્રામ; સલામ. ૪
જેટલાં વર્ષ પિતાએ પાળ્યો, એટલાં એણે પણ સંભાળ્યો;
હજિ પણ છે જેણે કર ઝાલ્યો, નૃપતિ ખેંગારજી નામ; સલામ. ૫
ગ્રંથનો લખનારો કહું હાવે, જેવો વાસો[1] જનને આવે;
હું તો લખનારો સુત દાવે, ખરા દલપતરામ; સલામ. ૬
ક્ષમા કરશો જો હોય ખોડ, કરૂં સૌને હું કરજોડ;
સૌને સાહ્ય કરો રણછોડ,[2] વિશ્વ વિદિત જે નામ;
સલામરે સલામ, શાણા સાહેબો સલામ; સલામતીની સલામ. ૭

૧. માણસને દેવનો અગર પિતૃનો વાસો આવી ધુણે તે.
૨. દ્વારકાંધીશ ભગવાન અથવા રા. બ. મરહુમ રણછોડભાઇનું મુબારક નામ.

વડોદરા કેમ્પ.

તા. ૧૨–૧૦–૧૮૮૧.

કવિરાજ મી. મોહનલાલજી.

તમારો કાગળ તથા કવિતા પહોંચ્યાં છે. તે માટે આભારી છું–દિન પ્રતિ દિન તમારો કવિતાનો અભ્યાસ જોઇ આનંદમય થાઉં છું. તમારી કવિતાઓ ઘણી મનોરંજક છે.

પત્ર સમાચાર લખશો.

લી–શુભેચ્છક.

મણીભાઇ જશભાઇના

યથા યોગ્ય.

---

Certificate No. 30.




With pleasure do I certify that Mr. Mohanlal Dalpatram has read his poems to me, and thus pleased me much. I have heard much of his father, who is the poet of Gujerat, but I think that the son also will preserve that honour of his father. He composes good poetry and the style also is simple and elegant I prophesy that one day he will be as famous a poet as his

father is, with a little more industry and practice.

Cutch Anjar. } VIDYA BHASKAR PANDIT.
23rd June 92. } Lalchandra.

M. R. A. S. ( London ) & C. &. Guru to H. H. Maharajah Kishoresinghji Sahib commander-in-chief & brother to H. H. the Raj Rajoshwar Maharajah Sahib Bahadur of Jodhpur.

G. C. S. I.



I have great pleasure in testifying to the uncommon poetical powers of Mr. Mohanlal Dalpatram. From the experience I have had of his compositions I daresay that he has undoubtedly inherited the poetical abilities of his renowned father, kavi Dulpatram Dahyabhai C. I. E.

He is a worthy son of a worthy Father is Widely civil, simple and unassuming.

I was greatly pleased with the intellectual treat, he was kind enough to provide for me in the shape of his excellent impromptu compositions.

Palanpur. } DULLABHJI D. VED CHIEF MINISTER.
16th April. }
1894. } Palanpur.



સુ. નાં.
૫૫૨

(સીલ છે.)

**નેક નામદાર શ્રી મહારાજાધિરાજા શ્રી મહારાણાજી શ્રી જશવંતસીંહજી સાહેબ. સ્વસ્થાન શ્રીદાંતા.**

અમદાવાદના રહેનાર, કવી મોહનલાલ દલપતરામ જોગ તમારા બાપ ગુજરાતના પ્રખ્યાત કવિ છે ને સરકારથી સારૂં માન પામેલા છે. તેમના તમો પુત્ર છો ને તમે પોતે બનાવેલી આ રાજ્યની, તેમજ બીજા રજવાડા વગેરેની કવિતાઓ અમારા રૂબરૂ કહી સંભળાવી તે સાંભળી અમો ઘણા ખુશી થયા છીએ ને તમારી કવિતા બનાવવાની સારી શક્તિ, ચાલાકી અને ધીરજ ઉંચા પ્રકારની છે. અને આગળ ઉપર તમો પણ તમારા બાપ જેવું નામ કવિતા બનાવવામાં કહાડશો એમ આશા રાખવામાં આવેછે.

તમારા આવા ગુણથી તમારો આ રાજ્યમાં સારો સત્કાર થયો છે. ને આ સરટીફીકટ પણ આપવામાં આવેછે તે જાણવું.

તા. ૧૨ એપ્રીલ ૧૮૯૪.　　　　સુ. શ્રી. દાંતા.

પીતાંબર ઉગરચંદ.

દીવાન.

# शूद्धि पत्रक.

## पूर्वार्धखंड.

| પૃષ્ટ. | ઓળ. | अशुद्ध. | शुद्ध. |
|---|---|---|---|
| ૧ | ૨૨ | કાઇનેજ | ડાઇનેજ |
| ૭ | ૧૯ | જેથિ રહી પત પાંડવિ | ને રહિ પાંડવિની પત |
| ૯ | ૧૪ | [1]આળ૭૭ | આલ[1]૭૭ |
| ૧૧ | ૧૦ | होति हैं हो शकति नाहि जाकी ॥ | जोकों अमुल्य कहात हैं ताकी ॥ |
| ૪૨ | ૧૧ | થતો થાય | થાય |
| ૫૭ | ૨ | કલ્મીષે | કિલ્મિષે |
| ૬૨ | ૮ | હિરણ્ય કશિપુને | હિરણ્યકશિપુને |
| ૬૫ | ૧૦ | करे कहा जगवंध । | कर कहा जगवंध. । |
| ,, | ૧૧ | ,, | ,, |
| ૭૨ | ૧૯ | ન્હોતા, જ્યારે | ન્હોતા જ્યારે, |
| ૧૦૩ | ૩ | આપાડ | અપાડ |
| ૧૦૪ | ૨૨ | લાભમાં | લાભમા |

## उत्तरार्धखंड.

| પૃષ્ટ. | ઓળ. | अशुद्ध. | शुद्ध. |
|---|---|---|---|
| ૨ | ૬ | કાંતવાનું, | કાંતવાનું. |
| ૯ | ૨ | કંઈ | કઇ |
| ૨૬ | ૧૦ | ભાખ્યો | ભાવે |
| ૩૯ | ૫ | લોડ | લોર્ડ |
| ૬૧ | ૧૧ | સહુ ભાગે | રિપુ ભાગે, |

| | | | |
|---|---|---|---|
| ૬૨ | ૧૨ | ઉત્તરાર્વનો | ઉત્તરાર્ધનો. |
| ૭૨ | ૨૦ | કહું વળિ તેનાજી; | કહું તેનાજી; |
| ૭૮ | ૨૩ | કિંચિત્ | કિંચિત. |
| ૧૦૫ | ૬ | પ્રમાણે | પ્રમાણુ. |
| ૧૨૫ | ૫ | પાંચસો તે પર | પાંચસોપર |
| ૧૨૯ | ૭ | કરસી, | કરન્સી |
| ૧૩૮ | ૧૨ | મળે | મળી. |
| ૧૩૮ | ૨૦ | શ્રથીજ્વર | શ્ર થીજ્વર |
| ૧૩૮ | ૨૫ | બાધ. | બુધ. |
| ૧૭૫ | ૩ | આપડી | આ પડી |
| ૧૮૭ | ૧૧ | આજ | " આજ |
| ૧૮૭ | ૨૧ | તેવી. | તેની. |
| ૧૮૮ | ૭ | જગમાં કરજો. | જગમાં કરે |
| ૧૮૯ | ૧૫ | ગગોત્રીથી- | ગગોત્રીથી. |
| ૧૯૨ | ૨૪ | શ્રીપુર | શ્રીપુરમાં. |

